વિવિધ ગ્રંથમાળાનો સં૦ ૧૯૮૨ના અધિક ચૈત્રનો વિશેષાંક

# शुभसंग्रह

## भाग पहेलो

ટુંકા-પણ ખાસ ઉપયોગી ૧૦૦ લેખ.


सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

આવૃત્તિ બીજી, પ્રત ૩૦૦૦, કુલ ૧૧૦૦૦ સં. ૧૯૮૭

સંપાદક અને પ્રકાશક ભિક્ષુ-અખંડાનંદ

અમદાવાદ અને મુંબઈ-૨


મૂલ્ય ત્રણ આના-પોસ્ટેજ જૂદુ

# जरूरी सूचना-माहिती

**આ પુસ્તકના વાંચનાર પ્રત્યેક બંધુને જણાવવાનું કે:—**

૧—જે સજ્જનો આ પુસ્તક ટપાલરસ્તે ભેટતરીકે મંગાવવા ઇચ્છે, તેમણે તે વિષે **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ** એ શિરનામે માત્ર વૈશાખ આખર સુધીમાંજ પોતાના શિરનામા સાથે લખવું. એ પછી આ પુસ્તક કે પ્રત્યુત્તર કશુંજ મળશે નહિ. એ પોસ્ટ કાર્ડની સાથે બેવડીઆ કાર્ડરૂપે એક વધારાનું પોસ્ટ કાર્ડ પોસ્ટેજબદલ પણ અવશ્ય મોકલવું અને તેના શિરનામાવાળી અર્ધી જગ્યામાં પણ માત્ર **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મુ.–અમદાવાદ** એટલુંજ લખવું. પોસ્ટેજને બદલે એ વધારાનું કાર્ડ આ સંસ્થાના બીજા કામમાં વાપરી લેવાશે.

૨—આ પુસ્તકમાંની જે જે હકીકતો તમને વ્યાજબી લાગે તે મુજબ વર્તવા કાળજી રાખશો, તો તેથી તમને લાભજ થશે.

૩—આ પુસ્તક વાંચ્યા પછી ઘરનાં તેમજ બહારનાં અન્ય સજ્જનોને તે વાંચવા આપશો, કે વાંચી સંભળાવશો; તો આ કાર્યમાં તમે એટલી મદદ કરી અને દાતા બન્યા–લોકસેવા બજાવી–એમ સમજશો; એમ કોઇ ને કોઇ પ્રકારે અધિકાધિક પરોપકારી, નિષ્કામી અને પરમ કલ્યાણના અધિકારી બનાય તેમ કરશો.

૪—આ પછીનાં પૃષ્ઠોમાં હાલ નીકળેલાં પુસ્તકો બાબત તેમજ છપાતા સંપૂર્ણ મહાભારતમાટે વૈશાખની પૂનેમસુધી કિફાયત લખી છે; છતાં આ પુસ્તક મોડું હાથ આવે તો વૈશાખ આખર સુધી પણ તેનો લાભ લઇ શકશો.

૫—આ પુસ્તકમાંથી જે જે બાબતો તમને બહુ ગમી જાય ને પાળવા કે યાદ રાખવા જેવી લાગે; તેમજ જે જે બાબતો તરફ તમારા મિત્ર પરિચિતોનું ધ્યાન ખેંચવા જેવું જણાય; તે તે બાબતનાં પાનીઆં સફાઇથી ફાડી લઇને એકાદ જાડા કાગળપર કે તખ્તામાં ચોઢાવીને પોતાના ઘરમાં લટકાવવાથી, બીજાઓને ભેટ આપવાથી અને કાંઇ નહિ તો એ પાનીઆં ઘરમાં ભીંત ઉપર ચોઢી દેવાથી પણ પોતાનું તેમજ બીજાઓનું કાંઇ ને કાંઇ હિતજ થશે.

૬—આ સંસ્થા તરફની તેમજ અમુક સજ્જન તરફની મળીને જે આઠ હજાર પ્રત ભેટ આપવાની, તે તો મહિના માસમાં ખલાસજ થઈ જવાની હતી; એટલે બીજી પણ ૩૦૦૦ પ્રત સાથે એકંદરે અગીઆર હજાર પ્રત છપાઇ છે. આ વધારાની પ્રતો ઉપર માત્ર ત્રણજ આના કિંમત છપાયલી હોઇને તે અત્યારે પણ જેમને વાંચવા કે વહેંચવા માટે જોઇતી હશે; તેઓ તેજ કિંમતથી મેળવી શકશે. ફાયદો એમાંથી કાંઈ પણ થશે નહિ. માર્ગવ્યય જૂદું છે.

**"વ્યવસ્થાપક" સસ્તું સાહિત્ય–વ૦ કા૦ અમદાવાદ.**

# હાલ નીકળેલાં પુસ્તકો વગેરેમાં.

## વૈશાખ સુદ ૧૫ સુધી ખાસ કિફાયત

## १–भक्तचरित्र–अथवा भक्तिरसामृत

આ ગ્રંથમાં ઉડીસા પ્રાંતના જે ૨૯ મહાન ભક્તોનાં ચરિત્ર છે; તે **ભક્તમાળમાં** આવેલાં નથી. નિષ્કામ, પ્રભુપરાયણ, અસંગ્રહી, પરમ સંતસેવી, આતિથ્યપરાયણ, ગીતાપરાયણ, સર્વત્યાગી, પરમ સંયમી, એકનિષ્ઠ, ભાગવત-પરાયણ, એવા એવા પરમ ઉપાસકો અને પ્રભુદર્શનને પામેલા પરમ વંદનીય સંત-ભક્તોનાં આ જીવનવૃત્તાંત એવા એવા પ્રસંગોથી ભરપૂર છે અને એવી અસરકારક શૈલીથી યોજાયલાં છે, કે જે ચિત્ત પરોવીને વાંચવા-સાંભળવાથી અંતઃકરણ પ્રભુનો મહિમા અને ભક્તિભાવ પામતું ચાલે છે; હૃદય વારંવાર ઉભરાઇ આવે છે; આંખો પ્રભુ-પ્રેમનાં આંસુ વહેવરાવે છે; તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર અધિકાધિક નિર્મળ, શાંત, પવિત્ર, સાત્ત્વિક, ઉદાર, નિરભિમાની, વિશાળ, સુખી, સંયમી, દયાળુ અને આનંદી થતાં ચાલીને અનંત સચ્ચિદાનંદ પ્રભુદર્શનના અધિકારી બનાવે છે.

આ ગ્રંથનું કદ ૫×૯, કાગળ સારા સ્વદેશી, પૃષ્ઠસંખ્યા ૪૦૦ અને પૂઠાં પાકાં હોઇ મૂલ્ય માત્ર ૧॥ તથા સાદાં પૂઠાં સાથે ૧। છે. વૈશાખ સુદ ૧૫ સુધી રૂપીએ બે આના કમી. માર્ગવ્યય જૂદું.

## २–छोटमनी वाणी–ग्रंथ पहेलो–पेटा भाग १ थी ४

અગાઉ કેટલાકોએ "છોટમકૃત કીર્તનમાળા" નામે જે ચોપડી જેમ તેમ છપાવી કાઢેલી તેવો આ ગ્રંથ નથી; પરંતુ બનતા સંશોધન, મોટા અક્ષર અને ઉત્તમ વાણીના ઉમેરાપૂર્વક ચાર પેટાભાગ સાથે આ ગ્રંથ નીકળ્યો છે. કદ ૫×૯, પૃષ્ઠ ૨૬૪, મૂલ્ય બાર આના તથા પાકાં પૂઠાં સાથે રૂા. ૧) છે. હાલ રૂપીએ બે આના કમી. પોસ્ટેજ જૂદું.

## ३–आर्यभिषक्–अथवा हिंदुस्थाननो वैद्यराज

આ પુસ્તકની પાંચમી આવૃત્તિ પછી પણ માગણી જારી રહેવાથી આ છઠ્ઠી આવૃત્તિ બહાર પડી છે. કદ ઇંચ ૬॥×૧૦, પૃષ્ઠસંખ્યા ૭૨૦, કાગળો મજબૂત અને સ્વદેશી, પૂઠાં પાકાં અને મૂલ્ય રૂ. ૪) છે; પરંતુ વૈશાખ સુદ ૧૫ સુધી અમદાવાદથી મંગાવનારને રૂ. સવાત્રણથી અને મુંબઇના કાર્યાલયમાં સાડા-ત્રણ મળશે. પોસ્ટેજ જૂદું

# ४–आदर्श दृष्टांतमाळा

આ પુસ્તક વિવિધ ગ્રંથમાળાના ગયા વર્ષના છેલ્લા પુસ્તકરૂપે ચારેક માસ-પર નીકળેલું પણ વૈશાખ સુદ ૧૫ સુધી પાકાં પૂઠાં માંથી ૧)= ને સાદાં પૂઠાં સાથે ૦lll= ૧૨ll ટકાઓ છે મળશે. આ પુસ્તકમાંનાં દષ્ટાંત કેવાં ઉત્તમ અને બોધપ્રદ છે, તે તો ગ્રંથમાળાના વાચકો જાણેજ છે.

# ५–दानवीर कार्नेगी

આ ચરિત્ર આપણા દેશના યુવકો, વૃદ્ધો, નિર્ધન, ધનવાનો, સર્વ માટે કેટલું બધું રસપ્રદ અને ઉપયોગી છે; તથા હાથમાં લીધા પછી પૂરૂં કર્યા વિના મૂકવું ગમે તેમ નથી; એ વાત તો આ પુસ્તક વાંચવા લીધા પછીજ સમજાય તેમ છે. કદ ૫ll×૮, પૃષ્ઠસંખ્યા ૪૦૦, મૂલ્ય રૂ. ૧l, પાકાં પૂઠાં સાથે રૂ. ૧ll. હાલ ૧૨ll ટકા કમી.

# ६–आगळ धसो–आवृत्ति बीजी

પહેલી આવૃત્તિ પછી પણ આની માગણી જારી રહેવાથી આ આવૃત્તિ બનતા સંશોધન, મોટા અક્ષર, સારા સ્વદેશી કાગળ અને પાકાં પૂઠાં સાથે નીકળી છે. કદ ઈંચ ૫×૯, પૃષ્ઠસંખ્યા ૪૬૮ અને મૂલ્ય રૂ. ૧lll છે; પરંતુ બીજા ચૈત્રસુધી માત્ર ૧ll. પો. જૂદું. સાદાં પૂઠાંના એથી ચાર આના કમી હોત. પણ આવા પુસ્તકને માટે તેવાં પૂઠાં અઠીક સમજી બંધજ રાખ્યાં છે.

આ પુસ્તકના અનુસંધાન જેવાં નીચે જણાવેલાં જે બે પુસ્તકો અગાઉ નીકળેલાં, તે પણ ખાસ વાંચવા યોગ્ય અનેક પ્રકારના અસરકારક બોધ તથા ઉત્સાહ આપવાવાળાં છે. આ પુસ્તકોની હવે થોડી થોડીજ પ્રત રહેલી હોવાથી તે પણ હાલ નીચેની ખાસ કીફાયતે મળશે.

**ભાગ્યના સૃષ્ટાઓ**—આ પુસ્તકનું કદ ૫×૬lll, પૃષ્ઠ ૭૨૦, પૂઠાં સાદાં અને મૂલ્ય રૂ. ૧ll છે; પરંતુ હાલ ૧૨ll ટકા કમી. પોસ્ટેજ જૂદું.

**સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ તથા વિચારોના ચમત્કાર**—આનું કદ ૫×૬lll, પૃષ્ઠ ૫૫૨, પૂઠાં પાકાં અને મૂલ્ય ૧ll= છે; પરંતુ હાલ ૧૨ll ટકા કમી. પોસ્ટેજ જૂદું.

## નીચલા ત્રણ ગ્રંથ જેઠ–અષાઢમાં નીકળશે.

# संपूर्ण महाभारत–छपाय छे

**મૂલ્ય વૈશાખી પૂનેમસુધી માત્ર રૂ. ૨૮)**

નાણાં સાથે ભરી મોકલવાનું કાર્ડ આ સાથે ફરી પણ મોકલ્યું છે.
એના સાત ગ્રંથો પૈકી નીચલા બે જેઠ આખરે બહાર પડશે.

# शांतिपर्व–महाभारतनुं

**મહાભારતનો આ છઠ્ઠો ગ્રંથ છે.**

આમાં ઉત્તમ નવીન ભાષાંતર, ઉમદા કાગળ, પાકાં પૂંઠાં,
કદ ઇંચ ૬॥×૧૦, તથા પૃષ્ઠ શુમારે ૮૦૦ હોઇ,
મૂલ્ય તરત માટે માત્ર ૫) રહેશે.

# आदि अने सभापर्व

**મહાભારતનો આ પહેલો ગ્રંથ છે.**

આ ગ્રંથ પણ ઉમદા કાગળપર આવા અક્ષરથી છપાઇ રહેવા આવ્યો છે.
કદ ઇંચ ૬॥×૧૦ અને પૃષ્ઠ શુમારે ૯૦૦ થશે.

# श्री तुलसीकृत रामायण

ઉત્તમ ટીકા અને અનેક ચિત્રો સાથે

**આવા મોટા અક્ષરમાં મૂળ દોહા તથા ચોપાઈ છપાય છે;**

અને ગુજરાતી ટીકા આવડા મોટા અક્ષરમાં છપાય છે.
વળી એમાં અનેક બોધપ્રદ દિવ્ય ચિત્રો, ઉત્તમ કાગળો,
પાકાં પૂઠાં, કદ ઇંચ ૬॥×૧૦, પૃષ્ઠ શુમારે ૧૩૦૦,
સામાન્ય મૂલ્ય ૬) અને તરત માટે ૫) રહેશે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ.

**તા૦ક૦ વિવિધ ગ્રંથમાળાના હવે પછીના પુસ્તકમાં કે બીજી રીતે ઉપલા ગ્રંથો નીકળ્યાની ખબર ન અપાય, ત્યાંસુધી તે મંગાવવા નહિ.**

# નિવેદન

વિવિધ ગ્રંથમાળાના ચાલુ ૧૯૮૨ ના અધિક ચૈત્રના અધિક અંકતરીકે આ સાદા પૂંઠાવાળું "શુભ સંગ્રહ" પુસ્તક શુભાકાંક્ષી વાંચનાર બંધુઓના કરકમળમાં પ્રેમપૂર્વક ભેટ આપતાં આનંદ થાય છે.

ગ્રંથમાળાના ગ્રાહકો ઉપરાંત અન્ય સજ્જનોને પણ તેનો લાભ સત્વર અને છૂટથી મળે, એટલા માટે તેની ચાર હજાર વધુ પ્રત એક ઉદાર સજ્જન–કે જેમણે પોતાનાં નામઠામમાટે ના કહી છે–તેમના તરફથી ગ્રંથમાળા ઉપરાંતના સજ્જનોને ભેટતરીકે આપવા–અપાવવા અર્થે છપાઇ છે. આ પ્રમાણે ભેટતરીકે અપાનારી આઠહજાર પ્રત મહિનામાસમાંજ ખલાસ થઇ જવાની. આથી કરીને તે પછી કિંમતથી પણ ઇચ્છે તેમને મળે, તે સારૂ તેની બીજી પણ ત્રણ હજાર પ્રત ભેગાભેગી છપાતી ચાલી છે અને તે માત્ર ત્રણુજ આનાથી મળી શકશે. આ પ્રમાણે એકંદરે અગીઆર હજાર પ્રત છપાઇ છે.

આ પુસ્તકમાં જૂદી જૂદી બાબતોને લગતા જાણવાવિચારવા જેવા અનેક વિચારો, સૂચનાઓ, ઉપાયો, પ્રયોગો વગેરે નીચે અપાયલાં જણાશે.

એમાંની કોઈ કોઈ બાબતો વિવિધ ગ્રંથમાળા ઉપરાંતનાં પુસ્તકોદ્વારા અપાયલી; પરંતુ એ રીતે પાર ક્યારે આવે અને વિવિધ ગ્રંથમાળાના તમામ વાચકોને એનો લાભ સીધે સીધો ક્યાંથીજ મળે? એમ લાગવાથીજ એવી બાબતો ગ્રંથમાળાનાં પુસ્તકો ભેગી આપવા બને ત્યારે તે રીતે, અને આમ છૂટી ચોપડી કે નાનાં ચોપાનીઆંદ્વારા આપવા બને ત્યારે તે રીતે દરવર્ષે આપ્યા કરવાની ધારણા થઇ છે.

આવી સર્વોપકારક બાબતોને લગતાં ચોપડી–ચોપાનીઆં જનસમાજમાં અધિક ફેલાવવા માટે વિનામૂલ્યે પણ આપવાની જરૂર દેખીતીજ છે; પરંતુ તેને માટે ધનવાનો પાસેથી તેમને ગમી જાય એવી રીતભાતપૂર્વક પૈસા મેળવવાની રુચિ, સમય, કળા વગેરે જોઇએ; તે આવો મેલોઘેલો બાવો કાઢે ક્યાંથી?

આ તો થયું છે એમ કે, એક સજ્જને પોતાની અંતરપ્રેરણાથી ચાર–છ માસપર એક હજારની રકમ મોકલી આપેલી; અને પછી આ સેવકને ઠીક લાગે તેવી રીતે તે રકમ પરોપકારમાં ખર્ચવાનું પણ જણાવેલું, પરંતુ એ પછી આ સેવકનું શરીર અસ્વસ્થ થવાથી તેનો મોટો ભાગ હજી ખર્ચાયો ન હતો. પછી ગ્રંથમાળામાટે આ પુસ્તક છપાવવું ઠર્યું તેજ અરસામાં એ ભાઇનો પણ એક પત્ર મળતાં એ બંધુ ઉપર એ નાણાંવડે વધુ પ્રતો ભેટ વહેંચવાનો વિચાર લખી જણાવ્યો. તેમણે પણ જવાબમાં તરતજ સુખપૂર્વક એ ખાતે સંમતિ

દર્શાવી, એ બદલ આ સ્થળે તેમને સપ્રેમ ધન્યવાદ આપી, એજ ઇચ્છવાનું કે, સ્વપરહિતાર્થે તન-મન-ધનનો રૂડે પ્રકારે સદ્દ્વ્યય કરવા-કરાવવાની તેમની વૃત્તિ દિનપ્રતિદિન અધિક ખીલે અને અનુપમ કલ્યાણ પ્રાપ્ત કરે.

ગ્રંથમાળાનાં વાચકોને માટે આ વર્ષે તો અધિક ચૈત્રના નિમિત્તે આ પુસ્તક ભેટતરીકેજ અપાયું છે. આ વર્ષમાટે ૧૫૦૦ ને બદલે ૧૬૦૦ પૃષ્ઠ આપવાનું જણાવેલું; પરંતુ આ પુસ્તકનું કદ વધી જવાથી આ વર્ષની છેવટે એકંદર પૃષ્ઠસંખ્યા એ કરતાં પણ વધુ થવા જાય, તો નવાઈ નથી.

આ પુસ્તકદ્વારા રજુ થયેલા ટુંકા પરંતુ હિતાવહ લેખોની સાથે, તે તે લેખકોનાં નામ; તેમજ જે માસિકો, વર્તમાનપત્રો, વગેરે ઉપરથી તે લેવાયલાં, તેઓનાં પણ નામ બનતા સુધી અપાયાં છેજ. આ સ્થળે તે તે તમામ લેખક તેમજ તેના સંપાદક અને પ્રકાશક મહાશયોનો સપ્રેમ આભાર માનીએ છીએ.

ગ્રંથમાળાનાં પૂઠાંપર છપાયલાં કેટલાંક ઉત્તમ વચન વગેરે પણ આમાં છેવટનાં થોડાંક પૃષ્ઠતરીકે આપવાં યોગ્ય ધાર્યાં છે.

અત્ર તરફથી હાલમાંજ નીકળેલાં તથા જલદી નીકળનાર પુસ્તકોને લગતી જે સૂચના આ પછીનાં પૃષ્ઠોમાં અપાઈ છે, તેમજ છપાવા માંડેલા મહાભારતને લગતું છૂટું-કે બાંધેલું-ચોપાનિયું આ સાથે મળે, તેના તરફ પણ વાચકબંધુનું ધ્યાન ખેંચી ૐ તત્સત્

સં. ૧૯૮૨-બીજો ચૈત્ર. ભિક્ષુ-અખંડાનંદ

# શુદ્ધિપત્ર

આ પુસ્તક છપાતાં રસ્વ-દીર્ઘ ઇ, ઉ, ખસવાભાગવાથી થયેલી અશુદ્ધિઓ અહીં આપી નથી, જે વાચકે પોતેજ સુધારીને વાંચવી.

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨૦ | મન તબીબ | તબીબ |
| ૧૪ | ૨૫ | ડૉકરર | ડૉકટર |
| ૪૧ | ૨૪ | કાખ, બિલાઇ | કાખબિલાઇ |
| ૫૯ | ૯ | દયળુ | દયાળુ |
| ૬૩ | ૧૮ | એવે | એવો |
| ૭૫ | ૧૬ | બોલવવા | બોલાવવા |
| ૮૬ | ૧૯ | **રૂકમાંનાનાં** | **રૂકમાનાનાં** |
| ૧૦૮ | ૧ | પતીને | પતિને |
| " | " | સતિને | સતીને |

१२८३२

# भारतीय सेव··ग अने आगवानो !

## જુઓ ફ્રાન્સમાં રાષ્ટ્રસંતતિની સુંદર સેવા.

અનાથ બાળકોને, તેમજ જેમના પાલનપોષણનું માતા પાસે પૂરતું સાધન નથી હોતું તેવાં બાળકોને ફ્રાન્સમાં "રાષ્ટ્રસંતાન" કહેવામાં આવે છે. ફ્રાન્સમાં રાજ્ય તરફથી એવાં કેટલાંયે આશ્રમો ચાલે છે, કે જ્યાં ઉપર જણાવ્યા જેવી માતાઓ અથવા બીજાઓ બાળકોને મૂકી જાય છે.

આ બાબતમાં ફ્રાન્સ પાસેથી બીજા રાષ્ટ્રોને ઘણું શીખવાનું છે. ફ્રાન્સના લોકો સ્વીકારે છે કે, એવી ઘણી પરિસ્થિતિઓ છે, કે જેમાં સ્ત્રીને પોતાના બાળકનો ત્યાગ કરવો અનિવાર્ય થઇ પડે છે. આથી ત્યાં રાજ્ય તરફથી એક એવો વિભાગ ખોલવામાં આવ્યો છે, કે જેથી બાળહત્યા કરવા કરતાં સ્ત્રીઓ પોતાના બાળકને રાષ્ટ્રને હવાલે કરી દે, પણ પ્રથમ તો સ્ત્રીઓ પોતેજ પોતાના સંતાનનું પાલનપોષણ કરે, એવો પ્રયત્ન કરવામાં આવે છે. આવાં આશ્રમોમાં એક દરવાજો એવો હોય છે કે જે સ્ત્રીની જતી વખતે ઉઘડે છે અને તે અંદર પહોંચે છે એટલે તરતજ બંધ થઇ જાય છે. આ રીતે સ્ત્રી એક એકાન્તઓરડા-માં પહોંચી જઇને ત્યાં તે કેટલીક વાર સુધી એકલી રહે છે અને દિવાલો ઉપર ટાંગેલી હકીકતો વાંચે છે. એ હકીકતો વાંચતાં વાંચતાં તેને સમજાય છે કે, બાળક રાષ્ટ્રને આપી દીધા પછી તેને તે ફરીથી પાછું લઈ જઇ શકશે નહિ. વળી રાષ્ટ્ર તેને કેવી રીતે પાળશે-પોષશે તે વાત પણ તેને સમજાય છે. એ પછી થોડીવારે તેને બીજા ઓરડામાં આશ્રમના મંત્રી-સેક્રેટરી પાસે બોલાવે છે. સેક્રેટરી પ્રથમ તો તેને બાલકનું પાલન-પોષણ જાતેજ કરવા સમજાવે છે તથા તેને રોજગાર વગેરે શોધવાની યુક્તિઓ બતાવે છે અને સ્ત્રીને તે વાત પસંદ નજ પડે, તો પછી તે એક કાગળ લખીને તૈયાર કરે છે અને તેના ઉપર સ્ત્રી પોતાની સહી કરે છે અને બાળકને તેમને હવાલે સોંપે છે. એ પછી અમુક વખત સુધીમાં તે પોતાનો વિચાર ફેરવતી નથી તો તે બાળકના ગળામાં એક સફેદ મણકાની માળા પહેરાવવામાં આવે છે અને તે ઉપરથી તે રાષ્ટ્રની મીલ્કત ગણાય છે. (હિંદી માસિક-" ગૃહલક્ષ્મી " ઉપરથી)

## 'कोइ एक जणे जगमां जन्मी'

(કોઈ એક સમે, એ લય)

કોઈ એક જણે જગમાં જન્મી, કાંઇ કાંઈ સુંદર સુકૃત્ય કીધાં;
કોઇ એક જણે નિજ માનવબંધુને, સહાય કરી આશીષ લીધાં.
કોઈ એક જણે ગાઇ ગીત મધુર, કંઇકના હૃદયને શાંત કર્યું;
કોઇ એક જણે પ્રકટાવી પ્રસન્નતા, અન્યના હૃદયનું દુઃખ હર્યું.
કોઈ એક જણે મહાવિપદવિષે, કરી સહાય સાર્થક મિત્રધર્મ કર્યો;
કોઈ એક જણે શબ્દ શ્રવણ કર્યો, નિજ આશ્રિતનો ઉપકાર ભર્યો.
કોઇ એક જણે જઈ એકાંતમાં, નિજ સ્વરૂપતણું રૂડું ધ્યાન ધર્યું;
કોઈ એક જણે 'દેશસેવા' કરૂં, એવું સાચા હૃદયનું વચન ઉચ્ચર્યું.
કોઈ એક જણે નિજ ધર્મને કાજ, અધર્મીપ્રતિ યુદ્ધને આદર્યું;
કોઇ એક જણે નિજ જીવન ગાળ્યું, તપાદિમાં એકાંતે શાંતિભર્યું.
કોઇ એક જણે વ્યવહારે રહી, સાચા સાધનથી સાધી ઉત્તમતા;
કહો બંધુ! વિચારી મને તો જરા, એવા 'કોઇ એક જણ' તે તમે શું હતા?

શ્રી ઉપેન્દ્ર

## सुणो, जागो, ओ बंधु! ए मार्ग सजो.

બંધુ જુઓ જરી ઉક્ત વાણી તમે, કાંઈ ધારો—હૃદયમાં પ્રેમ કરી;
બંધુ 'એમાંના એકાદ' બનવા ચહો, તો શું શક્ય નથી? એ વિચારો જરી.
બંધુ સત્ય આ વાત—હૃદયમાં ધરો, નકી થઇ શકશો 'એવા એક' નકી;
બંધુ એકજ વાતનું કામ એમાં, તેહ આતુરતા તમ—હૃદય તણી.
બંધુ આડચ ભાસે ભલે લક્ષ કદી, તોય તેથી ન હારવું હૃદયે ડરી;
બંધુ પક્ષ તમારો છે સબળ બહુ, ખુદ સત્યનો સહાયક આપે હરી.
બંધુ સદ્ગુણ સંપત્તિ સાથે હશે, હરિ તેહથી દૂર ન વાત ખરી.
બંધુ સ્વાર્થ સાધો પ્રભુપ્રાપ્તિતણો, કાં તો દિન દુઃખી તણી સેવ કરો;
બંધુ ઉભયતણું ફળ આખર એક, તે મહાપદ લહી થઇ મુક્ત ફરે.
બંધુ તન ધન આદિ છે ક્ષણિક બધાં, ઉપયોગ કરી લ્યોને તેહ તણો;
બંધુ વીજને ઝબકે પરોવી લ્યો મોતીને, સત્ય જીવનધન પ્રાપ્ત કરો.
ખરી બુદ્ધિ એમાં, ખરો સ્વાર્થ એમાં, અન્ય બુદ્ધિ કબુદ્ધિ લહિને ત્યજો;
એમ સંત કહે જગ સર્વ તણા, **સુણો, જાગો, ઓ બંધુ! એ માર્ગ સજો**

# રામનવમી—રામજયંતિનો ઉત્સવ

રાવણના સેતાની છત્રની છાયાતળે અસુરો ઉન્મત્ત બનેલા હતા; રાક્ષસી સુર્પણખા આખા દેશને પોતાના ભીષણ અને કારમા નખોથી ભયંકર રીતે ઉઝરડી રહી હતી; રાવણના સુબા—ખર અને દૂષણ—દેશભરમાં અનિતિનું સામ્રાજ્ય માંડી રહ્યા હતા; કુંભકર્ણ પ્રજાના મોટા ભાગને આખો ને આખોજ ગળતો હતો;

ઇશ્વરપરાયણ સાત્વિક બુદ્ધિવાળા વિભીષણે રાવણી રાજ્યના અધર્મની સામે માથું ઉપાડયું; પરંતુ સામ્રાજ્યના મદથી ઉન્મત્ત થયેલા રાક્ષસોને વિભીષણના વેણસામે કાન ધરવાની ફુરસદ નહોતી—પરવા નહોતી. રાવણ તો પોતાના મહારાજ્યનાં દશવિધ ખાતાંઓમાં એકમુખીજ કારભાર ખેડતો હતો. પ્રજામાં એક શબ્દસુદ્ધાંયે બોલવાની સત્તા નહોતી—તાકાદ નહોતી; ને પોતાના નાનકડા બેટમાં બેઠેલો રાવણ અનેક વેળાયે ગર્વથી છાતી ફુલાવતો.

રાવણ માનતો હતોઃ "હું જગતભરનું ભલું કરવાનેજ સરજાયેલો છું. મારી સત્તા સર્વોપરિ છે. મારૂં બળ અતુલ છે. મારી સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ છે. પ્રજાને રંજાડીનેયે—તેને નીચોવીનેયે જગતનાં સુખોને ઉપભોગ કરવાનું મારે કાજે સુલભ છે." રાવણની આસપાસના કારભારીઓ રાવણના આ ગર્વને—તેના આ પાપને—પોષવામાંજ પોતાના જીવનની ઇતિકર્તવ્યતા સમજતા હતા.

ને રાવણની લંકાના માણસોની મનોદશા પણ કેવી હતી? બિચારા લોકો માનતા હતા કે, ધર્મનું પાલન એ તો દુર્બળ લોકોનુંજ કાર્ય છે. ધર્મના બધા ઇજારા—ધર્મની બધી ભાવના—ધર્મનાં બધાં કાર્યો—રાજા અને રાજ્યમાંજ સમાયલાં છે. સમ્રાટોની શક્તિઓ તો ધર્મથીયે શ્રેષ્ઠ છે. સામ્રાજ્ય પોતાના હાથમાં વિજયપતાકા લઈને જ્યારે જ્યારે ઘુમી રહે છે, ત્યારે ત્યારે ભગવાન દિવસના ચંદ્રમાની પેઠે આકાશના કોઇ ખુણામાંજ સંતાઇ રહે છે!

બહુ થયું. ને રાવણના પાપનો ઘડો ભરાઇ ગયો, ધરતીમાતાપરનો પાપનો ભાર અસહ્ય થયો. ધરતી સળવળી સરજનહારને શરણે ગઇ. ધરતીમાતાયે વેણ કાઢયાં: "કૃપાનાથ! આ પાપનો ભાર હવે નથીસહેવાતો, મારા ખોળાપરના માનવીઓની આસ્થા ભુકો થઇ છે, તપસ્યા અને ધર્મપાલનનું આજની દુનિયામાં નામેય નથી, સુરાપાનની આજે છોળ ઉડી છે. અત્યાચાર વાતાવરણના અણુયે અણુમાં વ્યાપી રહ્યા છે. લંકાની રાષ્ટ્રદેવી પહોરે પહોરે હ-

જારો માણસોનો ભક્ષ માંડે છે; દેવો સંતાઈ ગયા છે. નાથ! સર્વનાશ આવ્યો છે. બચાવો!"

અને જગદીશ્વરે પૃથ્વીને આશ્વાસન આપ્યું; દેવિ! શ્રદ્ધા રાખ. મનુષ્યોમાં ઇશ્વરી અંશ પ્રગટ થશે–વાનરોને હાથેજ રાવણ પરાભવ પામશે. વજ્રકાય, વજ્રકૌપીન બાળકો દેશમાં પ્રગટ થશે; ધર્મની જાગૃતિ થશેઃ આ બધાને કારણે પરમાત્મા પ્રગટ થશે!

પછી તો દશરથે તપસ્યા આદરી–ધર્મનો તેણે અગ્નિ ચેતાવ્યો. યજ્ઞપુરુષે પાયસરૂપી ચૈતન્ય આપ્યું. થોડાક ચમકારો થયા. કોઈ આગાહીઓ ઉઠી ને આવતા અવતારને ચરણે માથું નમાવવાને જનતા અધીરી બની.

પાપનો ક્ષય થયો, ધર્મનો ઉદય થયો, અવતારની ઘડી આવી લાગી ને ભગવાન રામનો જન્મ થયો. કેવો તે દિવસે પ્રજાનો આનંદ!

રાવણ અને તેના રાક્ષસી કારભારીઓના અત્યાચારો તો જેવા ને તેવાજ ચાલતા હતા. કાંચનમૃગ મારીચની રાક્ષસી માયાનો સત્યાનાશ હજી નહોતો મંડાયો; પણ રામનો જન્મ તો થયો હતોને? પ્રજાયે ઉત્સવ માંડયા.

પરદુઃખમાં પીડાતી પ્રજાને રામજન્મનો આનંદ અનેરો હતો–અપૂર્વ હતો. રામ એટલે સત્ય, રામ એટલે ક્ષમા, રામ એટલે દયા ને રામ એટલે ધર્મ અને અસ્તેય!

રામે પોતાનું અવતારકાર્ય શરૂ કર્યું. પિતાના એક બોલની ખાતર રામે રાજ્ય છોડયું, ધોબીને સંતોષવાને રામે સીતાને તજ્યાં; અન્યાય, અધર્મ અને અત્યાચારસામે રામે દુશ્મનાવટ માંડી, જનતાયે રામજન્મમાં પોતાની મુક્તિ દીઠી, સ્વાતંત્ર્ય જોયું, ધર્મરાજ્ય દેખ્યું.

ત્યારથી તે આજસુધી જનતા રામજન્મનો ઉત્સવ માંડે છે તે અમસ્તો નથી.

("કર્મભૂમિ"ના તા–૨૨–૪–૨૬ નો અગ્રલેખ)

---

# અનુક્રમણિકા

# शुभसंग्रह-भाग १ लो

## १—એ દર્દ

(મહાત્માજીના કલકત્તાના ભાષણમાંથી)

આપણી મનોહર ધરતી ઉપર વસતી તમામ જાત અને કોમવચ્ચે બંધુતા એને હું હિંદુમુસ્લીમ એકતા કહું છું. એ બંધુતા આપણે હાથે બંધાવી શું અશક્ય છે? એ કાર્યક્રમ શું અનિષ્ટ છે? પણ મેં તો એ વાતમાં હાથ ધોઈ નાખ્યા છે. મેં તો જાહેરાત કરી દીધી છે કે, આ દર્દની દવા કરનાર વૈદ્યતરીકે હું નાપાસ પડયો છું. હિંદુ અગર મુસલમાન કોઈ પણ મારી ઔષધી સ્વીકારવાને તૈયાર નથી; એટલે આ વિષયનું નામમાત્ર લઇ હું ચૂપ થઈ જાઉં છું. હું એટલુંજ કહેવા માગું છું કે, જો આપણી આ ભૂમિનો ઉદ્ધાર કરવાની આપણી મનષા હોય તો આપણે બન્નેએ એક થયેજ છૂટકો છે અને આપણે લલાટે જો એવુંજ લખાયું હોય કે આપણે એકબીજાનાં લોહી વહેવડાવ્યા સિવાય ભેટવાનાજ નથી, તો તો હું કહું છું કે, એ લડાઇ કાલ થતી હોય તો આજે થાવ અને જલદી થાવ. જો આપણે એકબીજાનાં માથાંજ કાપવાં છે તો ચાલો, એ કામ મરદાનગીને શોભે તે પ્રમાણે આપણે કરીએ તો તો એકબીજા માટે ખોટાં આંસુ પાડવાનાં છોડી દઇએ, એકબીજાની સહાનુભૂતિ માગવાનું છોડી દઇએ.

અને અસ્પૃશ્યતાના શાપમાંથી હિંદુનો છૂટકારો કરવો એ શું અનંત કાળ ચાલે એવો અગર તો અશક્ય કાર્યક્રમ છે? હિંદુના એ સુંદર વદન ઉપર જ્યાંસુધી અસ્પૃશ્યતાનું કલંક ચોંટયું છે, ત્યાંસુધી સ્વરાજપ્રાપ્તિ એ છેકજ અશક્ય વસ્તુ છે, એમ હું દાંડી પીટીને કહું છું. કદાચ ડાઉનીંગ સ્ટ્રીટથી સ્વરાજની ભેટનું પારસલ હિંદુસ્તાનમાં આવી પહોંચે, તોપણ જ્યાંસુધી આ શાપનું નિવારણ નથી થયું ત્યાંસુધી એ ભેટ એ ઝેર છે. અસ્પૃશ્યતાનિવારણનાં પછીનાં પગલાં શાં છે? ઓ સનાતની હિંદુઓ! તમારાજ એક સનાતની હિંદુના મોઢાના આ શબ્દો સાંભળો. **અસ્પૃશ્યોની સાથે ખાવાપીવાનો વહેવાર રાખવાનું હું નથી કહેતો. અસ્પૃશ્યોની સાથે બેટાબેટીનો વહેવાર કરવાનું હું નથી કહેતો.** પણ એટલું હું જરૂર કહું છું કે, તમારી સેવા એ ઉઠાવે તો તમે એને તમારી નજીક રાખો. એને તમારાથી અસ્પૃશ્ય ન રાખો.

ધર્મને નામે વર્ષો થયાં આપણે એને બેડીમાં રાખ્યાં છે અને આપણી એ સેવા ઉઠાવે છે. સેવા કરનારનો એ અધિકાર છે કે, એને આપણાથી અસ્પૃશ્ય આપણે ન બનાવીએ. કલકત્તાના ઓ હિંદુઓ! તમે સાંભળો. હિંદુધર્મ આજે તોળાઈ રહ્યો છે અને તમે અસ્પૃશ્યોનો ઉદ્ધાર નહિ કરો તો એનું છાબડું બેસી જવાનું છે.

"સૌરાષ્ટ્ર" તા. ૯-૮-૨૫

## ૨-તમારાં બાળકોમાટે ઉત્તમ બાળશિક્ષણ

જાપાનમાં નિશાળે ભણતા પ્રત્યેક બાળક સાથે નીચલા ભાવની વાતચિત શિક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચે એકાદ વખત પણ અવશ્ય થાય છેજ.

શિક્ષકઃ-તું આવડો મોટો શાથી થયો?

વિદ્યાર્થીઃ-ખોરાક ખાવાથી.

શિક્ષકઃ-એ ખોરાક ક્યાંથી ઉત્પન્ન થયો?

વિદ્યાર્થીઃ-આપણા દેશ-જાપાનની જમીનમાંથી.

શિક્ષકઃ-વારૂ, ત્યા તો તારૂં શરીર જાપાનનીજ ભૂમિમાંથી ઉત્પન્ન થયું છે ને એનાથીજ એનું પાલનપોષણ થાય છે. માતાપિતાવડે એ પેદા થયું છે તોપણ એ માતાપિતાની શક્તિ પણ જાપાનની બહારની તો નથીજને?

વિદ્યાર્થીઃ-હાજી.

શિક્ષકઃ—ત્યારે તો જાપાનને-આપણી માતૃભૂમિને પૂરેપૂરો અધિકાર છે કે જ્યારે યોગ્ય લાગે ત્યારે તારૂં શરીર એના ઉપયોગને માટે લઇ લે!

વિદ્યાર્થીઃ-જી હા, એ વખતે મારૂં કોઇપણ બહાનું ચાલેજ નહિ.

એટલીજ વાતચીતથી માતૃભૂમિમાટે પ્રાણસમર્પણ કરવાનો ભાવ જાપાનીસ વિદ્યાર્થીની નસેનસમાં પ્રવેશ કરી જાય છે.

ખરેખર ધન્ય છે એ નાનાં નાનાં બાળકોને કે જેની બુદ્ધિમાં બચપણથીજ આવી મહત્વની વાત ઠસાવવામાં આવે છે, ઠસી જાય છે અને આચરણમાં ઉતરવા માંડે છે! આપણા દેશમાં તો એક બાજુ વિદ્વાન પંડિતજી અને બીજી બાજુ આલિમફાજિલ મોલવી સાહેબ, શતાબ્દીઓ વીતી ગઇ તોપણ એટલું વ્યાવહારિક સત્ય નથી સમજ્યા કે આપણે **હિંદુ અને મુસલમાન એકજ માતા (ભારત)નાં સંતાનો છીએ અને એકજ માતાનું દૂધ (અન્ન) પીએ છીએ એટલા માટ સગા ભાઇઓજ છીએ.**

## ૩–સેતુબંધન

### ( "નવયુગ" શ્રી વસવાણીના લેખમાંથી )

હિંદુસ્તાને ઘણીએ ગાઢ નિદ્રા લીધી છે; પણ આજે તે જાગે છે. એની આંખ જ્યારે ચેતનથી વિકસશે, એનું હૃદય જ્યારે આત્મજ્ઞાનથી ઝળહળશે ને એને જ્યારે સ્વસ્વરૂપનું આત્મભાન આવશે, ત્યારે સ્વરાજ એની હથેળીમાં હશે. આજે એની જાગૃતિમાં ઉણપ રહી છે; આજે હજી ગ્રામ્યપ્રવેશ અધુરો રહ્યો છે; ગામેગામ રાષ્ટ્રનો સંદેશ ફરી વળવો જોઇએ; ગામેગામ કુમારોનાં સૈન્યોએ રાવટીઓ નાખવી જોઇએ. એ કુમારોની સેના બોલે તે પહેલાં વિચાર કરે. ભૂતકાળમાં હિંદની કયી દશા હતી અને આજે એની શી દશા થઇ છે, એ બધું ડેરા ઠોકનારાઓએ જાણી લેવું જોઇએ. આજની અધોગતિનું મૂળકારણ તેમણે શોધવું જોઇએ. 'સ્વદેશી' થી આપણી આઝાદીની લડતને કેવો ને કેટલો વેગ મળી શકે છે, એ દરેકે સમજી લેવાનું છે. સામ્રાજ્યવાદની છાતીમાં પ્રજાઓને ચૂસીને એકઠું કરેલું લોહી ધબકે છે. આપણે એક વખત આર્થિક શોષણને અટકાવી શકીએ તો સામ્રાજ્યવાદ આપણી આગળ પાંગળો થઇ પડે. નાના ગૃહઉદ્યોગોના વિકાસમાં જનતાનો ઉદય છે ને એ વિકાસ હિંદુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્યવાદનાં જડબાંમાંથી છોડાવે છે.

આત્મજ્ઞાન આવશે ત્યારે શ્રદ્ધા જન્મશે. આજે હિંદમાં તો ભયની ધ્રુજારી ચાલી રહી છે, એક અધિકારી પણ ગામડીઆઓને થથરાવે છે; એક પોલીસ પણ ગામડીઆઓને થથરાવે છે; એક પોલીસ પણ પટેલને દબડાવે છે અને માંડમાંડ જીવન ખેંચતા ખેડુતને ત્રાસથી પોતાના મજુરીના ભાગ આપવા પડે છે. આજે એકે એક ખાતામાં લાંચની ભ્રષ્ટતા પેઠી છે. લોકોમાં હિંમત નથી કે તેઓ લાંચરૂશ્વત આપવાની ના ભણી શકે. લોકો તો પોલીસો ને અધિકારીઓને સર્વશક્તિમાન લેખે છે; અને આ બીકને લીધે તેઓ દીનનેમારે છે. યુવકોએ તો વીરતાનો સંદેશ આપવાનો છે ને ભીરુતાને ભગાડવાની છે.

શ્રી રામચંદ્ર કહે છે કે, જનનીને જન્મભૂમિ તો સ્વર્ગથીએ ગરવાં છે. ઋષિસંતાનોને જન્મ દેનારી હિંદની પુણ્યભૂમિ શું જગદ્‌ગુરુ નહિ બની શકે? હિંદમાં શ્રદ્ધા મૂકો, એના ભાવિમાં વિશ્વાસ રાખો. જેટલી શ્રદ્ધા હશે તેટલી વીરતા હશે. જે જ્ઞાનમાં પારકાની નિષ્કાળજી છે, તે જ્ઞાનમાં ભીતિની ભીંતો છે ને તેથી તમારા અંતરમાં પ્રેમ રાખજો, ધિક્કાર રાખશો મા! વીર હનુમાનને હિંદ તો અભણ લેખે છે. તેણે પુસ્તકો નથી વાંચ્યાં, પણ એનામાં જ્ઞાનપ્રકાશ હતો ને શ્રદ્ધાજ્યોત હતી. એણે સાગર ઓળંગ્યો ત્યારે એનામાં ભય નહોતો. એણે તો શ્રદ્ધાના ચેતનબળથી સેતુ બાંધ્યો, પથરે પથરે એણે રામનામની આસ્થા ઉતારી અને રામલક્ષ્મણની બેલડીએ લંકામાં લશ્કર દોર્યું. ત્યારે આ સાગરને આપણે કાં ન ઓળંગીએ? કાં હનુમાનની શ્રદ્ધાથી સેતુ ન બાંધીએ? અને બાંધીશું ત્યારે સ્વરાજ આપણું છે.

# ૪—અંત્યજોને વટાળવાના ખ્રિસ્તીઓના પ્રયત્નો

વરતેજથી ભાઈ મુળચંદ પારેખ નીચે પ્રમાણે લખી જણાવે છેઃ—

હિંદુસ્થાનની વસ્તીનો લગભગ પાંચમો ભાગ એટલે છ કરોડ મનુષ્યો અસ્પૃશ્ય ગણાય છે, આમાંનો મોટો ભાગ દક્ષિણ હિંદુસ્થાનમાં છે. ઉચ્ચ જ્ઞાતિના બંધુઓ તેમનો સ્પર્શ કરતા નથી. સ્પર્શ કરવામાં પાપ માને છે. પૂજ્ય મહાત્મા ગાંધીજીને આ દશ્ય અસહ્ય લાગવાથી તેઓશ્રીએ અસંજોદ્ધારનું કામ હાથ ધર્યું. આ કાર્યને સનાતનીઓએ વખોડી કાઢયું તેથી તેઓ પૂ૦ ગાંધીજીની વિરુદ્ધ વર્તન કરવા લાગ્યા. પરિણામે ખ્રિસ્તી મીશનરીઓ જે હિંદુધર્મ પાળતા અંત્યજોને ખ્રિસ્તી બનાવવાનું કામ કરતા હતા તે પગભર થયા.

## ખ્રિસ્તી મીશનરીઓના પ્રયત્નો

મીશનરીઓએ ક્રાઇસ્ટને નામે છ કરોડ અસ્પૃશ્યોની ઉન્નતિ કરવાનું જાહેર કરી તે કામ આજે ઘણાં વર્ષ થયાં હાથ ધર્યું છે. પૈસાની મદદ તેમને યૂરોપ અમેરિકામાંથી થોકબંધ મળે છે; કારણકે પોતાના ધર્મમાં એકપણ માણસની વૃદ્ધિ થાય તેમાં પુણ્ય મનાય છે; તેથી આ પુણ્યના કામમાં પૂરતી મદદ વિલાયતની સરકાર તથા પ્રજા કરે છે. બે દિવસ પહેલાંજ નવસારીના મીશનરીખાતાને અમેરિકાથી પાંચ હજાર ડૉલર (લગભગ સોળ હજાર રૂપિયા)નો ચૅક આ કાર્યના પ્રચારમાટે મળ્યાનું સાંભળ્યું છે.

મદ્રાસ ઇલાકામાં એક મીશનરી સંસ્થા છે કે જેમાં ૧,૨૦,૦૦૦ ખ્રિસ્તી થઇ ગયેલા અસ્પૃશ્યો છે. આ સંસ્થા તરફથી ૧૦૦૦ પ્રાથમિક શાળાઓ, તેર આશ્રમો, બે હાઇસ્કુલો અને એક કૉલેજ ચલાવવામાં આવે છે. એકંદર ૨૪૦૮૦ ખ્રિસ્તી થયેલા અસ્પૃશ્યોને કેળવણી આપે છે. દર વર્ષે ૧૨૦૦૦ નવા અસ્પૃશ્યોને ખ્રિસ્તી બનાવે છે, આ સંસ્થામાં મોટે ભાગે બધા ખ્રિસ્તી થઇ ગયેલા અસ્પૃશ્યોજ કામ કરે છે. તેમાં ૮૦ અસ્પૃશ્ય ખ્રિસ્તી પાદરીઓ છે જે બીજા અસ્પૃશ્યોને વટાળવાનું કામ કરે છે. ઉપરની હકીકત તો માત્ર મદ્રાસ ઇલાકાની એકજ સંસ્થાની છે. આવી રીતે બીજી પણ અનેક સંસ્થાઓ મુંબઇ ઇલાકામાં, બંગાળામાં, પંજાબમાં વગેરે સ્થળે કામ કરતી હશે.

## સનાતનીઓએ ચેતવાની જરૂરત છે.

આવી રીતે એકજ પ્રાંતમાં દર વર્ષે ૧૨૦૦૦ આપણા હિંદુભાઈઓ એકજ પિતાના પુત્રો—આપણાજ વર્તનથી ખ્રિસ્તી થઇ જાય છે! હિંદુસ્થાન આખામાં તો લાખોની સંખ્યાને વટલાવતા હશે. ત્યારે હજુપણ શું સનાતનીઓ અસ્પૃશ્યોનો વિરોધ કરી આ હલકી ગણાતી કોમની ઉન્નતિને માટે કાંઇ પ્રયત્નો નહિ કરે?

## શાળા અને આશ્રમોની જરૂર

અસ્પૃશ્યોના ઉદ્ધારમાટે આપણી દિલસોજી ન હોવાથી અને આપણે તેને હડધૂત કરતા હોવાથી તેઓ મીશનરીઓની નિશાળો અને આશ્રમોમાં દાખલ થઇ ખ્રિસ્તી થઈ જાય છે. આપણે આપણા રામ અને કૃષ્ણને ભજનાર ભાઇઓને બીજા ધર્મમાં વટલાતા અટકાવવા હોય તો સનાતનીઓ તેમજ દરેક ચુસ્ત હિંદુની ફરજ છે કે, તેઓએ અત્યંજશાળા તથા આશ્રમો સ્થાપવાં અને તેવી સંસ્થાઓ હોય તેને પૂરતી મદદ આપવી કે જેથી તે સંસ્થામાં અસ્પૃશ્યો કેળવણી લઇ ખ્રિસ્તી નિશાળો અને આશ્રમોમાં જતા અટકે અને હિંદુધર્મ પાળી શકે.

## સ્વધર્મરક્ષા અને સ્વરાજ

સનાતનીઓના અંત્યજપ્રત્યેના વિરુદ્ધ વર્તનને લીધે હિંદુધર્મની રક્ષા ન થવાને બદલે ધર્મનો ક્ષય થતો જાય છે. આ અંત્યજ જો હિંદુધર્મ છોડી ખ્રિસ્તી કે મુસલમાનધર્મી થઇ જાય છે, તો પછી આપણી સાથે તેઓ છૂટથી હળી મળી શકે છે. સારી કેળવણી પામેલા આવા વટલેલા અંત્યજ ભાઇઓ તો આપણી ઉપર અમલદાર પણ થઇ આવે છે અને શેઠાઇ ભોગવે છે, જે આપણે મૂંગેમોઢે સહન કરીએ છીએ. હિંદુધર્મ છોડવાની ફરજ આપણે તેઓને આપણા પોતાના વર્તનથીજ પાડીએ છીએ. આડકતરી રીતે આપણે આપણા પોતાના ધર્મનો ક્ષય કરીએ છીએ.

આપણે સ્વરાજની વાતો કરીએ છીએ, પરંતુ આ મીશનરીઓ અંત્યજની સેવા કરી તેને પોતાના કરી તેઓને એવી રીતે તૈયાર કરે છે અને સરકાર પાસે કહેવરાવે છે કે અમારે સરકારનું રાજ્ય જોઈએ છીએ. હિંદુઓનું રાજ્ય અમારે નથી જોઈતું. આનો સાક્ષાત દાખલો પ્રીન્સની હિંદુસ્તાનની મુલાકાત વખતે જ્યારે તેમની મુલાકાતનો બધાએ બહિષ્કાર કર્યો હતો ત્યારે મીશનરીઓએ અસ્પૃશ્યોની એક કૉન્ફરન્સ દિલ્લીમાં તે સમયે બોલાવી જ્યાં ૩૦,૦૦૦ (ત્રીસ હજાર) અસ્પૃશ્યોને એકઠા કર્યા અને પ્રીન્સને ઉપર મુજબ સંદેશો અપાવ્યો. આવી રીતે આપણા ધર્મનું છેદન ઉઘાડી રીતે થયા કરે છે. આપણે સવેળા ચેતવાની જરૂર છે. અંત્યજોના સ્પર્શમાટે વાંધો હોયજ નહિ, છતાં કોઇને વાંધો હોય તેઓ પણ અંત્યજોદ્ધારના કામમાં તન, મન અને ધનની મદદ કરી શકે છે, પછી સ્નાન કરી દેહશુદ્ધિ કરી શકે છે. અંત્યજવિરુદ્ધની ચળવળથી નક્કી હિંદુધર્મનો ક્ષય થતો જાય છે અને થતો જશે તે થતું અટકાવવું તે દરેકે દરેક હિંદુની ફરજ છે. (" **દૈનિક હિંદુસ્થાન** "માંથી)

## ૫—નોવેલો અને કાલ્પનિક કથાઓ

( લેખક—મણિલાલ ચુનીલાલ ભટ્ટ )

હાલમાં નોવેલો અને કાલ્પનિક કથાઓનું વાંચન અધિક પ્રમાણમાં નજરે પડે છે અને તે વિશેષ પ્રમાણમાં છોકરાઓ અને યુવાનોમાં જોવામાં આવે છે.

કેટલાક ગ્રંથકર્તૃત્વપદાભિલાષી તેમજ અન્યજનો નોવેલો અને કલ્પિત વાર્તાઓ બહાર પાડે છે અને તેનો મોટો સમુદાય મદન અને સ્ત્રીવિષયક વસ્તુથી ભરેલો હોય છે. એવા વાચનથી કેટલાક અવિચારી યુવાનો અને છોકરાઓ પોતાનું શ્રેય નહિ સમજી અનીતિના ગર્તમાં ઉતરી પડી શારીરિક, માનસિક અને ધનની ખરાબી કરે છે.

સુશિક્ષિત પુરુષો અને સ્ત્રીઓએ પોતાનાં છોકરાંઓને એવા વાચનથી દૂર રાખવાં જોઈએ. યુવાનોએ પણ સમજવું જોઇએ કે, એવા વાચનથી આપણાં મન અને નીતિ ઉપર ખરાબ અસર થાય છે, માટે ઉત્તમ પુસ્તકોનું વાચન રાખો, કે જેથી તમે ઐહિક તેમજ આમુષ્મિક શ્રેય સાધી શકશો. ઇતિ શમ.

( "ગુજરાતી" તા. ૨૧-૨-૨૬ )

## ૬—હસવું એટલે શું ?

હસતો ચહેરો કોને પસંદ પડતો નથી ? દરેક જણ બળીયલ અને કુંજરા ચહેરાને બદલે હસતો અને આનંદી ચહેરો જોવા માગે છે. જેઓ આનંદી તંદુરસ્તી ધરાવે છે તેઓ સદા હસ હસ કરે છે. બિમારો અને પોતાની તબિયત બગડતી જતી હોવાનો વહેમ રાખનારાઓજ ખુદાની કિંમતી બક્ષીસરૂપ હસવાથી અને આનંદી સ્વભાવથી દૂર રહે છે. હસતાં રહેવાથી અનેક લાભો થાય છે. એક પ્રખ્યાત જર્મન મન તબીબ કહે છે કે, હસવાથી શરીરમાંનું લોહી ગરમ રહે છે, હસવાથી આપણી નાડ બરાબર નિયમિત ચાલે છે, હસવાથી આપણા બરડાનો કરો મજબૂત બને છે અને હસવાથી તનમાં તાજી હિંમત આવે છે. હસવું જીવનશક્તિમાં વધારો કરે છે. ખુશાલી અને આનંદી સ્વભાવ ચેતન-શક્તિ વધારે છે. હસવું અને હસમુખો સ્વભાવ શરીર અને આત્માને મજબૂત અને તંદુરસ્ત રાખે છે. હસવું એ જીંદગીમાટે અવશ્યનું છે, તંદુરસ્તી અને સુખનો આધારજ હસવું છે. હસવું એ એક પ્રકારની શક્તિ વધારનારો ઇલાજ છે. એક તબીબ તો આગળ વધીને કહે છે કે, ખોરાક કરતાં પણ હસવું વધારે ઉપયોગી છે.

(" પ્રજામિત્ર અને પારસી " )

# ૭–જંજીરને ઝણકારે !

## ( લેખક–વિનાયક સાવરકર )

(વિનાયક સાવરકર અને ગણેશ સાવરકરનાં નામ કોણે નથી સાંભળ્યાં ? ગણેશપત્ની સ્વ. યશોદાબાઇને પોતાના હૃદયદેવનો સારા જીવનમાટે વિયોગ થયો હતો. પોતાની ગોદમાં ઉછરેલો એક દિયર બાલ પણ સરકારની જંજીરોમાં જકડાયો હતો; પણ પ્રેમઘેલી ભાભીને કાજે ઘનઘોર આકાશમાં એક તારલીઓ ચમકતો હતો. બેરીસ્ટર થઇને બીજો દિયર વિનાયક વિલાયતથી આવશે અને જીવનમાં ઉલ્લાસની કંઈક રેખાઓ આંકશે, એવી તેને આશા હતી; પરંતુ ૧૯૧૦ના માર્ચમાં છવ્વીસ વરસની નાજુક ઉંમરે વિનાયક પણ વિલાયતમાં ગિરફ્તાર થયો. પોતાની પરહેજીના સમાચાર વિનાયકે ભાભીને મરાઠી કાવ્યરૂપે મોકલ્યા તે કાવ્ય આ— )

વૈશાખનો ચંદ્ર આકાશમાં મીઠું મીઠું હસી રહ્યો છે. સફેદ ચંદ્રિકા ઈમારતોપર આભ પ્રસારી રહી છે. જાઈફૂલની જે વેલડીને "બાલે" જાતે જળ સિંચેલાં, તે પોતાનાં નાનકડાં ફૂલોના મધમધાટથી મહેકી રહી હતી. બધાં સગાંવહાલાં ઘેર આવ્યાં હતાં. મારૂં ઘર જાણે ગોકળીઉં બની રહ્યું હતું. એ નવજવાનોનું દેશઘેલાપણું, પવિત્રતા અને આત્મત્યાગની પ્રતિભા જોઈ કીર્તિસુંદરી પણ થનગન નાચી રહી હતી. જુવાનીના નવલોહીઆળા પ્રાણ હૃદયપુષ્પને પ્રકટાવી રહ્યા હતા–તેની સુવાસ વહાવી રહ્યા હતા. ગામના લોકો જેને ધર્મશાળા કહેતા, તે એ ધામ દિવ્ય ફૂલવેલોથી બગીચા જેવું બની રહ્યું હતું. એ વેળા, મારી વહાલી ભાભી ! તારા પ્રેમને રસે રસાળતાથી ઉભરાતું તું ભોજન બનાવતી હતી. વાતોને હિંચકે હિંચતા અમે ચાંદરણાંમાં ભોજન કરી રહ્યા હતા. કદી કદી શ્રીરામચંદ્રના વનવાસનું પુરાણ ઉકેલાતું–બીજીજ પળે ઇટાલિ દેશની સ્વતંત્રતાનો ઇતિહાસ કોઇ ઉપાડતું–વીર તાનાજીનાં અદ્દભુત શૌર્યગીત લલકારાતાં, અથવા તો ચિત્તોડગઢ કે પૂનાના શનિવારવાડાનો મહિમા ગવાતો !–એ વેળા મારી માતૃભૂમિ, ગુલામીની બેડીઓમાં જકડાયલી દુશ્મનોના તીરથી છિન્નભિન્ન થયેલી મારી અનાથ હિંદમૈયા પણ સાંભરતી; અને તેના દુઃખથી હૈયામાં ચિરાડા પડતાં તેની મુક્તિને કાજે મારા ભાઇલાને હું ઉપદેશ દેતો.

પ્યારી ભાભી ! એ રમ્ય સમય, એ સગાંઓનો મીઠડો સહવાસ, એ ચંદ્રપ્રકાશ, એ નવનવી કથાઓ, એ સ્મરણીય રાતો, દેશમાતાને મુક્ત કરવાનો દિવ્ય ઉલ્લાસ, અને તેને પૂર્ણ કરવાને કરેલી ઉગ્ર પ્રતિજ્ઞાઓ–સાંભરે છે ? સાંભરે છે, મારી ભાભી !

સાંભરે છે, ભાભી ! એ વેળા યુવકસંઘ પોકારતો, અમે "બાજી પ્રભુ" થશું–યુવતીઓ સગર્વ મસ્તક ડોલાવી કહેતી–અમે ચિતોડની વીરાંગનાઓ બનીશું !–એ વ્રત, માડી ! અંધવૃત્તિથી નહોતાં લેવાયાં. એ દિવ્ય જ્વાળામાં પ્રજળવાનું સતીવ્રત, અમે જાણી સમજીને સ્વીકારેલું !

દેવિ ! પ્રિયજનો સાથે કરેલી એ પ્રતિજ્ઞાઓ સંભારો, અને ભાળો ! પૂરાં

આઠ વરસ વીતે ન વીતે ત્યાં તો મારો ઉદ્દેશ કેટલો સફળ થયો છે! એ વેળાએ કહોને, હરખે હૈયું શે ન ઉભરાય? જુઓ, જુઓ! કન્યાકુમારીથી માંડીને હિમાલયના ગૌરવોન્નત મસ્તક સુધી હાહાકાર પ્રવર્તી રહ્યો છે. રઘુવીરના ચરણોમાં ભક્તોની ભીડ જામે છે–બીજી બાજુ યજ્ઞકુંડમાં પણ હોળી પ્રગટી રહી છે. એ યજ્ઞ કરવાની દીક્ષા લેનારાઓની પરીક્ષાનો, કસોટીનો અવસર આવે છે–અને રઘુવીર પ્રભુ પૂછે છેઃ–સમસ્ત સંસારના મંગળ કાજે, આ અગ્નિમાં કોણ પોતાની આહુતિ આપશે? ભાભી! એ દિવ્ય નિમંત્રણ મળતાં મેં ગર્જના કરી. "તૈયાર છે, મારું કુળ. તૈયાર છે મારું સારુંય કુટુંબ!" ને એ બોલે બોલે મેં ઈશ્વિરી સન્માન જાણે મેળવ્યાં. ધર્મને કાજે દેહ ન્યોછાવર કરવાનાં અમારાં વેણ હતાં! વ્યર્થ નહોતાં, ભાભી! તે વ્યર્થ નહોતાં! અપાર યાતનાઓ વેઠતાંએ મારું ધૈર્ય નહિ ખૂટે–મારો યોગ નહિ તૂટે! એ વેળા પ્રિય જનોની સોડમાં કરેલી પ્રતિજ્ઞાઓ આજે પૂર્ણપણે સત્ય નવડી છે. મારી માડીની જંજીરો તોડવા કાજે પ્રકટેલી યજ્ઞજ્વાળમાં, મારા સ્વાર્થને–મને પોતાને હોમી દઇને હું કૃતાર્થ થયો છું.

("**ગાંડીવ**" ૧૩–૧૨–૨૫નું મુખપૃષ્ઠ)

# ૮–ઉજળા જીવનની સાધના

ઉન્નત પ્રજાજીવનના આદર્શપ્રત્યેની દોડમાં આગળ વધવું છે કે પાછળ પાછળ ઘસડાઇ જવું છે . પ્રશ્ન આપણા નવજુવાનોના જીવનમાં ગુંથાઈ ગયેલો હોવો જોઇએ.

વિકસિત અને પ્રભાવશાળી પ્રજાજીવનનાં સોનેરી સ્વપ્નો સાચાં કરવા માટે સાચો વિકાસ પામેલું વ્યક્તિજીવન અને જોસદાર સંઘબળ જોઇશે, જીવનને નીચે નીચે ઘસડી જનાર પ્રચલિત વ્યક્તિહીન અને સામાજિક જીવનની સંકુચિત ભાવનાઓને છેલ્લી સલામ કરવી પડશે.

સંઘ–સાંકળની શક્તિ તેમાં રહેલી વ્યક્તિ–કડીઓના બળથી અંકાય છે. આપણા સંઘની એકે એક વ્યક્તિ, જોમદાર અને પ્રેરણા પામેલી હોવી જોઇએ. આમ હશે તોજ આપણું સંઘજીવન અને પ્રજાજીવન ઉજળું બની શકશે.

આપણી પાસે ભવ્ય ભૂતકાળ છે, સુંદર ભાવિનાં સોનેરી સ્વપ્નો છે, પ્રેરણા છે–અને એ સૌથી વધારે મહત્ત્વનું–આપણી નસોમાં જોસથી વહેતું યૌવનનું ઉકળતું લોહી છે!

ઉજળા પ્રજાજીવનની સાધનામાટે કાળા માથાના માનવીને બીજાં કયાં સાધનો જોઇએ? ("**ક્ષત્રિય**" માગશર–૧૯૮૨ ના મુખપૃષ્ઠપરથી ઉતારો)

# ૯-પુરુષોને બે બોલ

" જે સ્ત્રીજાતિ તમારા સુખદુઃખની ભાગિયણ છે અને સદાકાળને માટે પોતાનું સર્વસ્વ તમને અર્પણ કરી રહી છે, તેમને શિક્ષણ આપવા તથા ઉન્નત બનાવવાને માટે તમે શું પ્રયત્ન કરો છો ?"

" જે દેશમાં, જે પ્રજામાં નારીપૂજા નથી, તે દેશ, તે પ્રજા કોઇ કાળે મહાન કે ઉન્નત થઇ શકે નહિ. નારીરૂપી શક્તિ-મૂર્તિની અવગણના કરવાથીજ આજે તમારૂં અધઃપતન થયું છે."

" અત્યારે પણ આ દેશની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું સદ્વર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા પતિભક્તિ જોવામાં આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઇ ભાગમાં મેં જાયું નથી."

" એકમાત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથીજ આંખો ઠરે છે. તેમનામાં લજ્જા-વિનય આદિ સદ્‌ગુણો હજી પણ જેવા ને તેવાજ રહી શકયા છે. આવાં સરસ સાધનો હોવા છતાં તમે સ્ત્રીજાતિની ઉન્નતિ કરી શકતા નથી ! ! "

" મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો અને દેવતુલ્ય ગરીબ વર્ગને જાગૃત નહિ કરો, ત્યાંસુધી તમારા દેશનો ઉદ્ધાર નથી."

" તેઓમાં જ્ઞાનનો પ્રકાશજ ફેલાવવાનું કાર્ય તમારે કરવાનું છે. યોગ્ય શિક્ષણ મળે તો તમારા દેશની સ્ત્રીઓ હજી પણ 'આદર્શ' સ્ત્રીઓ બની શકે તેમ છે."

" જે જે આદર્શ નારીઓ થઇ ગઇ છે, તે સર્વ પવિત્ર સન્નારીઓનાં જીવન-ચરિત્રો કન્યાઓની નજર આગળ તરતાં રાખવાં જોઇએ."

" થોડાજ સમયમાં એક અદ્‌ભુત નવું ભારત અપૂર્વ મહિમાવાન બનીને જગતને આશ્ચર્યચકિત કરતું આવિર્ભાવ પામશે. મારી દઢ ધારણા છે કે, એવો સુંદર ફેરફાર થવા લાગ્યો છે અને એ શુભ દિવસ થોડાજ સમયમાં તેજસ્વી ઉદયકિરણથી ચળકી રહેશે!" **( સ્વામી વિવેકાનંદના સદુપદેશોમાંથી )**

" સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની દૈવી મૂર્તિઓ છે."

" શાળાઓમાં ભણ્યાવિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે."

" કથા અને હરિકીર્તન એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો."

" પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાંભળતી અને તેથી કરીને પુરાણ-ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયલો છે, તે તેમની પાસે ખુલ્લો થઇ જતો."

" અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં પણ અનેક વિષયો પૂર્વકાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી."

**( બંકિમનિબંધમાળા )**

# ૧૦-મુડીવાદ અથવા મહેલાતની રીલસુરી

વિલાસી રાજવંટની કે કોઈ મદાંધ ધનિકની વૈભવવાસના પોષવા ઉભા થયેલા પેલા રાજમહાલયો નિહાળો! ત્યાં શું છે? વૈભવ, વિલાસ, કપટ, ક્રૂરતા–અરે પાપ અને વિષયવાસના–માનવજીવનમાં પશુતા લાવનાર સર્વ સાધનો ત્યાં છે!! એ વૈભવો ગરીબોના જીવનલોહીથી ખરડાયલા અને એ વિલાસો નિરાધારનાં આંસુથી તરબોળ છે.

એ મહેલાતોને ઉભી કરતાં કેટલાય ગરીબ મજુરોનાં લોહી વહ્યાં હશે! ઘણાંય દૂધમલ બાળકો માતાની સંભાળવિના સૂર્યના પ્રખર તાપમાં તરફડી રહ્યાં હશે!–અને એ સાથીય વધારે ક્રૂર અને ભયંકર ઘટના તો એ હશે કે, કેટલીય મજુરણોનાં શીલ વેચાયાં હશે!!

રાજ્યમહાલયોની બાહ્ય સુંદરતા અને ભવ્યતાના ઓછાડનીચે મલિનતા અને કરુણ ઇતિહાસની કેટલી કહાણીઓ છુપાઇ હશે?

× × × × ×

આ મહેલાતો પવિત્રતા, સ્નેહ અને દયાનાં મંદિરો ન હોવાં જોઇએ?

( "**ક્ષત્રિય**" માગશર–૧૯૮૨ )

# ૧૧-જીવજંતુઓની પ્રજા

## ( લેખક:—વિશ્વામિત્ર )

આપણે તો સમાજની સ્થિતિવિષે વિચાર કરવાની શક્તિનુંજ દેવાળું કાઢ્યું છે. જો આજે હિંદમાં કોઇ મુસ્તફા કમાલપાશા જેવો પ્રચંડ નેતા હોત તો તેણે લોખંડી કાયદો ઘડીને કૂતરા બિલાડાની પેઠે પરણીને જીવજંતુ જેવી પ્રજા વધારતા હિંદુઓને અટકાવ્યા હોત! ગાંધીજીએ એક બેવાર હિંદુસ્થાનની વધી ગયેલી વસ્તી સામે પોકાર ઉઠાવી પ્રજાને બ્રહ્મચર્ય પાળીને વસ્તી અટકાવવાની સલાહ આપી છે; પણ એ સલાહ કુદરતી નથી. જુવાનીના પ્રવાહને ગમે તેટલો રોકશો તોપણ તે રોકાવાનો નથી. હાલમાં તો કાંઇ બનાવટી ઉપાયથી પણ પ્રજોત્પત્તિ રોકવાની જરૂર છે. આપણે પ્રજાને જીવનશક્તિ આપનારા સુધારા પણ કરી શકતા નથી, કેમકે આપણી પાછળ કાયદાનું બળ નથી. ધારો કે, આજે સરકાર બાળલગ્ન અને વૃદ્ધલગ્ન અટકાવનારો તથા પુનર્લગ્નની છૂટ આપનારો કાયદો ઘડે, નાતજાતનાં બંધનો કાયદાની સત્તાથી તોડી નાખે અને પુનર્લગ્ન કરનાર અથવા આંતર્જાતિ લગ્ન કરનારને નાતબહાર મેલનારાને સખત સજા કરવા તૈયાર થાય તો હિંદુઓનો કયો દેવતા પોક મૂકીને રડવાનો છે? દેશ અને કાળ પ્રમાણે સમાજમાં પરિવર્તન થવુંજ જોઇએ; કારણકે પરિવર્તન એજ જીવનનું ચિહ્ન છે. પાણી પણ ખાબોચીઆમાં સ્થિર થવાથી ગંદું થઈ જાય છે તે હિંદુસમાજે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

( "**ગાંડીવ**" તા. ૧૩–૧૨–૨૫ )

# ૧૨-ખેતીની ઉપજ અને કસ ઘટવાનું કારણ

## ગૌપાલન અને ઢોર ઉછેરવાનું ભૂલ્યા

(રા. રા. દુલેરાય છોટાલાલ અંજારિયા, તંત્રી 'ખેતીવાડીવિજ્ઞાન')

રાજા એ ગોબ્રાહ્મણપ્રતિપાળ કહેવાય છે. દ્રોણાચાર્ય જેવા મહાન સમર્થ વિદ્વાન ગુરુએ તમને વિદ્યાદાન, હથીઆર વાપરવાનું જ્ઞાન અને ક્ષત્રિયધર્મ શીખવેલો, ત્યારે ક્ષત્રિયપુત્રના કાનમાં એક મહામંત્ર મૂકેલો છે કે "તમો ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરજો, પણ ભક્ષણ કરતા ના. જો આ મંત્ર ચૂકશો તો રાજ્યતેજવિનાના નિર્માલ્ય-ઘણા દુઃખી થશો, રેવન્યુ ઉપજ ઘટી જશે, ખેડુત ગરીબ બનશે, પ્રજા નિર્ધન, નિર્બળ, અલ્પ આયુષી અને દુરાચારી થશે." આવો ઉત્તમ ગુરુમંત્ર ચૂકયા ત્યારથીજ આપણા દેશની જમીન દિનપ્રતિદિન કસવગરની થતી ચાલી; અનાજ, ઘાસ, કપાસ હલકી પ્રતનાં થયાં; ઉપજ ઘટતી ચાલી;વ્યાપારમાં પણ મંદી આવી અને શારીરિક તેમજ મનની નિર્બળતા આવી છે.

રાજાઓ પોતાની ફરજ ચૂકયા એટલે 'યથા રાજા તથા પ્રજા' એ કહેવત અનુસાર પ્રજા પણ હિંસક અને અધર્મને રસ્તે ચાલનારી સ્વાર્થપરાયણ થઇ, એટલે કોઈ પણ કાર્યમાં તેની ફતેહ થતી નથી.વડીલોની મેળવેલી પ્રતિષ્ઠા પણ ખોઇ. અરે ! વિચાર કરો આપણાં એનાં એજ ખેતરો અને વાડીઓ છે, એના એ કામ કરનારા છીએ છતાં પ્રથમની માફક ધાર્યું ઉત્પન્ન કેમ થતું નથી ? આ સવાલના જવાબરૂપે આ લેખ લખાય છે.

જ્યારે મારી ઉંમર દશબાર વર્ષની હતી અને જામનગરમાં હતો, ત્યારે પિતા, કાકા અને મામા સાથે ગામડામાં ફરતો. તે સમયમાં દરેક ઘેર સંખ્યાબંધ ગાયો પળાતી; જેથી દૂધ, ઘી, માખણ, દહીં અને છાશની છોળ ઉડતી; ખળીમાં જતા ત્યાં ખેડુતોને બાજરી, જુવાર, કડોળ અને કાલા કપાસના ડુંગર જેવડા ઢગલા થતા અને રાજભાગનો ગંજ બબ્બે ચચ્ચાર ગાઉના અંતરથી દેખાતો. રજપૂત, ચારણ, કાઠી, ગરાસીઆઓ પાણીદાર, તેજદાર ઉત્તમ ઓલાદના વાલી ઘોડા રાખી ઓલાદ વધારતા અને પાળતા. કોઇ પાસે માણકી, અબલખ, કયાડી, રોજકી, ગંધેલી તો કોઈ પાસે લાખણ વગેરે જાત ને નામનાં ઘોડાઘોડીઓ પાગામાં ખોંખારતાં બાંધ્યાં રહેતાં. તે વખતે ઘોડાગાડી કે મોટરમાં ફરવાનું જવલ્લેજ હતું. કોઇપણ સ્થળે બહારગામ જવું હોય તો ઘોડાપર સ્વાર થઈ જવાનો રિવાજ હતો, એટલે ઘરનાં નાનાં મોટાં દરેક ઘોડેસ્વારી જાણતાં. અત્યારે તો મોટું દિવાનપદ ભોગવતા અથવા તો મોટી પાયરી ધરાવતા ઑફીસરને ઘોડેસ્વારી આવડતી નથી, જે શોચનીય છે. કહે છે કે, આ સુધારાના જમાનામાં આપણાં સ્ત્રીપુરુષો કેળવણી પામેલાં,

અંગ્રેજી વાતચીત કરે તેવાં થયાં છે અને આગળનાં સ્ત્રીપુરુષો કરતાં ઘણાં લાયક છે; પરંતુ આ સુધારા સાથે જો તેમના વડીલોના ઉત્તમ ગુણોથી ભૂષિત થએલાં હોત તો તેઓ વધારે સુખી થાત. અત્યારે તો ખરો પ્રેમ કે સગાઇનો સ્નેહ રહ્યો નથી. બધું જર્મનસીલ્વર જેવું કૃત્રિમ થયું છે, બધું ઉપરથીજ, અંત:કરણનું કંઇજ નહિ! આમ દિનપ્રતિદિન સુધરતા ગયા તેમ અસલનું ભૂલતા ચાલ્યા. પરિણામ એ આવ્યું કે, ગૌપાલન ગયું, ખેતી કસવગરની થઈ અને કમ ઉપજ આવતી ગઇ, ઢોર નબળાં પડયાં, રાજ્યની ઉપજ અને વ્યાપાર ઘટયો. આ બધું ગૌપાલન અને ઢોરઉછેરનું દેશની નવી દોલત ઉત્પન્ન કરવાનાં સહાયકારક કામ તરફ દુર્લક્ષ રાખ્યું, તેથી થયું છે.

રાજાઓ કુંવરીના લગ્નપ્રસંગે દાયજામાં હજારો ગાયો આપતા, બ્રાહ્મણો પણ પોતાની દીકરી પરણે ત્યારે ગાયો આપતા, કોઇ રાજા કે બ્રાહ્મણવૈષ્ણવમાં મરણ થાય ત્યારે અંતકાળ વખતે બ્રાહ્મણોને તથા દેવમંદિરમાં ગાયોનાં દાન અપાતાં. આ બધું દેશની ખેતીને આબાદ રાખવા માટે હતું.

ઢોરઉછેરનો ધંધો કરનાર ભરવાડ, રબારી, આયર, કાઠી ચારણ, મતવા, ગવલી, સંધી વગેરે સંખ્યાબંધ ગાયો પાળતા. રાજાઓ ચરવા માટે મોટા વિસ્તારની જમીન પડી મૂકતા અને તેમાં ખેતી કરાવતા નહિ. કોઈ પણ જાતનો પૂંછડાંવેરો કે સીંધરોટી વગેરે કરવેરા અને પાનચરાઇ કે વનચરાઇ લેતા નહોતા. ઢોર મરી જાય તેની ભામનો ઇજારો નહોતો. હવે તો મરેલાં ઢોરનાં ચામડાં પણ વેચી તેની ઉપજ લે છે, જેથી પરિણામ એ આવ્યું છે કે, ભામના ઇજારદારો ઢોરોને ઝેર ખવરાવી મરણ નીપજાવે છે, જેથી ઝાઝાં ચામડાં મળી શકે! હવે કૂતરાંબકરાં પાળવાનો રિવાજ દાખલ થતો જાય છે, ત્યાં ગાય બાંધે કોણ! કૂતરાંબકરાંની લીંડીપીશાબ ઉપાડવામાં અભડાય નહિ, પણ ગાયનું છાણ–ગૌમૂત્ર જે પવિત્ર છે, તે ગંદકી–મચ્છરનો ઉપદ્રવ કરનારૂં ગણાય છે! તંદુરસ્તી ટકાવી, દીર્ઘાયુષ્ય કરનારૂં સ્વચ્છ દૂધ ઘરની ગાય આપતી; તેને બદલે તંદુરસ્તી બગાડનાર, ભૂખ ઓછી કરનાર ચાહ વિગેરે લેવા માંડયું એટલે પછી પ્રજા નબળી થવા લાગી અને અનેક પ્રકારના રોગના ભોગ થયા અને થાય છે;જેથી આપણાં સ્ત્રીપુરુષો નાલાયક ઠર્યાં.તેમને પોતાનાં પુત્રપુત્રીઓ ઉછેરતાં આવડતું નથી–નબળાં રાખે છે,માટે જેનાં છોકરાં સારાં તંદુરસ્ત હોય તેમને ઇનામ આપવાં. એ બહાને ઉત્તેજન આપવા ખાતર હાલ "બેબી વીક" ગોઠવાયાં છે. આથી આપણને ખાત્રી થાય છે કે, આપણી માતાઓ બાળઉછેરમાટે નાલાયક છે. ઘરમાં ગાય હોય નહિ, એટલે બજારનું પાણીવાળું અને ભેળસેળવાળું દૂધ પીએ છે અને વાપરે છે. જેની અંદર અનેક જંતુઓ હોય છે; તેવા દૂધથી શીતળા, ઓરી, અછબડા, પ્લેગ, નીમોનીઆ, ઇન્ફ્લુએન્ઝા આદિ અનેક રોગો લાગુ પડે છે અને મરણની સંખ્યા વધતી જાય છે, તેનું કારણ

ઘરની ગાયનું દૂધ નહિ તેજ છે. અત્યારે આપણે શારીરિક, માનસિક બળ ખોયું, આત્મબળ તો છેજ નહિ. એટલે પછી કૂતરાં, કાગડાંની માફક અલ્પ આયુષ્ય ભોગવી નાની ઉંમરમાં સ્ત્રીપુરુષો મરવા લાગ્યાં છે. કુછંદી વર્તણુંક પણ આનું એક કારણ છે.

આ પ્રમાણે ગાયનું પાલન ભૂલી જઇ તેના તરફ બેદરકાર રહેવાથી આપણે આપણી જમીનનો કસ ખોયો, ઉપજ ખોઇ,મજબૂત બળદો ખોયા, જમીન ખેડનાર અને કામ કરનારે પોતાનું શરીરબળ ખોયું અને નિર્ધન કંગાલ બન્યા.

ગાયને શણગારવી, તેની સેવાપૂજા કરવી વગેરે પૂજનવિધિ અને મૂત્ર, છાણ વગેરે પવિત્ર ગણ્યું છે તે પણ તેની ઉત્તમતા માટે છે; કેમકે દેશની ખેતી કરનારા બળદને તે જન્મ આપે છે. ગાયો પાળવાનું ઓછું કર્યું તે તો ઠીક, પણ ગૌબ્રાહ્મણપ્રતિપાળ બ્રાહ્મણ વૈષ્ણવો ગૌમાંસ ભક્ષણ કરવા માંડ્યાનું સાંભળ્યું છે. પછી કહો–જમીન કસ કેમ ન ચોરે, વરસાદ કેમ વરસે, એક વરસાદની તાણે સુકવણું કેમ ન પડે,અનીતિ અધર્મને રસ્તે ચાલી કુશળતા ચાહવી એ બનેજ કેમ!!

ઉપર મુજબનાં અનિષ્ટ પરિણામો આવ્યાં છે અને આવશે, માટે ગૌપાલન અને ઢોરઉછેરનું કામ તાત્કાલિક હાથ ધરવા અમારી નમ્ર વિનતિ છે. લોકો પાંજરાપોળમાં ખોડાં અશક્ત ઢોર મૂકે છે તે બરાબર છે. મહાજન દયાળુ છે તો પાળીપોષી સારવાર કરાવે છે, પણ દરેક માણસે પોતાનાં ઢોરને જીવે, ત્યાંસુધી પોતેજ પાળવું એ તેની ફરજ છે. મહાજન ઉપર આવો બોજો નાખવો તે દેશની વસ્તીપર બોજો નાખવા બરાબર છે.

મુંબઇમાં દૂધ વેચવાનો ધંધો કરનારા દૂધની ઉપજ લઇ પૈસા કમાવા માટે ખર્ચ કરી સારી ગાયભેંસ લાવે છે. દૂધ આપે ત્યાંસુધી રાખી પછી પાણીના મૂલે વેચી નાખે છે, પણ સારા માણસો પાળી શકે તેને આપતા નથી અને વાંદરા વિગેરે કતલખાનામાં પૈસા કમાવા આંધળા બને છે, જેમને પરમાત્મા પણ જીંદગી ટુંકી કરી નાખે છે, ત્યારે પાપનું ફળ મળ્યું એમ મનમાં સમજે છે.

જ્યારથી ઢોર ઉછેરવાનું કામ ભૂલાયું છે, ત્યારથી નીચે પ્રમાણે ખેતીને ધક્કો લાગ્યો છે:—

(૧) છાણિયું ખાતર નહિ મળવાથી જમીન ખતરાતી નથી. (૨) ઢોર કતલખાને જઇ તેમજ મોતથી મરે છે તેમનાં હાડકાં, ચામડાં પરદેશ ચઢે છે. એટલે જમીનમાં ખાતરતરીકે તેનો ઉપયોગ થતો નથી, જેથી જમીનની ઉત્પાદક શક્તિ ઓછી થઇ છે અને અનાજ કઠોળનાં કણસલાં નાનાં અને ઓછાં પુષ્ટિકારક તત્ત્વવાળાં બન્યાં છે. (૩) ગાયો ચરવાની જગ્યાઓ ગૌચર નહિ રહેવાથી ખોદાયાં કરતી અને તે પર છાણપીશાબનું ખાતર પડવાથી પુષ્ટિકારક મોટું ઘાસ થતું તે થતું નથી, એટલે ઢોર નબળાં પડયાં છે. (૪)

બળદ કમતાકાતવાળા નાના કદના થયા એટલે ખેતર ખેડાતાં નથી. આમ ખેતરની ઉથલપાથલ સારી નહિ થવાથી પેદાશ પણ ઓછી થઇ છે. (૫) બજારમાં અને ટોળામાં આંકેલા સાંઢ ફરતા, જેનાં વાછરડાં સારાં થતાં. તેવા સાંઢ હવે ટોળામાં રાખવામાં આવતા નથી ? (૬) ગાયો ઉછેરવાનો ધંધો કરનારને પૈસા ધીરીને સારી ગાયો અને ઉત્તમ ઓલાદના સાંઢ રાખવા ગોઠવણ કરી આપવી. (૭) ચરવાની જગ્યાએ જાનવરના આરામમાટે છૂટાં છૂટાં ઝાડ વવરાવવાં જેથી જમીન તેમજ હવા ઠંડી રહે છે અને ઘાસ લાંબા વખત સુધી સૂકાતું નથી. (૮) ગાયોનાં ટોળાંમાં નાની ઉમરના ખુંટ નહિ રાખવા. (૯) ઢોરની ઉછેર કરવાવાળાનાં મંડળો સ્થાપી તેના અમુક નિયમો ઘડી તે માટે જોઇતી મુડી આપવા બંદોબસ્ત કરવો. (૧૦) દરેક ઘર દીઠ એક ગાય પાળવી અને ચરવા માટે દરેક ગામે ગૌચરની ઇલાયદી જમીન રાજ્યના ધણીએ મુકરર કરવી. ખેડવાણ હોય તો ખેડુતો પાસેથી મૂકાવીને પણ રાખવી જોઇએ.

આ પ્રમાણે બંદોબસ્ત થાય તો ગૌપાલન અને ઢોરઉછેરનું કામ આગળ ચાલશે અને દેશની દરેક રીતે આબાદી થશે; માટે આ મારી નમ્ર અરજ ધ્યાનમાં લઇ ગૌપાલન કરવા તરફ લક્ષ દોરાશે તો આ લેખ લખવાનો મારો હેતુ સચવાશે. પરમ કૃપાળુ પરમાત્મા રાજા, ગીરાશીઆ સર્વને દેશની ખેતી આબાદ કરવા અને ઢોર પાળી ઉછેરવાનું કામ હાથ ધરવા સુબુદ્ધિ આપો.

# ૧૩-ચાલવાની આવશ્યકતા

જે માણસ દરરોજ થોડુંઘણું ચાલવાનું રાખે છે તેને અપચો નથી થતો અને તેના શરીરમાં વધારાની ચરબી પણ રહી શકતી નથી. ચાલવાના જેવી બીજી કોઇ કસરત નથી. એક અમેરિકન ડૉકટરે "મેડિકલ રિવ્યૂ ઑફ રિવ્યૂઝ" માં લખ્યું છે કે, દરેક માણસે પરિસ્થિતિ અનુસાર રોજ ૩ થી ૧૦ માઇલિ સુધી ચાલવું જોઈએ. "ડેલી મેલ" માં એક રોગીનો કિસ્સો પ્રસિદ્ધ થયો છે. તે હમેશાં માંદો રહેતો હતો, રોજ દવાઓ ખાતો હતો, કોઇ દવાથી તેને ફાયદો ન થવાથી તે જીવનથી કંટાળી ગયો હતો. એક ડૉકટરની સલાહથી તેણે થોડું થોડું ચાલવાનું શરૂ કર્યું અને થોડાજ મહિનામાં તે પૂર્ણ રીતે સાજો તાજો થઈ ગયો! જે માણસ રોજ ચાલી ન શકે તેણે અઠવાડીઆમાં એકવાર તો જરૂર ૧૦-૧૫ માઇલ ચાલવું જોઈએ. અઠવાડીઆમાં એક દિવસ ૧૦-૧૫ માઇલ ચાલવું બીજા ૭ દિવસો માટે પૂરતું છે. દિવસે ભોજન કરતા પહેલાં ચાલવાથી વધુ લાભ થાય છે. ચાલવાનો ઉત્તમ સમય પ્રાત:કાળ છે.

# ૧૪–હોળી શામાટે?*

હુતાશની એ તો ગ્રામ્યજીવનની સૃજનારી વિધાતા છે. એની સાથે આર્ય જીવનની કેવી કેવી ઉદાર અને વિરાટ ભાવનાઓ ગુંથાઈ છે! વૈરાગ્યની ઝળહળતી મૂર્તિશા ભગવાન રુદ્રે એ દિને પોતાનું ત્રીજું લોચન ખોલી કામદેવને બાળી નાખ્યો. ઉગ્ર તપ અને ત્યાગની સિદ્ધિ ત્યારે જગતભરમાં વરાજી રહી અધમ વાસનાઓનો જાણે વિશ્વમાંથી સદંતર લોપ થયો! એ ઉજમાળી ભાવનાને સદા જીવતી રાખવા હુતાશનીનો તહેવાર નિર્માયો છે. **હુતાશની એટલે આત્મસંશોધનનો પુણ્ય દિવસ. એકે એક નગરવાસીએ એ પ્રચંડ જ્વાળાઓમાં વિકારને, હલકી મનોદશાને અને પાપવાસનાને હોમી જીવનને નિર્મળ, સેવામય, ત્યાગમય બનાવવાનો એ અણમોલો અવસર છે.** કૃષ્ણચંદ્રે એ પ્રાતઃસ્મરણીય તિથિએ માસી પુતનાના થાનેલા પરથી હળાહળ ઝેર ચૂસીને–પુતનાના પ્રાણનું પાન કરીને કાલકૂટ પચાવેલાં. એજ મંગળ રાત્રિએ તે રાક્ષસીની કાયાને ખાક કરતી હુતાશનીની પાવકશિખાઓ, ગામગોંદરે ભેગા મળી હોળી ખેલનારાઓની સન્મુખ સંસારનાં ઝેર–ઈર્ષ્યા, કાવાદાવા અને કલહ-કંકાસો–શમાવી માનવદેહમાં વસતા શયતાનને સંહારવાનો સંદેશ પાઠવે છે.

નગાધિરાજ હિમાલયના ગિરિ–શિખરો ઉપર વિધાન પામેલી કામદહનની એ કથાને આજે એક વધારે વર્ષ પૂરૂં થશે. ચંદ્રચૂડામણિ ત્રિપુરારિ શંકરને તપસમાધિમાંથી ડોલાવવા આવેલા કામદેવને જ્યારે એ ભગવાન રુદ્રે તેમનું ત્રીજું લોચન ઉઘાડી એની કોપ–જ્વાળાઓથી બાળીને ભસ્મ કર્યાં ત્યારે કૈલાસનાં શિખરે શિખરો એ અગ્નિશિખાઓથી પ્રકાશી ઉઠયાં અને ભારતવર્ષમાં આજથી દશ હજાર વર્ષ ઉપર, એ દિવસે પ્રથમ પહેલી હુતાશની પ્રકટી. એ કામદહનની ક્રિયાના સ્મરણમાં, ભારતવાસીઓની નબળાઇઓને જલાવી દેનારી હોળી, આજે ભારતવર્ષને ગામડે ગામડે સળગશે.

હુતાશતના ખ્યાલે એક બીજું એવુંજ પ્રતાપી સ્મરણ પાક્કું સજીવન થાય છે. વસુદેવ અને દેવકીનો નંદન કનૈયો હજી નાનકડો કા'નકુમારજ હતો. ત્યારે પોતાના મારણહાર એ કનૈયાનો વધ કરવા મામા કંસે પુતના રાક્ષસીને મોકલી. પુતનાએ દૂધમાં વિષ મિલાવીને કૃષ્ણને વિષપાન કરાવવાની તરકીબ (યુક્તિ) રચી. કા'નકુમાર પુતનાના પેટનું એ પાપ કળી ગયા અને એ રાક્ષસીના પ્રાણ ચૂસી લીધા. રાક્ષસી મુડદું થઇને ધરતી ઉપર ઢગલો થઇ પડી. એ પુતનાના શબને, પાંચ હજાર વર્ષ પહેલાં, આ ફાગણ માસની પૂર્ણિમાની રાત્રિએ અગ્નિદાહ દેવાયો.

---

* તા ૨૦–૨–૨૬ના "સૌરાષ્ટ્ર" ઉપરથી સાભાર ઉદ્ધૃત.

હોળી પ્રકટી.એ પુતના–વધના સ્મરણમાં,ભારતવર્ષને વિષપાન કરાવવા મથતા રાક્ષસોને ભસ્મીભૂત કરનારી હોળી,આજે ભારતવર્ષને ગામડે ગામડે સળગશે.

કામદહન અને પુતનાવધના પવિત્ર સ્મરણોથી ઝળહળતા હોલિકા–મહોત્સવે ક્ષાત્રયોના યુગમાં વીરોના મહોત્સવનું સ્વરૂપ લીધું. ચૌદમી સદીમાં મેવાડ માર-વાડના એક એક રાજપૂતરાજ્યમાં હોલિકા–મહોત્સવ શસ્ત્રવિદ્યાના શિક્ષણનો અને વીરત્વના પરીક્ષણનો મહોત્સવ બનતો. ત્યારે એકે એક ભારતજાયો કેસ-રિયાં સજતો અને વસંતપંચમીની પ્રભાતથી ફાગણી પૂર્ણિમાની રાત્રિસુધી–એ ચાળીસ ચાળીસ દિવસસુધી ગામેગામ અખાડાઓ સ્થપાતા, તીરંદાજી અને નિશાનબાજીના ખેલો જામતાં, અશ્વકળા અને તલવારની કવાયત મચતી, મલ્લોનાં યુદ્ધો થતાં અને સમરાંગણના વ્યૂહો રચી સૈન્યો સૈન્યો ખાંડાના ખેલ માંડતાં, ચાળીસ દિવસ સુધી ભારતનું વીર્ય અને શૌર્ય સાબુત રાખવાનાં તાલીમખાનાં ચાલતાં અને છેલ્લે દિવસે મેવાડના ખુદ મહારાણા મોટો દરબાર ભરી, એ દરબાર વચ્ચે વીરતાની પરીક્ષાના રમખાણો ગોઠવતા. એમાં વિજય વરનાર વીરોને મહારાણાશ્રી પોતાના હાથે વીરોચિત તલવારો બંધાવતા અને પછી આખો સંઘ હોલિકાનાં દર્શન કરવા સંચરતો. **ત્યાં અનેક જુવાનો હનુ-માન બનવાના, અને એવાં વીરત્વનાં વ્રતો સજતા.**

ભારતના જાયાઓ! ગુજરાતના જુવાનો! હોલિકાનો એ અર્થ છે. હોલિકા **વીર બનવાની અને સૈનિક બનવાની પ્રતિજ્ઞાઓ કરવાનો પવિત્ર યજ્ઞકુંડ છે.** આજની હોલિકાની યજ્ઞવેદીની સમક્ષ, ઓ યુવાનો, મહાવીર મારુતીરાજ જેવા બ્રહ્મચારી બનવાનાં વ્રત સજજો;ભારતના ઉદ્ધારને કાજે ભીષ્મપિતામહનો વજ્રકછોટો ધારવાની પ્રતિજ્ઞાઓ કરજો. શસ્ત્રકળા, તલવારબાજી અને નિશા-નબાજી, અશ્વકળા, ધનુર્વિદ્યા અને મલ્લવિદ્યા સિદ્ધ કરવાના મનોરથ બાંધજો; આજના માયકાંગલા શરીરોમાંથી ડોલતા ડુંગર જેવા પ્રચંડ દેહો બાંધવાના–એ શરીરશક્તિ ખીલવવાના અભિલાષો નોતરજો.તરુણો ! આ તહેવારને એવો વીરોનો તહેવાર બનાવી દેજો;એ યજ્ઞકુંડની સાક્ષીએ મંત્ર ભણજો કે ઓ સરજનહાર !

**तेजोऽसि तेजो ददातु । बलमसि बलं ददातु ॥**

ફાલ્ગુન પૂર્ણિમા (હોળી)
સંવત ૧૯૮૨. } પ્રકાશકઃ **સેવક સમાજ આણંદ**

## ૧૫—આ તે મોટરગાડી કે મોતગાડી!

### લોકોપર ગુજરતો એક અદૃશ્ય ગજબ

**'સાયન્સ અને ઇનવેન્શન'** નામનું અમેરિકન માસિક જણાવે છે કે, હવામાં **એક હજાર ભાગે માત્ર દોઢજ** ભાગ કારબન મોનોકસાઇડ આવી જાય તોપણ તે ભયંકર નિવડે છે. ૨૩ હૉર્સપાવરની એક મોટરકાર દર મીનીટે ૨૫ કયુબીક ફીટ ગેસ છોડે છે, જેમાંથી ૭ ટકા અથવા ૧।। કયુબીક ફીટ કાર્બન મોનોકસાઇડ હોય છે. કાર્બન મોનોકસાઇડ રંગવગરની, સ્વાદવગરની અને ગંધવગરની ગેસ છે, એટલે તે હવામાં મળેલી છે કે કેમ તે જાણવું મુશ્કેલમાં મુશ્કેલ છે; અને બીજી તરફ તેને માટે આપણા લોહીમાં સગવડ એવી સરસ છે કે, લોહીમાંના લાલ કણમાં રહેલું હીમોગ્લોબીન નામનું તત્ત્વ એને (કાર્બન મોનોકસાઇડને) ઑકસીજન (પ્રાણવાયુ) કરતાં ૩૦૦ ગણી જલદીથી ખેંચી લે છે અને લોહીને એકદમ ઝેરી બનાવી મૂકે છે. આમ થવાથી લોહીની મારફત આપણા સ્નાયુઓને પ્રાણવાયુ મળી શકતો નથી અને મરણ નીપજે છે. હજાર ભાગ હવામાં દોઢભાગ પણ કાર્બન મોનોકસાઇડ હોય તો ભયંકર છે, તોપછી મોટરનું ઈજીન તો સેંકડે ૭ ભાગવાળી એટલે હજારે સાઠ ભાગવાળી ગેસ છોડે છે તે કેવી જીવલેણ છે તેનું અનુમાન કરો. ૨૩ હૉર્સપાવરનું મોટર ઈજીન દર મીનીટે એક ચોરસફુટ કારબન મોનોકસાઈડ છોડે તે હિસાબે ૧૦×૧૦×૨૦ ફુટનો એક મોટર તબેલો તો ત્રણ મીનીટમાંજ એ ઝેરી હવાથી ભરાઈ જઇ મનુષ્યના પ્રાણ લઇ શકે. એનો હુમલો ખબર ન પડે તેમ થઇને ધીમે ધીમે માણસ બેભાન બની જાય છે. આમ કિલનર અને શોફરની જીંદગી જોખમમાં રહે છે; અને મુંબઇમાં એવા તબેલા છે કે જેમાં એકેક મોટરકાર આવી જાય પણ બારી તો એક પણ ન હોય! મોટરનું ઈજીન ચાલુ હાલતમાંજ અંદર જાય અને ચાલુ હાલતમાં મૂકાયા પછી થોડીક મીનીટ લગી ઘુઘવાટ કર્યા બાદજ બહાર નીકળે એ મોટરના શોફર અને કિલનરની જીંદગીના જોખમનો જવાબદાર કોણ છે? અને આખો દિવસ મુંબઇના રસ્તાઓમાં એ મોટરોવાળા સેંકડોને ઇજા અને કુડીબંધ ખૂન કરતા ફરે અને પાંચ પચાસ દંડ ભરી છૂટી જાય તથા પગે ચાલનાર પોતાના જીવથી જાય એ તો એક ન્યાયનો નમુનોજ છે; પણ હવા બગાડવા માટે એ લોકો પગે ચાલનારને અને ઘરમાં રહેનારને શું નુકસાન ભરપાઇ કરી આપે છે? આપણે રસ્તે ફરતા હોઇએ ત્યારે આપણી બાજુમાંથી એ ભયંકર ચીજ ઝેર રેડતી ચાલી જાય અને આપણે તે ઝેર શ્વાસમાં લેતા ફરતા ફરીએ, એ જીંદગીના જોખમમાટે શું એ ખુનીઓને સજા નથી થવી જોઇતી? હેલ્થ ઑફિસર આ બાબત શું કહે છે? એડલ્ટરેશનની સજા તો પોલ્યુશનની નહિ કે? ચાલી કે બારીમાંથી રસ્તાપર કચરો નાખતાં હવા બગડે તો આનાથી નહિ બગડે કે? સ્મોક ઇન્સ એકટ છે તેના કરતાં મોટરની ઝેરી ધુમાડીમાટે સખત ઍકટ થવોજ જોઇએ. ("ગુજરાતી" ઉપરથી)

# ૧૬—નવું જગત

ગરીબી એ કેવો ગુન્હો! નિર્ધનતા એ કેવું કલંક! કોઇ ગરીબ ચોરી કરે અને તેને માટે જેલ તૈયાર છે; કોઈ નિર્ધન ધનને અર્થે ખૂન કરે અને એ ખુનીને માટે ફાંસીનો માંચડો ઉભો છે; અને શ્રીમંત? કોઇ શ્રીમંત ચોરી કરે, લૂંટો ચલાવે અને દુનિયા તેની ચાતુરીની સ્તુતિઓ ગાવા માંડે; તે લક્ષ્મીને અર્થે તેના સ્વદેશમાં અને વિદેશમાં માનવીના હત્યાકાંડો રચે અને એ હત્યારો સ્વદેશસેવકનું સુનામ પામે; એ ચોરીઓ, એ લૂંટો અને એ હત્યાઓથી તે દોલતમંદ બને. એટલે તેને ઉમરાવપદે ચઢાવવામાં આવે; અને જગત તેની ઝૂકી ઝૂકીને સલામો લે! ઓ જગત! તારો કેટલો અધ:પાત થયો છે?

પણ હા, આ જૂની દુનિયાના ખંડેર ઉપરજ નવું જગત રચાશે—અને જરૂર રચાશે. કોઇ જાદુગર એક રાતમાંજ મહેલાતો ઉભી કરી દે, તેમ આજની પવિત્ર ગરીબીનાં ઉદરમાંથીજ નવી દુનિયા અવતરશે—અને થોડા કાળમાંજ અવતરશે. તે નવા જગતમાં સત્યનાં અજવાળાં ચોમેર રેલાઈ રહ્યાં હશે; પ્રેમની મધુરતા સવત્ર મઘમઘી રહી હશે; તે દુનિયામાં સેવા સર્વની પૂજા પામશે; સર્વ સમાન મનાશે; અને સન્માનના અધિકારી ગણાશે.

આજે પૃથ્વી તેની પ્રથાઓ અને તેના શિષ્ટાચારોના કાદવમાં ખદબદી રહી છે; આજે ધરતી ઉપર સત્તાલોભ અને ધનતૃષ્ણાની જ્વાળાઓ સળગી રહી છે; આજે એ યુદ્ધનો સેતાન માનવીઓના અંતરમંદિરમાંથી પ્રભુને પદભ્રષ્ટ કરી રહ્યો છે; આજે શ્રીમંતોની લાલસાતૃપ્તિને અર્થે ગરીબોની જીંદગીની હરરાજીઓ બોલાઈ રહી છે; અને આજે જગત કોઇ કદ્રૂપા દાનવ જેવું બની ગયું છે! પણ નવો પ્રકાશ અને નવી દૃષ્ટિ, નવો આદર્શ અને નવી આશા, એ બધી બદબોને ધોઇ નાખશે; એ બધી કદ્રૂપતાને હરી લેશે અને આ જૂની કાયામાં નવા પ્રાણ પૂરશે. શુદ્ધિ પામેલા આ જગતમાં પ્રકાશમય, પ્રેમમય અને સુંદર, પ્રભુની પુષ્પવાટિકાસમું અને નવું સ્વર્ગ સર્જાશે. સ્વર્ગના ઓ સુખકર વાયરાઓ! તમે દેવોના ઉપભોગની એ તમારી વાયુલહરીઓ આ અવનિ ઉપર વર્ષાવો; અમારા પ્રાણમાં સ્વર્ગનાં અમૃત ભરો અને આ ખુનીઓ અને હત્યારાઓની એડીતળે ચગદાતા જગતને સેવાની અમીરીથી ઝળહળતું, પ્રેમની ખુશબોથી મહેકતું, માનવીની સ્વાધીનતાનું મહારાજ્ય બનાવો!

(મોડર્ન રિવ્યુમાંના એક સંવાદ ઉપરથી "સૌરાષ્ટ્ર" તા ૧૫–૧૧–૨૪

# ૧૭—બાળલગ્ન ને ભારે લગ્નખર્ચ

## (લેખક–સૌ૦ સમજુબા દેશાઇ)

બાળકો જાણે માબાપને લગ્નનો લહાવો લેવા માટેજ ન હોય તેમ આપણે માત્ર એટલોજ વિચાર કરીએ છીએ કે, ક્યારે તેમને પરણાવી દેવાય; પરંતુ તેમને કેળવણી આપી પોતાની આજીવિકા પેદા કરવાને લાયક કરવાને કંઇ વિચાર કરતાં નથી. આનું પરિણામ એ આવે છે કે, તેઓ અજ્ઞાન અને અભણ રહે છે અને મોટપણમાં દુઃખી થાય છે. વળી ઘણી વખત બિચારી બાળકીને કુમળી વયથી વિધવાપણું ભોગવવું પડે છે અને તેથી તેને તથા તેનાં ભાઇભાંડુને આખી જીંદગી દુઃખી થવું પડે છે; માટે બાળલગ્ન ન કરતાં કન્યા ઓછામાં ઓછી ચૌદ વર્ષની અને છોકરો ઓછામાં ઓછો વીસ વર્ષનો થાય ત્યાંસુધી તેને કેળવણી આપવા સિવાય બીજો વિચાર કરવો ન જોઇએ. આજકાલ કન્યા–કેળવણી તરફ કંઇક લક્ષ અપાય છે ખરૂં, પણ બાળલગ્ન થતાં હોવાથી કેળવણી અધુરી અગર નહિ જેવીજ અપાય છે. પરણ્યા પછી છોકરાઓ તો ભણતર જારી રાખે છે, પણ કન્યાકેળવણી તો લગ્નની સાથેજ બંધ થાય છે. લાયક ઉંમરનાં થયા પછીજ પુત્રી અથવા પુત્રનો વિવાહ કરવાનો વિચાર કરવો જોઇએ. નાનપણથી વિવાહ કરી રાખવો એ સારૂં નથી; કારણકે એમ કરવાથી બાળકોના મનમાં ભણવા કરતાં પરણવાની વાત વધારે રમ્યા કરે છે. વળી તેઓ મોટાં થયે લાયક ન નિવડે તો માબાપને પસ્તાવું પડે છે. પુત્રને માટે ગુણવાન ને લાયક કન્યા લેવાને બદલે કયી કન્યા લેવાથી વધારે રૂપીઆ મળશે, એટલુંજ જોવાય છે. કન્યામાટે ગુણવાન વર જોવાને બદલે માત્ર કહેવાતું કુળ જોવાય છે અને વરની લાયકી કેવી છે તે જોવાતું નથી. આનું પરિણામ માઠું આવે છે અને દુઃખી થવાય છે, માટે આપણા કઢંગા રિવાજમાં સુધારો થવાની જરૂર છે. તે નહિ થાય ત્યાંસુધી આપણી ઉન્નતિ થવાની નથી એમ સમજી આ બાબતમાં ખાસ ધ્યાન આપવા જેવું છે. લગ્નપ્રસંગે ગજા ઉપરાંત ખર્ચ કરવામાં આવે છે તેથી આપણી પાયમાલી થાય છે. લગ્ન જેવે આનંદને પ્રસંગે શક્તિપ્રમાણે ખર્ચ કરવા કોઈ ના કહેતું નથી; પરંતુ શક્તિ ન હોય છતાં પણ ઘરબાર ગીરો મૂકી, દેવું કરી ગજા ઉપરાંત ખર્ચ કરવું એ મૂર્ખાઇ છે.



# ૧૮—ચાહ કૉફી ને કોકો, વહેલી પડાવે પોકો.

## ( લેખક—મણીશંકર મુળશંકર ત્રિવેદી )

ચામાં મગજની શક્તિને કુદરતના નિયમની વિરુદ્ધ ઉશ્કેરવાનો ગુણ છે, કેમકે તેમાં ટેનીક એસીડ જેવું શરીરનો ઘાત કરનારૂં દ્રવ્ય આવે છે. તેમાં પણ હોટલો તથા દુકાનોની ચા તો ઘણીજ ભયંકર છે; કારણ કે ત્યાં ચા ઘણા વખતથી ઉકળેલી રહેતી હોય છે અને તેમાંથી સુવાસિક તથા પૌષ્ટિક પદાર્થો તો કયારનાંએ ઉડી ગયાં હોય છે. ખરી વાત છે કે, ચા પીવાથી ક્ષણિક હુંશિયારી આવે છે, પણ અંતે તો જઠરાગ્નિ મંદ થાય છે, કમતાકાત આવતી જાય છે, માનસિક સ્થિતિ દુર્બલ થાય છે અને શરીર અનેક વ્યાધિને લાયક બની જાય છે. ચામાં ટેનીક ઍસીડસિવાય સાકર પણ આવે છે અને તેથી જઠરનું શ્લેષ્મ પડ સૂજી જાય છે અને તેમાંથી એક જાતનો સ્રાવ થાય છે, ખાવું ભાવતું નથી, મોળ આવે છે, ઉલટી થાય છે અને વખતે તાવ પણ આવી જાય છે. વળી ચા પીવાથી લોહીમાં યુરીક ઍસીડનું પ્રમાણ વધી જાય છે અને તેથી આંતરડાં તથા જઠરની ક્રિયા મંદ પડે છે.

### એક ડૉકટરે ચાવિષે નીચે પ્રમાણે જણાવેલું છે.

" ચા તથા કૉફી પીનારા મદ્યપાન કરનાર લોકોના જેવા તોફાની, નાચનારા, ગાનારા કે કજીઆ કરનારા હોતા નથી; પણ ચા તથા કૉફી તેના પીનારાને મૂર્ખ બનાવે છે, તેમના પગને નબળા કરે છે, યાદશક્તિનો નાશ કરે છે, હૃદયમાં થડકો પેદા કરે છે, શરીરમાં કંપ કરે છે, હાથમાં અસ્થિરતા કરે છે અને અનિદ્રાને પેદા કરે છે. વળી આથી માથું દુઃખે છે, જીભ બેસ્વાદ થાય છે, સ્વભાવ ચીડીઓ થાય છે અને મીજાજ ઠેકાણે રહેતો નથી. ચા તથા કૉફી પીનારાઓ બોલવામાં મંદ થાય છે, તેમના વિચારો અસ્થિર હોય છે અને માનસિક શક્તિ ગુમાવે છે. ચાના વ્યસનથી અજીર્ણ, આંતરડામાં અવાજ તથા કબજીઅત થાય છે અને પાચન કરનારા રસોનો અટકાવ થાય છે. આ સર્વ કારણથી જે લોકો ચા તથા કૉફી બહુ પીએ છે, તેઓ શરીરે દુબળા રહે છે, તેમના ગાલ બેસી ગયેલા હોય છે, તેમના ચહેરા મેલા હોય છે, તેઓમાં માથાં દુખવાનું દરદ વધારે પ્રમાણમાં હોય છે, તેઓમાં પિત્તનો કોપ નિરંતર થયા કરે છે, તેમના વાળ જલદી ખરી પડે છે અથવા ધોળા થાય છે. ચા તથા કૉફીનું વ્યસન સર્વત્ર ફેલાયું છે અને તેથી લકવો અર્દિત વા તથા નબળાઈનાં દરદો હજારોગણાં વધી પડયાં છે."

ચાવિષે એક વિદ્વાને એક સુંદર શ્લોક બનાવ્યો છે, જે નીચે પ્રમાણે છે:—

**प्राज्ञैर्मूर्खैस्तरुणजरठैर्ब्राह्मणैरन्त्यजातैः ।**
**पौरैर्ग्राम्यैर्नरपतिवरैर्नरगृहैर्निःस्वकैश्च ॥**
**प्रातः सायं नियमिततयाभ्यर्चितो भक्तिभावाद् ।**
**हा ! हा ! चाहा हत कलियुगे कर्षति प्राणवित्तम् ॥**

અરે ડાહ્યા, મૂર્ખ, જુવાન અને વૃદ્ધ માણસો, બ્રાહ્મણ તેમજ અત્યંજો, શહેરીઓ તથા ગ્રામ્યજનો, રાજાઓ અને ઘરહીન તથા સાધનહીન લોકો! તમારાથી નિયમિતપણે સવારસાંજ ભક્તિભાવથી આદરને પામતી **ચા આ કલિયુગને વિષે પ્રાણ અને દ્રવ્ય બન્નેની હાનિ કરે છે!**

આ શ્લોક અક્ષરશઃ સત્ય છે, એમ વિચાર કરતાં સાફ માલમ પડશે.

## ચાથી થતી આર્થિક ખરાબી.

ચાથી આર્થિક ખરાબી પણ પારવગરની છે. સને ૧૯૦૬–૭ માં આ દેશમાં પાંચ લાખ અગીઆર હજાર એકરમાં ચા વાવવામાં આવી હતી અને તેમાંથી સાડીત્રેવીસ કરોડ જેટલી ચાનો પાક થયો હતો. તે પાકમાંથી $\frac{૧}{૪}$ ભાગ ચા આ દેશમાં વપરાઇ હોય તેમ ગણીએ તોપણ કરોડો રૂપીઆની ચા પીવાનું વિનાશકારક ધોરણ ચાલુ થયું ગણાય. ચાની સાથે વાપરવા માટે કરોડો રૂપીઆની ખાંડ પણ પરદેશથી મગાવવી પડે છે. આ સર્વથી પૈસા તથા તંદુરસ્તીના નુકસાનનો હિસાબ રહેતો નથી. આ સર્વ આર્થિક બોજો આપણા ગરીબ દેશમાં વધારે પડતો છે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. મહાત્મા ગાંધીજીના સદુપદેશથી આજકાલ કેટલી હૉટલો બંધ થઇ છે અને થતી જાય છે તથા ઘણી જ્ઞાતિઓમાં ચાના બહિષ્કાર માટે સખત પગલાં લેવાય છે, અને ઘણા કુટુંબોમાંથી ચા પીવાનો ચાલ નીકળી ગયો છે. આવા હાનિકારક બોજામાંથી મુક્ત થવા માટે ઉગતી પ્રજા સમક્ષ ચા, કૉફી તથા કોકોનાં પીણાં કેટલાં જોખમકાર છે તે સમજાવવા સઘળા ઉપાયો લેવાની દેશના વિદ્વાનોની ફરજ છે.

## ચાવિષે એક લેખકના ઉદ્ગારો.

ચાવિષે **એક લેખક પોતાના ઉદ્ગારો નીચે પ્રમાણે** જણાવે છે:—

“ આ હતભાગ્ય હિંદમાં વિદેશીઓની નકલ કરવાની નબળી પ્રકૃતિ એટલી હદ ઓળંગી ગઇ છે કે તેને અંકુશમાં લાવતાં વિલંબ લાગશે. વિદેશીઓની નીતિરીતિની નકલો કરવામાં નિર્વીર્ય દેશી મગજો એટલી હદ ઉપર ચઢી ગયાં છે, કે હવે સ્વાત્માભિમાન, દેશાભિમાન અને આત્મગૌરવ સર્વને છેક ભૂલી ગયાં છે. ”

"ચા જેવી જે ક્ષુદ્ર ચીજે આપણને નિર્લજ્જ બનાવ્યા છે તે ઝેરી છે અને કોઈપણ રીતે ફાયદાકારક નથી, એમ જાણ્યા છતાં આપણે હોંસે હોંસે તે પીએ છીએ; એટલુંજ નહિ પણ તેને સ્વદેશી ચીજ માનીને તે વાપરીએ છીએ; અને જેઓ સ્વદેશી તથા બહિષ્કારના મેળાવડાઓ અને મંડળીઓ જમાવે છે તેઓ પણ ત્યાં આ ચાની 'ટીપાર્ટી' આપે છે."

"જો હિંદુસ્તાનમાં ચાનું વ્હેજું લાગુ ન પડયું હોત તો વિદેશી ખાંડ આટલી બધી પ્રચલિત થાત નહિ. ખરૂં જોતાં ખાંડનો મુખ્ય વપરાશ, આ ડાકિણી ચાનેજ આભારી છે. આ રીતે ચાએ આપણાં ખીસ્સા ઉપર જબરો બોજો નાખ્યો છે અને ધર્મથી વિમુખ કર્યાં છે, તે વાત સમજ્યા પછી ચાને સ્વદેશી કહીને ઉકમાઇ લેવી તે શું શરમભરેલું નથી?"

"આટલેથીજ ચાની ખરાબી થતી નથી. ચા હિંદુસ્તાનમાં પાકે છે તે વાત ખરી છે, પણ તેના ખેડુતો કોણ છે? તે ચા કેવી રીતે પકાવવામાં આવે છે? કોના લોહીના ભોગે કોણ પૈસા મેળવે છે? અને એ માતબર ખેડુતોની નીચતા કેટલી હદ સુધી પહોંચી છે? તેનો ચાના વાપરનારાઓએ અને સ્વદેશી ચીજતરીકે ચાનાં વખાણ કરનારાઓએ કદી વિચાર કર્યો છે?"

"ચા બનાવવાના બગીચા આસામ, નીલગિરિ જેવા પ્રદેશોમાં ઘણા છે. તે બગીચાના માલીકો લગભગ અંગ્રેજોજ છે. આ ચા ઉગાડવા, ઉછેરવા અને તેને તૈયાર કરવાના કામ ઉપર જે મજુરો છે તે સઘળા હિંદી મજુરો છે. તે મજુરોની સખત મહેનતવડે કરોડો રૂપીઆની ચા ઉત્પન્ન થઇ અંગ્રેજી ચા વાળાઓને કરોડો રૂપીઆનો નફો મળે છે."

"તે મજુરોને ઘણો હલકો પગાર આપે છે અને જ્યારે તેઓ ઠરાવેલું કામ કરી શકતા નથી, ત્યારે તેઓને નેતરની સોટીવતી નિર્દયપણે એટલે સુધી મારે છે, કે તેમની ચામડીમાંથી લોહી નીકળી ચામડી રંગાઇ જાય છે, તોપણ શિક્ષા બંધ કરતા નથી. આ સિવાય તે મજુરો ઉપર અનેક પ્રકારનો જુલમ ગુજારવામાં આવે છે. સ્વરૂપવાન સ્ત્રીઓને વિષયાંધ ગોરા દેવોના કામાગ્નિમાં પાતિવ્રત્યપણાની આહુતિ આપવી પડે છે. રાજીખુશીથી તેમ નહિ કરે તો તેને તેમ કરવાની જરૂર પડે છે. તે મજુરોના ફોટા લેવામાં આવ્યા હોય છે અને તેમની પાસેથી પાંચ વરસનું એગ્રીમેન્ટ લખાવી લેવામાં આવે છે, તેથી તેઓ નાસી જઇ શકતા નથી. જે નાસી જાય છે તેને મજુરોના એજંટો ફોટાની મદદથી પકડી પાડી તેના માલેકોને પાછા સોંપે છે અને ત્યાં તેનાપર પહેલાં કરતાં પણ વધારે ત્રાસદાયક જુલમ ગુજારવામાં આવે છે. તે ગોરાની ઉપર ફરિયાદ થઇ શકતી નથી; કારણ કે પોતાની સામે ફરિયાદ કરનારા મજુરના જડજો પોતેજ હોય છે; કેમકે સરકારે તેમને થર્ડ કલાસ મેજીસ્ટ્રેટની સત્તા

આપેલી હોય છે. બંધુઓ ! દયા છે ? હૃદય છે ? તમારી જે ચાને માટે હિંદી મજુરોને—તમારા લાચાર ભાઇઓને મરણુશરણુ થતાં સુધી ગુલામગીરીની હાડમારી ભોગવવી પડે છે, જે ચાને માટે તેમને શરદીવાળી ગંદી જમીનમાં હલકા ખોરાક ઉપર જીવન ગાળવું પડે છે, જે ચાને માટે તેમને ચામડી ફાટી લોહીની ધારાઓ વરસતાં સુધી માર ખાવો પડે છે, જે ચાને માટે નિરાશ્રિત હિંદી બહેનોને પોતાના પાતવ્રતની આહુતિ આપવી પડે છે, જે ચાને માટે પ્રાણુથી પ્યારાં પતિપત્નિને હમેશને માટે બળાત્કારથી ફારગતી આપવી પડે છે, તે **ભયંકર ચાને** મોટાઇના ડોળની ખાતર સ્વદેશી ચીજ ગણીને તમારા પેટમાં રેડતાં હજી પણ તમને કમકમાટી આવતી નથી ! "મારે ઘેર તો રોજ ૧૦ વખત ચા ઉકળે છે." "મને ચાવિના ચાલતું નથી." "ચા તો મારૂં જીવન છે." "ખાધાવિના ચાલે પણ ચાવિના તો મને નહિ ચાલે." વગેરે શરમભરેલાં વાકયો બોલતાં હજી પણ કંઇ લાગણી ઉત્પન્ન થશે કે નહિ ! શું તમે ચા પીઓ છો ? અમે તો કહીએ છીએ કે, **ચાનો પ્યાલો નહિ પણ રક્તનો પ્યાલો તમે પીઓ છો !** હિંદી મજુરોની ચામડી ફાટીને જે લોહી નીકળે છે તે પીઓ છો ? શું ચાના પ્યાલામાં તમે લોહી જેવો રંગ જોતા નથી ? અમે તો કહીએ છીએ કે, તે ચા નથી પણ પતિવ્રતા સ્ત્રીઓનાં નષ્ટ થતાં પાતિવ્રત્યનાં અશ્રુબિંદુઓ છે. શું તમે ચાદાનીના ઢાંકણા ઉપર તે બિંદુ-ઓને જોતા નથી ? અમે તો કહીએ છીએ કે, તે ચા નથી પણ નિર્દોષ મનુ-ષ્યોની હાયવરાળ છે. શું તમારા ચાના ભરેલા પ્યાલામાંથી નીકળતી વરાળ તમને તે વાતનું ભાન કરાવતી નથી ? શું તમને ચા પીતી વખતે ગરીબ મજુરોની પીઠ ઉપર પડતા ચાબૂકના મારનું હજી પણ સ્મરણ નહિ થાય ?"

"મારા સ્વદેશી બાંધવો ! ચાલો, આપણે પ્રતિજ્ઞાઓ કરીએ કે, ધર્મભ્રષ્ટ વિદેશી ખાંડની મોટી મા, દેશીઓનું રક્ત, સતીઓના શાપ, બાળકોની ગાળ, ગરીબોની હાય—ચા ! અમે અમારી જીંદગીમાં કદી પણ પીશું નહિ ! બીજાઓ-ને પીતા અટકાવી સ્વદેશસેવા બજાવવા યત્નો કરીશું. હૃદયવિનાના દેશી શેઠીઆઓની આગળ રડીને, તેમને પગે પડીને, કાલાવાલા કરીને, સમજાવીને, કરગરીને, તેમના હાથથી થતાં આ પાપથી તેમને બચાવવા પ્રયત્ન કરીશું. ઈશ્વર આ કામમાં અમને સહાયતા આપે ! અસ્તુ."

"**વૈદ્યકલ્પતરૂ**" ( અમદાવાદ )ના ૨૧ મા વર્ષની ભેટમાંથી

---

# ૧૯—ચા—કૉફીનો વધુ ચિતાર

**( લેખક–મણીશંકર મુળશંકર ત્રિવેદી )**

### કૉફી–બુંદદાણાથી નુકસાન !

કૉફીના ગુણદોષ લગભગ ચાને મળતાજ છે. કૉફી થાકી ગયેલા માણસને ચાલાક બનાવે છે અને ઉજાગરો કરવો હોય ત્યારે તે બહુ ઉપયોગી થઇ પડે છે. કૉફી શરીરના અવયવોને શાન્તિ આપે છે અને મગજને ઉશ્કેરે છે. ઘણા થાકમાં તથા અફીણથી જે ઘેન ચઢે છે, તે ઉતારવામાં કૉફી સારી અસર કરે છે. સાંધાના દુઃખાવામાં તથા પગમાં કળતર થતી હોય તેમાં પણ કૉફી સારો ગુણ આપે છે; પણ કૉફીના આ સર્વ ગુણો જે લોકો તેનું નિત્ય સેવન કરે છે, તેને બીલકુલ ફાયદો કરતા નથી પણ ઉલટા નુકસાન કરે છે.

જેમ લીલી ચા બનાવવા માટે તેની ઉપર રંગ ચઢાવવામાં આવે છે, તેમ કૉફીમાં ઘેરો રંગ લાવવા માટે ચીકોરી નામના મૂળીઆનું મિશ્રણ કરવામાં આવે છે. કૉફીના વેપારી નફો લેવા કૉફીમાં ચીકોરીનો ભેગ ભેળવે છે તેમ ચીકોરીના વેપારી પણ ચીકોરીમાં રંગ, ગાજર અગર ઈંટના ભૂકાનો ઉપયોગ કરે છે.

**ડૉ કેલોગ એમ. ડી.** જણાવે છે કે:—" દારૂના વ્યસન કરતાં પણ હાલમાં ચા, કૉફી વધારે નુકસાન કરી રહ્યાં છે. એટલા માટે વ્યસનનિષેધક મંડળીઓએ લોકોમાં તે વિષે વિશેષ અજવાળુ પાડવાની જરૂર છે. "

### દશ કરોડ રૂપિયા ચા–કૉફીમાં !

હિંદુસ્તાનમાં ચા પીવાનો શોખ દિવસે દિવસે વધતો જાય છે. ચાના બગીચાવાળાઓ મોટે ભાગે વિદેશી હોય છે અને તેઓએ હિંદમાં ચાનો ખપ વધારવા માટે સને ૧૯૧૬ માં રૂ. દોઢ લાખ નોખા કાઢયા હતા, જેના પરિણામમાં તેજ વર્ષમાં આશરે સાડાત્રણથી ચાર કરોડ રૂપિયાનો ચા હિંદમાં વેચ્યો હતો. ૧૯૧૭ માં સવા બે લાખ રૂપિયા બાજુએ મૂકયા હતા પણ તે વર્ષમાં કેટલો ચા વેચાયો તેનો રિપોર્ટ બહાર પડેલો ન હતો. એવો અડસટ્ટો કાઢવામાં આવે છે કે, ચા પાછળ આશરે ૪ કરોડ અને વિદેશી ખાંડ પાછળ ૬ કરોડ મળી ૧૦ કરોડ રૂપિયા ફકત ચા–કૉફી પાછળ ખરચવામાં આવે છે. બદલામાં ચા–કૉફીનું દાસત્વ તથા નબળી પાચનશક્તિ મળે છે. દરેક સમજુ માણસે પોતાના ઘરમાંથી ચા, કૉફી તથા કોકો જેવાં વિનાશકારક પીણાંનો જેમ બને તેમ જલદીથી બહિષ્કાર કરી આરોગ્ય તથા ધનનું રક્ષણ કરવું ઘટે છે. જે ધનનો ઉપયોગ પરદેશીઓનાં ખીસ્સાં તર કરવામાં થાય છે, તે ધનનો ઉપયોગ જો દેશમાં વિદ્યાહુન્નર વગેરે વધારવામાં થતો હોય તો કેવું સારૂં !

## કોકો

કોકોનો ઉપયોગ આપણા દેશમાં ચાના ઉપયોગ જેટલો વિશાળ પ્રમાણ-માં થયો નથી તેનું કારણ તે ચા કરતાં કંઈક મોંઘો છે; તોપણ જે લોકો ચાલુ જમાનામાં પોતાને 'ફેશનેબલ' કહેવડાવે છે તેવાઓને ત્યાં કોકો પૂર્ણ સત્તા ભોગવે છે. ચાની પેઠે કોકો પણ પાચનશક્તિને મંદ પાડે છે. તેમાં પણ નિશો રહેલો છે; કેમકે જેને તેનું વ્યસન પડે છે તે તેને મૂકી શકતો નથી. કોકો પીવાથી ચામડી જડ્ડર બને છે, લોહી તથા બળ ક્ષીણ થાય છે અને વીર્ય કે જેનો સંગ્રહ દરેક મનુષ્યે કરવોજ જોઇએ તેને હરી લે છે.

કોકોની ઉત્પત્તિવિષે જો જાણવામાં આવે તો જેઓનાં હૃદય દયાળુ હોય છે, તેઓ કદી તેનો ઉપયોગ કરેજ નહિ. જે ઠેકાણે કોકો પેદા થાય છે, ત્યાં સીદીઓ ઉપર એટલો બધો જુલમ ગુજારવામાં આવે છે, કે જો તે આપણે નજરે જોઇએ તો ચકરી આવે અને તે પીવાની કદી ઇચ્છા ન કરીએ. કોકોનાં ખેતરોમાં ગીરીમીટીઆ મજુરો ઉપર થતા જુલમોવિષે મોટાં મોટા પુસ્તકો રચાયાં છે. જે વસ્તુ મનુષ્યોનાં અંતઃકરણો બાળીને રક્ત ચૂસીને પકાવવામાં આવે છે, તે વસ્તુ મનુષ્યજાતને પુષ્ટિ આપીજ કેમ શકે ?

કોકોમાં ચા-કૉફીના દોષો પણ રહેલા છે. કોકોનો અતિઉપયોગ પૈસા તથા આરોગ્યનો નાશ કરવાવાળો છે. જે લોકો ચા, કૉફી અગર કોકોમાં પોતાનાં નાણાંનો વ્યય કરે છે, તે લોકો જો તે વસ્તુને બદલે દૂધ લેવામાં વ્યય કરે તો તેમના આરોગ્યનું ઘણી સારી રીતે રક્ષણ થઈ શકે; તેમ છતાં જે લોકોને તેના વિના ચાલતુંજ ન હોય તે લોકોએ તુલસીની નિર્દોષ અને પુષ્ટિકારક ચા પીવાનો ચાલ દાખલ કરવો. તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત રહેશે અને તુલસીમાં શક્તિ આપ-વાનો ગુણ હોવાથી શક્તિ પણ મળશે; પરંતુ જેને તે ચા અતિ ગરમ લાગે તેણે ઘઉંને બરાબર સાફ કરી ચૂલાપર બુંદદાણાની માફક શેકી તેનું ચૂર્ણ બનાવી તેનો ચા બનાવી તે પીવો. આવી રીતે બનાવેલો ઘઉંનો ચા પણ પુષ્ટિ-કારક છે. આ ચાથી તંદુરસ્તી તથા પૈસા બંનેનું રક્ષણ થઈ શકશે.

("વૈદ્યકલ્પતરૂ"ની ૨૧ મા વર્ષની ભેટમાંથી)

# ૨૦–ગામઠી વનસ્પતિઓની ચ્હા

તુલસી, કલાર, બીલી, લજામણી, આંબો, આ પાંચે વસ્તુઓનાં પાન (એમાં આંબાનાં પાન કુમળાં લેવાં) લઈ તેને છાંયે સૂકવી અધકચરાં કરી રાખવાં. ભૂખને મારનારી અને લોહીને બગાડનારી હાલની ચ્હાને ઠેકાણે આ આરોગ્યદાયક અને વગરખર્ચે તૈયાર થતા ઘરાળુ વનસ્પતિઓના ભૂકાને થોડીવાર પાણીમાં ઉકાળી લેવાથી જે ચ્હા તૈયાર થાય છે તે ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે અને એકંદરે વાયુ, પિત્ત અને કફ, એ ત્રણમાંથી કોઇ પણ પ્રકારની પ્રકૃતિવાળાને માફક આવે છે.

જેઓ ગરમાગરમ પીણાંની કુટેવ નજ છોડી શકતા હોય, તેમને માટેજ ઉપલી ઘરાઉ ચ્હાની સૂચના છે; નહિ તો માણસને માટે એકલું પણ ગરમાગરમ પાણી પીવું એ આંતરડાને શેકીને નિર્બળ બનાવનારૂં છે. પથારીમાંથી ઉઠયા પછી થોડા કોગળા કરીને લોટામાંનું રાતનું ભરી મૂકેલું અને તે નહિ તો છેવટ તાજું પાણી પણ એક પ્યાલો રોજ પીધા કરવાથી જે ઉત્તમ લાભ થાય છે, તેના અસાધારણ ફાયદાઓ તો આ બાબતની અજમાયશ એક મહિનો ચ્હા અને બીજું ગરમાગરમ પીણું છોડીને કરી જોવાય ત્યારેજ સમજાય તેમ છે.

# ૨૧–ચાહ એ શું ખોરાક છે?

ચાહ એ ખોરાક છે કે કેમ? આ બાબત ઘણા ડૉકટરો પ્રયોગો કર્યાજ કરે છે; અને લગભગ બધા એકમત થયા છે કે, ચાહને ખોરાક કહેવો તે મૂર્ખાઇ છે. ચાહ તો માણસના શરીરને અશક્તિ લાવવાવાળી ચીજ છે. જ્યારે કોઇ પણ કારણે શરીર થાકી જાય છે અને કુદરત કહે છે કે "તું કામ કરતો નહિ" ત્યારે આ થાકેલ માણસ ચાહનો પ્યાલો લઇ પેટમાં ઝેર નાખે છે. આ ઝેર કહે છે કે "રસ્તો ખુલ્લો છે, આગળ ચલાવ." આ પ્રમાણે થાકેલો માણસ કુદરતની વિરુદ્ધ જઇ કામ શરૂ કરે છે. પરિણામ એ આવે છે કે, તેને થાક વધુ ને વધુ લાગતો જાય છે અને છેવટે ટાંટીઆ ભાગી જાય છે. ચાહના શોખીનો સમજી ચાહને બદલે છાશ પીવાનું કરે તો જરૂર ટાંટીઆમાં વધારે બળ આવે. ચાહ પીવાથી તો ઉપર જણાવ્યું તેમ ટાંટીઆ ગળી જવાનાજ. પ્રભુએ આંખ આપી છે, તેનો ઉપયોગ કરીને જોનારને માટે દુનિયામાં દાખલા ઓછા બનતા નથી, અંધાને માટે તો કુદરતે મોટી ખાઈ ખોદી રાખી છે; ભલે આવીને તેમાં પડે.

# ૨૨–ચાહ અને કાફી

તંબાકુની પેઠે ચા–કાફી પણ ભારતવર્ષમાં ખૂબ પ્રચલિત છે. મહારાષ્ટ્ર અને દક્ષિણમાં તેનો સૌથી વધુ પ્રચાર છે. જાહેરખબરબાજો તેને "તાજા કરનારી માત્રાઓ" કહે છે. કોઇ કોઇ ગરમ ચાહથી તાવને દૂર કરતા ફરે છે; પણ માનનીય મિ. (જસ્ટિસ) ન્યાયમૂર્તિ રમેશમ્‌ના મત પ્રમાણે 'તે પદાર્થો ભોજ્ય નથી પણ વિષ છે.' તેના નિરંતર સેવનથી એક બે પેઢીમાં તે કુટુંબના લોકોની જીવનશક્તિ ક્ષીણ થઇ જાય છે. ઘણાખરા નાના–મોટા વ્યાધિઓ ચા અને કાફીની ટેવને લીધેજ થાય છે. ડૉ. વિલિયમ ટિબ્સ કહે છે કે, ચા–કાફી પીનારાઓ કહે છે કે, એક પ્યાલો પીવાથી જાગૃતિ આવે છે અને શક્તિ વધે છે. તેનું ખરૂં કારણ તો તેમાં મળેલાં દૂધ અને સાકર છે. જેઓ ચા–કાફીની આદતવાળા છે તેમનામાં ઘણેભાગે અપચો, હૃદયમાં દાહ, ચહેરાનું કરમાઇ જવું, ગભરાટ, હૃદયની અનિયમિત ગતિ, ધડકવું, માથાનો દુખાવો અને નિદ્રારોગનાં ચિહ્ન દેખાઇ આવે છે. એક ડૉકટરે ઉમેર્યું છે કે, કાફીના એક પ્યાલામાં મૂત્રના કરતાંએ વધારે યૂરિક ગેસ રહે છે. હજારો સ્ત્રીપુરુષો–જેઓ નિદ્રા, શિથિલતા, અપચો અને બંધકોશની બૂમો પાડયા કરે છે, તેનું કારણ આ આદતજ છે. ચા અને કાફી પીનારાઓને કદાચ ખ્યાલ પણ નહિ હોય કે તે ચીજોના સેવનથી તેઓ રક્તસંચલનને તેજ કરનારી માત્રાઓ લે છે.

ઘણા લોકો કહે છે કે, ચા અથવા કાફી પીધા બાદ તેમનો થાક દૂર થાય છે. આ બહુજ ભૂલભરેલી માન્યતા છે. વાસ્તવિક રીતે આ માત્રાઓ શિથિલતાનાં કેન્દ્રોને ટુંક સમયમાટે જરૂર બંધ કરે છે, પણ તેનો પ્રભાવ સ્થાયી નથી હોતો. ઘણેભાગે ચા અને કાફી પીનારાઓનેજ સખ્ત અપચો રહ્યા કરે છે; કારણ કે તેના સેવનથી પેટમાં ગાંઠો બંધાઇ જાય છે.

બાળકોને માટે તો તે ખાસ વર્જ્ય છે. તેના સેવનથી તેમની ઉંઘ ઓછી થઇ જાય છે. વાસ્તવમાં બાળકોમાટે ઉંઘ ખાસ જરૂરની છે. ચઢતી વયમાં તેનું સેવન કરવાથી આયુષ્ય ઓછું થવા લાગે છે. ( હિંદી 'માધુરી' ઉપરથી )

# ૨૩–ઠંડી કુલફી મલાઈ! ગરમાગરમ ચા કાફી!

આ બૂમ શહેરોમાં રહેનારાને કાને હમેશાં પહોંચે છે. આ બૂમોએ માણસોની હોજરી બગાડવામાં પૂરેપૂરો ભાગ ભજવ્યો છે. મહાન ડૉક્ટરોનું કહેવું એવું છે કે, શરીર સારું રાખવાને માટે પ્રભુએ મોંને દરવાજો બનાવ્યો છે. જો ઘરના બારણામાં આપણે સારા માણસને દાખલ કરીએ તો નુકસાન થાયજ નહિ; પણ જ્યારે બેદરકારીથી અથવા જાણીબુઝીને તેમાં ખરાબ માણસો દાખલ થઈ જાય, ત્યારે તો જરૂરજ નુકસાન થાય છે. એમ કહેવામાં આવે છે કે, જે વસ્તુઓ ગમે તેટલી વખત મોંમાં રાખવા છતાં કોઇ પણ જાતનું દુઃખ ન થાય, તેવીજ વસ્તુઓ ખાવાપીવામાં વાપરવી જોઇએ. કુલફી, મલાઇ કે આઇસક્રિમ આપણે મોંમાં જરાવાર પણ રાખી શકતા નથી અને તરતજ ગળાનીચે ઉતારવા મહેનત કરીએ છીએ; તેમજ ગરમાગરમ ચા-કાફી, પણ આપણે મોંમાં રાખી શકતા નથી અને તરતજ ઉતારી જઇએ છીએ. આવી બેહદ ઠંડી કે બેહદ ગરમ ચીજો ખાવાથી જઠરાગ્નિને બહુજ નુકસાન પહોંચે છે. આપણા શરીરની અંદર મોંથી શરૂ થઇને ઠેઠ પુંઠસુધી એક સળંગ નળી છે. આ નળીને અંદરથી ફરતું ઝીણું ચામડાનું પડ છે. આ પડ એવું સૂક્ષ્મગ્રાહી છે કે આપણા શરીરની ગરમી કરતાં વધારે ગરમ કે વધારે ઠંડી ચીજ તેના સંગમમાં આવે તો તે કઠણ થઈ જાય છે. આમ થવાથી તેનું કામ તે કરી શકતું નથી અને તેથીજ ખોરાકપાચન કરવાની ક્રિયા મંદ પડે છે. આટલા માટેજ બહુ ગરમ કે બહુ ઠંડી ચીજોથી ચેતતા રહેવાની જરૂર છે. આપણા કેટલાક શોખીન ભાઇઓ, સ્વાદના રસીઆ, ગરમાગરમ દાળ કે કઢીના સબડકા લેવાવાળાઓએ પણ આ વાત લક્ષમાં રાખવા જેવી છે. ચા, કાફી, કુલફી, મલાઇ વગેરેના રસિકો આની નોંધ લેશે કે? આ પોથીમાંહેલાં રીંગણાં નથી હો ભાઇ!! ( 'હિંદુસ્તાન' )

# ૨૪–'સેકેરીન' દેશનિકાલ!

સાકરથી ૫૫૦ ગણી ગળી 'સેકેરીન' ને બધા ઓળખે છે. આ કોલતારની બનાવટ છે. લાંબો વખત તે વાપરવામાં આવે તો ઝેરી ગણાય છે. સાકરને બદલે ઘણાં માણસો આ ચીજનો ઉપયોગ કરે છે. બેલજીઅમ સરકારે આ ચીજ મંગાવવાની, વાપરવાની, બહાર ચઢાવવાની કે રાખવાની પણ મનાઇ કરેલ છે. જે જે ચીજોની બનાવટમાં 'સેકેરીન' વાપરવામાં આવેલ હોય, તેને પણ આ કાયદો લાગુ પાડયો છે. ખોરાકની ચીજમાંથી તો 'સેકેરીન'ને દેશનિકાલ કરવાની ખરેજ જરૂર છે.

# ૨૫—તમાકુના ભકતોને ભયની ચેતવણી

( લેખક—મણીશંકર મુળશંકર ત્રિવેદી )

તમાકુનો ઉપયોગ ત્રણુસો વર્ષ પહેલાં અમેરીકામાં થતો હતો. દેખાદેખીથી ત્રણુસો વરસમાં તમાકુનો ઉપયોગ એટલો બધો વધી પડયો છે કે એવું એક ગામડું નહિ હોય કે જ્યાં તમાકુનો ઉપયોગ નહિ થતો હોય. જ્યાં ગામડાની વાત કરવામાં આવે છે ત્યાં શહેરની તો વાતજ શી કરવી ? તમાકુનો આટલો બધો ફેલાવો થવાનાં મુખ્ય કારણોમાં દેખાદેખીજ છે. જનસ્વભાવ એવો છે કે કોઇ પણ નઠારી વાત ઉપર તેના મનની પ્રવૃત્તિ જલદી થઇ જાય છે. વળી તમાકુ એક દેશમાંથી બીજા દેશમાં નવાઇની વસ્તુતરિકે ફેલાણી અને ચડસા ચડસીથી લોકો તેનો છૂટથી ઉપયોગ કરતાં શીખ્યા.

## તમાકુમાં ઝેરી પદાર્થો

તમાકુમાં ત્રણ પ્રકારનાં ઝેરી પદાર્થો જોવામાં આવે છે. (૧) તમાકુમાં **નિકોટીન** નામનો ચીકણો તેલ જેવો પ્રવાહી પદાર્થ હોય છે, તે બહુ ઝેરી છે. તેમાં તમાકુની વાસ આવે છે અને તીખો હોય છે. તેનું એકજ ટીપું કુતરાને આપ્યું હોય તો કુતરૂં મરી જાય છે. તે ઝેર તાપથી ઉડી જાય છે. (૨) તમાકુમાં બીજો **તેલ જેવો કડવો પદાર્થ** રહે છે. મોં ઉપર મૂકવાથી તમાકુના જેવીજ તેની અસર થાય છે. નાકે લગાડવાથી છીંક આવે છે અને ખાવાથી ફેર તથા ચક્કર આવે છે અને ઉલટી થાય છે. તમાકુમાં **તીખાશવાળું તેલ** રહે છે.આ તેલ ઝેરી છે તે ઉડી જતું નથી, તેનું એક ટીપું બિલાડીને બે મીનીટમાં મારી નાખે છે. આ ત્રણે પ્રકારનાં ઝેર તમાકુમાં રહે છે, પણ તાપમાં તે ઉડી જાય છે, તેમજ ઘણા થોડા પ્રમાણમાં હોવાથી માણસને તમાકુનો ઉપયોગ કરવાથી મારી નાખતા નથી; તોપણ આ ત્રણે તત્ત્વો તમાકુ પીનાર ઉપર અસર કરે છે. જે લોકો તમાકુ બહુ પીએ છે તેમનામાં હમેશાં નીશો રહે છે અને તેનું શરીર વહેલું બગડે છે.

## તમાકુ સુંઘવા ખાવાને પીવાથી થતી ખરાબી

તમાકુ સુંઘવાથી નિશો ઘણા ઓછા પ્રમાણમાં આવે છે અને કેટલીક વખત માથાના દરદ તથા સળેખમને શાંત કરે છે; પણ તેના વખતો વખતના ઉપયોગથી કશો ફાયદો માલમ પડતો નથી. એના અતિ યોગથી નાકની અંદર ચાંદી અને માથાનાં, ગળાનાં અને પેટનાં દરદો થાય છે, વળી છીંકણી સુંઘવાથી ઘ્રાણેંદ્રિય તથા સાદને ઇજા થાય છે. છીંકણી ઘુંટનારને ક્ષય વગેરે દરદો થયાના ઘણા દાખલા માલમ પડયા છે.

તમાકુ ખાવાથી અપચો, અજીર્ણ, મોનું ગંધાવું, દાંતનો સડો, અતિસાર, મરડો, ફેર વગેરે રોગ લાગુ પડે છે. તમાકુ ખાનારને વળી થુંકવા માટે વખતો વખત ઉઠવું પડે છે અને એ રીતે પણ તમાકુ ખાનાર બીજાને સુગ અને અણગમો પેદા કરે છે.

તમાકુ ત્રણ રીતે પીવાય છે. (૧) હોકાથી. (૨) ચલમથી. (૩) બીડી અથવા ચીરૂટથી. દરેક રીતે પીવાથી તમાકુનો ઝેરી ધુમાડો પીનારના શ્વાસો-ચ્છ્વાસમાં જઈ મોંનાં, ગળાનાં, દમનાં, મગજનાં અને જઠરનાં જૂદા જૂદા રોગોને પેદા કરે છે અગર તો તેવા રોગોને લાયક શરીરને બનાવે છે. વળી તમાકુ પી-નારની સ્મરણશક્તિ મંદ પડી જાય છે.

## તમાકુનો ઉપયોગ કરવા કુદરત પણ ના કહે છે.

દાખલાતરિકે જે માણસે તમાકુનો ઉપયોગ કદી નહિ કર્યો હોય તેને જો થોડીક પણ તમાકુ ખાવા આપશું તો તેને ઉલટી થઇ ફેર આવે છે. કુદરતજ તેને શરૂઆત કરતાં અટકાવે છે; છતાં તે ખાવામાંજ મર્દાઇ છે એમ માની વ-ખતો વખત અભ્યાસ કરી તેને ખાવાની ટેવ પાડે છે.

તમાકુમાં પિત્ત વધારવાનો, મદ ચઢાવવાનો, ભ્રમ કરવાનો તથા આં-ખના તેજને હરી લેવાનો ગુણ છે. તમાકુમાં ઝેર રહેલ હોવાથી જનાવરોનાં કીડાંવાળાં ઘારામાં તે દાબવાથી કીડા તથા જંતુઓ મરી જાય છે, તેનાં પાન અંડવૃદ્ધિ (વધરાવળ) ઉપઃ સીલારસ ચોપડી બાંધવાથી ફાયદો કરે છે. તેના પાણીથી જુ મરી જાય . તેના નિત્ય સેવનથી શરીરમાં ટુંક વખત માટે તે જાગૃતિ પેદા કરે છે. પણ પછીથી તેના વગર ચાલતું નથી અને તે પોતાનું છુપું ઝેર શરીરમાં દાખલ કરી શરીરનાં સારાં અવયવોને ઝેરી બનાવે છે.

## તમાકુ પીનારાઓને સૂચના !

તમાકુનું વ્યસન દુષ્ટ છે. તેનાથી કોઇ પણ પ્રકારનો લાભ છેજ નહિ. ફકત થોડોક વખત સુધી તે શરીરને નીશામાં રાખે છે, પણ અંતે તો તમા-કુથી શરીર ફીકકું પડી જઈ પાંડુરોગ અને ક્ષય થાય છે. તમાકુને લીધેજ દારૂ પીવાનું વ્યસન પડે છે. તે સંબંધમાં ન્યુયૉર્કમાં તમાકુ વિરૂદ્ધ હિલચાલ ચલાવનારી મંડળી ( ન્યુયૉર્ક એન્ટી–ટૉબેકો સોસાયટી ) પોતાના રીપોર્ટમાં જણાવે છે કે, થુંક પેદા થાય છે તે ગ્રંથીઓ ( સૅલીવરી ગ્લાન્ડસ ) માંથી તમાકુ પીવાથી તથા ખાવાથી થુંક ખુટી જાય છે અને તેથી તમાકુ પીધા અગર ખાધા પછી ( કેટલાકોને ) દારૂ પીવાનું મન થાય છે. તમાકુથી નાડી નરમ પડે છે. શરીર ફીકકું થઇ જાય છે. મ્હોંમાં ચાંદાઓ પડે છે, પેટમાં ભયંકર વ્યાધિ થાય છે, લોહી અનિયમિત રીતે ફરે છે અને આંખે અંધાપો આવી જાય છે. કેટલાક એમ કહે છે કે તમાકુથી અમને ઝાડા તથા પેશાબનો ખુલાસો રહે છે. વખતે તેમ હશે; પણ જે લોકો તમાકુ નથી પીતા તેને પણ

ઝાડા તથા પેશાબનો ખુલાસો રહે છે–એકંદર જોતાં તમાકુ શરીરને બગાડનારી ચીજ છે. તમાકુ અનાજ નથી. નથી દૂધ કે નથી પુષ્ટિ આપનારો પદાર્થ–તમાકુ પીનારાઓએ આ સર્વ વાંચી વિચારી તમાકુને ધીમે ધીમે કાઢી નાખવા પ્રયત્ન કરવો.

## તમાકુ વિષે નામાંકિત ડૉક્ટરોના અભિપ્રાય.

ડૉ. પ્રાઉટ—લખે છે કે તમાકુ પીવાથી માણસો નબળા પડી જાય છે. લોહીમાંથી લાલાશ ઘટી પીળાશ આવે છે. છીંકણીથી અજીર્ણ, કલેજાં તથા જઠરનાં દરદો વગેરે થાય છે અને એવાં દરદોથી મૃત્યુ થએલા દાખલાઓ મોજુદ છે.

ડૉ. ટેલર—લખે છે કે ૧૮૭૭ માં એક માણસે લાકડાની એક ચલમ સાફ કરી પોતાના છોકરાને રમવા આપી. છોકરાએ તે ચલમનો ઉપયોગ સાબુના પરપોટા ઉડાડવામાં કર્યો. તેથી તમાકુનું ઝેર મ્હોં દ્વારા તે છોકરાના શરીરમાં દાખલ થયું. તેની અસરથી છોકરો બેશુદ્ધ થઇ મરી ગયો.

ડૉ. ટવીચેલ—કહે છે કે તમાકુથી ફેફસાં, હૃદય અને જઠરના સ્નાયુ નરમ પડી જાય છે. કોઈ કોઇ વખતે હૃદય એકદમ ઓચિંતુ બંધ થઈ મરણ પણ થઇ જાય છે.

ડૉ. કલન—જણાવે છે કે ઘડપણ આવ્યા પહેલાં તમાકુથી સ્મરણશકિત નાશ પામેલી, મૂર્ખતા આવેલી અને જ્ઞાનતંતુઓની હારમાળા બગડી ગએલી એવા ઘણા દાખલા મારા અનુભવમાં આવ્યા છે.

ડૉ. ઑલકૉટ—કહે છે કે તમાકુથી શરીરને બીજાં જે નુકસાનો થાય છે, તેના કરતાં સ્મરણ શકિતને વધારે નુકસાન થાય છે એ વાત ચોક્કસ છે.

ડૉ. એલીન્સન—કહે છે કે ફ્રાન્સ દેશમાં ખાસ જોવામાં આવ્યું છે કે જેમ જેમ તમાકુનો ઉપયોગ વધારે થતો જાય છે તેમ તેમ ગાંડાં થઇ જતાં માણસોની સંખ્યા પણ વધતી જાય છે.

ગવર્નર સલીવાન—પોતાના સ્વાનુભવથી લખે છે કે "તમાકુ મને જડ અને સુસ્ત કર્યા વિના, મારી નિત્યના વિચારની ચંચળતામાં ખલેલ કર્યા વિના, અને મારી માનસિક શકિતને નબળી પાડયા વિના કદી રહી નથી.

ફ્રાન્સ દેશની શાળાઓમાં તમાકુના ઉપયોગની અટકાયત છે. તેમજ યુનાઇટેડ સ્ટેટમાં લશ્કરી શાળામાં બીડી પીવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે.

તમાકુ વિષેના આ સર્વ અભિપ્રાયો વિદ્વાન અને નામાંકિત ડૉક્ટરોના છે માટે તેમના ઉપયોગ કરનારાઓએ આ ઉપરની શિખામણ લઇ જેમ બને તેમ તેનો જલદીથી નિષેધ કરવો એજ સલાહ તથા સલામતી ભરેલું છે.

## તમાકુવિષે મહાત્મા ગાંધીજીનો ઉપદેશ

જેવી રીતે દારૂ, ભાંગ તથા અફીણ ખરાબ છે, તેથી પણ તમાકુ વધારે ખરાબ છે. તમાકુની સત્તા મનુષ્યજાતિપર એટલી બધી વધી ગઇ છે કે તેમાંથી છૂટવાને માટે ઘણો વધારે સમય લાગશે. નાનાંથી મોટાંઓ સર્વ તેના ઝપાટામાં આવી ગયાં છે. આશ્ચર્યકારક તો એ છે કે, નીતિમાન માણસો પણ ત-

માકુનો છૂટથી ઉપયોગ કરે છે. મિત્રના સન્માનમાટે આજકાલ તમાકુ એક ઉત્તમ સાધન થઇ પડયું છે. સાધારણ મનુષ્યો તો જાણતા પણ નથી કે તમાકુનું વ્યસન દૃઢ થાય એટલા માટે સીગારેટ અગર ચીરૂટ બનાવવાવાળા તેમાં એક પ્રકારનો સુગંધીયુક્ત તેજાબ છાંટે છે. તમાકુને ટેસ્ટવાળી બનાવવા માટે તેમાં અફીણનું પાણી છાંટે છે તેથી તમાકુ માણસપર જાદુઈ અસર ચલાવી રહી છે. તમાકુનો ફેલાવો કરવામાં હજારો રૂપિયા જાહેર ખબરમાં ફેંકી દેવામાં આવે છે. યૂરોપમાં ચીરૂટ બનાવનારી કંપનીઓ પોતાનાં છાપખાનાં ચલાવે છે, બાયોસ્કોપ ખરીદે છે, ઇનામી ટીકીટો કાઢે છે વગેરે હજારો પ્રકારની યુક્તિઓ કરે છે. તમાકુએ પોતાની સત્તા સ્ત્રીઓપર પણ ચલાવી છે. તમાકુ ચીરૂટથી જે નુકશાન થાય છે, તેના આંકડા વિગતવાર આપી શકાય નહિ. ચીરૂટ પીવાવાળા જ્ઞાનશૂન્ય બની જાય છે અને બેપરવાઇથી બીજાના ઘરમાં રજા વગર ચીરૂટ સળગાવી પીએ છે અને તેમાં તે શરમાતા નથી.

એવો અનુભવ થયો છે કે, તમાકુ—ચીરૂટ પીવાવાળા આથી પણ વધારે મોટા અપરાધો કરે છે. બચ્ચાંઓ બીડી પીવાને માટે પોતાના માબાપથી છાના ઘરમાં ચોરી કરે છે. જેલમાં કેદીઓ મોટી જોખમદારી સહન કરીને બીડીને છુપાવી રાખે છે. લડાઇમાં ચીરૂટ પીવાવાળાઓ ચીરૂટવગર ગાંડા તથા ઉદાસ બની જાય છે અને કોઈપણ પ્રકારનું કામ કરી શકતા નથી.

**ચીરૂટનું ખર્ચ** પણ કંઇ કમતી આવતું નથી. કેટલાએક માણસોને તો ચીરૂટ પછવાડે માસિક ખર્ચ રૂ. ૭૫ કરવા પડે છે. ઉપરોક્ત ઉદાહરણ તદ્દન સાચું છે. મુંબાઈમાં ચીરૂટના વેપારીઓએ માળા ખરીદ કર્યા છે. કોઇએ ફેકટરી ઉભી કરી છે; વગેરે પૈસા ફક્ત ચીરૂટના ધંધામાંથીજ પેદા કરવાના ઘણા દાખલા મળી શકે તેમ છે.

બીડી પીવાથી પાચનશક્તિ મંદ પડી જાય છે, મોઢું ગંધાય છે, બીડીના ધુમાડાથી બહારની હવા દૂષિત થઇ જાય છે, દાંત કાળા તથા પીળા પડી જાય છે. **જે મનુષ્યો નિરોગી રહેવા ઇચ્છે છે તેઓએ બીડી તથા તમાકુને અવશ્ય છોડી દેવી જોઇએ.** દારૂ, તમાકુ, ભાંગ, ગાંજો આદિ વ્યસન આપણા આરોગ્યને હરી લે છે; એટલુંજ નહિ પણ આપણને ગુલામ બનાવી આપણી નીતિનો પણ નાશ કરે છે.

**આપણા હિંદુસ્તાનમાં એક કરોડ રૂપીઆનો ધુમાડો થાય** છે. એવું માલમ પડયું છે કે, બહાર દેશાવરથી હિંદુસ્તાનમાં ૧ કરોડ રૂપીઆની સીગારેટ આવે છે. તે સીગારેટનો ઉપયોગ આપણા દેશબાંધવો માત્ર ફુંકી ધુમાડો કાઢવામાં કરે છે. આ પ્રમાણે એક કરોડ રૂપિયાનો ધુમાડો કરી પરદેશીઓનાં ખીસ્સાં તર કરવાનું કાર્ય આપણે પોતેજ કરીએ છીએ. જો સવ ભાઇઓ સીગારેટ પીવાનો ત્યાગ કરે તો એક કરોડ રૂપિયા હિંદમાં બચે અને તેનો ઉપયોગ કોઇ સત્કાર્યમાં થાય તો હિંદુસ્તાનને કેટલો બધો લાભ થાય.

## ૨૬—લક્ષ્મીનો વાસ

એક દિવસ ભગવાન વિષ્ણુએ લક્ષ્મીજીને પૂછ્યું:—"હે પ્રિયે! સ્ત્રીજાતિમાં તમારો વાસ ક્યાં ક્યાં છે?" ત્યારે લક્ષ્મીજીએ જવાબ આપ્યો:—

"પ્રભો! જે સ્ત્રી માતપિતા, સાસુસસરા આદિ વડીલોની પૂજા કરે છે અને પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહિ પણ સદાચારથી પોતાના અંગને શણગારે છે, કંકણથી નહિ પણ દાનથી પોતાના હાથને શોભાવે છે, નવા નવા અભિલાષોને નહિ વધારતાં આત્મસંયમનોજ વધારો કરે છે, સર્વ સાથે સૌજન્યથી વર્તી સલાહસંપથી રહે છે અને સદા મધુર વાણીથી બોલે છે, તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સદા ઉદ્યોગી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી રહીને પોતાના હૃદયને અને શરીરને પવિત્ર રાખે છે, તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબીજનોની સંભાળ રાખે છે, બચ્ચાંને પ્રીતિપૂર્વક પોતાનાજ હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઉઠીને દેહ, વાળ, દાંત, કપડાં અને ઘરની તમામ ચીજો સાફસૂફ કરી દે છે, કાળજીપૂર્વક ઘરકામમાં મંડી જાય છે અને પતિ તથા બાળબચ્ચાંને સુખી રાખે છે તેને ત્યાં મારો વાસ છે."

"સ્ત્રી અને પુરુષ ઉભયમાં કેળવણીનો પ્રચાર નહિ થાય ત્યાંસુધી તમારાથી કશુંજ બની શકવાનું નથી."

"પ્રથમજ સ્ત્રીઓને ઉન્નત કરો અને ગરીબમાં ગરીબ જનવર્ગને જાગૃત કરો, ત્યારેજ તમારા દેશનું કલ્યાણ થશે."

## ૨૭—દીકરા જેવીજ દીકરીને ગણો.

ભગવાન મનુએ ફરમાવ્યું છે કે:—

**कन्याप्येवं पालनीया शिक्षणीयाति यत्नतः ।**

ભાવાર્થ:—કન્યાનું પણ પુત્રની પેઠે પાલન કરવું જોઇએ અને ઘણી કાળજીપૂર્વક તેને શિક્ષણ આપવું જોઇએ.

**સ્વામી રામતીર્થજી કહે છે કે:**—"હિંદમાં સ્ત્રીશિક્ષણ બંધ કરી દેવામાં આવ્યું તેની સજા પણ હિંદ સારી પેઠે ભોગવી રહ્યું છે." × × × "સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરો. તમારા પૂર્વજો સ્ત્રીશિક્ષણના પક્ષપાતી હતા. તમે કેમ વિરોધી બનીને તમારે હાથેજ તમારા પગ ઉપર કુહાડો મારો છો?"

# ૨૮–ભાગ્યવિધાત્રી

## ( લાલા લજપતરાય )

હિંદુ કોમની અત્યારની અવદશા જોઇને જેના દિલમાં દુઃખની જ્વાળાઓ સળગતી હોય અને આ પુણ્યવંત કોમને માટે જેના અંતરમાં પ્રીતિ ઉભરાતી હોય, એવો કોઇ પણ શિક્ષિત હિંદુ આ હિંદુ મહાસભાના સમાજસુધારણાના ઝુંડા નીચે આવ્યા વિના રહી શકેજ નહિ. સમાજસુધારણા, એ હિંદુ કોમની આજે પ્રથમ જરૂરિયાત છે; અને તેના વિના આપણે રાજદ્વારી કે બીજી પ્રગતિ એક તસુ પણ સાધી શકવાના નથી. જે કોમમાં બાળલગ્ન અને અસ્પૃશ્યતાનાં મૂળ આટલાં ઉંડાં નંખાયાં હોય, જે કોમ જીંદગીને કલેશમય જંજાળ માનતી હોય, જે કોમ જીવનના પ્રાણ–દીપકને બુઝાવી નાખનારાં નિર્મોહ અને વૈરાગ્યનાં વ્રતોને પૂર્વજોનો મહામૂલો વારસો માનતી હોય અને એવા બિમાર માનસને કારણે જે કોમમાં નિરાશા અને નિરુત્સાહ, મંદતા અને દીનતા જીવનક્રમ બની ગયાં હોય, તે કોમ, સખ્ત અથડાઅથડી અને હરિફાઇના આ યુગમાં, સન્માનનીય કોમતરીકે અને રાષ્ટ્રના સબળ અંગતરીકે કેમ જીવી શકશે? હિંદુ કોમ જો આપઘાત કરવા ન ઇચ્છતી હોય તો હિંદુઓએ, એક કોમ તરીકે, એક અને અખંડ બનવા હવે જાગવુંજ જોઇએ. હિંદુ કોમ જો જીંદગાની ચાહતી હોય તો હિંદુઓએ જ્ઞાતિઓ–ઉપજ્ઞાતિઓના અને વાડાઓ–ઉપવાડાઓના ભેદ ભાંગવા અને સાચું સંગઠન સાધવા પ્રગતિને માર્ગે કુચકદમ કરવીજ જોઇએ.

એ સુધારણાની શરૂઆત આપણી માતાઓના, આપણી વિધાતાસમી આપણી જનનીના ઉત્કર્ષથી થવી જોઇએ. હિંદુધર્મ હિંદુ નારીને લક્ષ્મી, સરસ્વતી અને શક્તનો અવતાર માને છે અને એનો અર્થ એ છે કે, એ નારીજ આપણા ઉત્થાન કે અધઃપતનની વિધાત્રી છે; પણ આજે એ દેવીનીજ કેવી દુર્દશા છે? હિંદુ સ્ત્રી એ અત્યારે હિંદુના ઘરની ગુલામડી અને ચાકરડી છે. તેને ઘરના ઉજાસવાળા ભાગમાં આવવાની કે ઉઘાડે મોંએ ઉચ્ચ સ્વરે બોલવાની પણ હિંદુસમાજ મનાઇ પોકારે છે. જે વયે યૂરોપ અને અમેરિકામાં બાળાઓ શાળાઓમાં કલ્લોલ કરતી, કસરતદ્વારા તેમનાં શરીર સુદૃઢ બનાવતી હોય છે તે વયે હિંદુ નારી બાળકોની જનેતા બની હોય છે અને બિમારીમાં સડતી હોય છે. સ્ત્રીઓમાટે લજ્જા એ ઇચ્છનીય સદ્‌ગુણ છે; પણ બેહદ નિરાધારતા અને બેશુમાર પરાધીનતા, એ સ્ત્રી કે પુરુષ ગમે તેને માટે, મહાપાતક છે. હું માગું છું કે, હિંદુ નારી તેની લજ્જા, તેની પતિનિષ્ઠા, તેની કુટુંબભક્તિ–એ સદ્‌ગુણોને બરાબર જાળવે; પણ સાથે સાથે હું હિંદુ સ્ત્રીને દુર્દાન્ત અને નીડર, સ્વાધીન અને સ્વમાની જોવા ઇચ્છું છું. એવી આત્મગૌરવ સમજનારી મહિલાઓજ ભારતની સ્વાધીનતા જીતી આવનારા બહાદૂર પુત્રોને જન્માવશે.

હિંદુઓ! મારા દેશબાંધવો! સ્ત્રીજ તમારી ભાગ્યવિધાત્રી છે. તેને સન્માનો, તેને શિક્ષણ આપો, તેને મનુષ્યના અધિકાર આપો અને તેમાં તમારો ઉદ્ધાર છે. ("ગાંડીવ" તા. ૧૩–૧૨–૨૫)

# ૨૯—ઘરેણાં પહેરાવી બાળકોનાં ખૂન કરાવો!

**(લેખકઃ લાભશંકર લક્ષ્મીદાસ—જુનાગઢ)**

આ દેશમાં અવિચારી હિંદુ તથા મુસલમાન માબાપો પોતાનાં બાળકોને ઘરેણાં પહેરાવે છે; અને તેને પરિણામે સેંકડો બિચારાં બાળકોનાં જૂદી જૂદી રીતે ખૂન થાય છે.

હાલમાં બીજાપુરમાં બાર વરસની ઉંમરના એક હિંદુ છોકરાને બે બદમાશોએ ગળું દાબીને તેનાં ઘરેણાંમાટે મારી નાખ્યો છે; અને તે ગુન્હામાટે એક તહોમતદારને **ફાંસીની સજા** અને બીજાને **જન્મ દેશનિકાલની સજા થએલી છે.**

તે હતભાગી છોકરાની લાશને તેની માએ મરેલી હાલતમાં ઓળખી હશે ત્યારે તેણીએ કેટલી બૂમો પાડી હશે; કેટલા જોરથી છાતી કૂટી હશે **અને** પોતાના વહાલા દીકરાને **ઘરેણાં પહેરાવીને પોતેજ તેનું ખૂન કરાવવા માટે** તે મૂરખ સ્ત્રી કેટલી બધી પસ્તાઈ હશે! વળી બીજી તરફ ફાંસી તથા જન્મ-દેશનીકાલની સજા પામેલા તહોમતદારોનાં કુટુંબોમાં પણ કેવી ત્રાસદાયક મોકાણ થઇ હશે, તેનો ખ્યાલ કોણ કરી શકશે? બીજા એક કેસમાં એક મુસલમાને **પોતાના પાંચ વરસના ભત્રીજાને માત્ર ચાર રૂપિયાનાં ઘરેણાંમાટે** એક કૂવામાં નાખીને મારી નાખ્યો હતો!

મારા પોતાના શહેર જુનાગઢની સરકારી કન્યાશાળામાં ઘરેણાં માટે થતાં ખૂનોસંબંધી મારાં હેંડબીલો મેં કેટલીક મુદત ઉપર ફેલાવેલાં હતાં. તે ચેતવણીની દરકાર નહિ કરીને એક છોકરી ઘરેણાં પહેરીને નિશાળે જતી હતી, તેવામાં કોઇ બદમાશ તેણીને મળ્યો. તેણીને ફોસલાવીને તે એકાંત જગામાં લઇ ગયો અને ત્યાં તેણીને નિર્દય રીતે મારી નાખીને તેણીનાં ઘરેણાં લઇ ગયો!

અહમદનગર જીલ્લાના એક ગામમાં **પાંચ વરસની** એક છોકરીના દાગીનામાટે એક શખસે તેણીનું ગળું તથા પગ કાપી નાખીને **મારી નાખી** તે માટે અહમદનગરના સેશન્સ જડજે તે ખૂનીને ફાંસીની સજા કરી છે.

ઉપર પ્રમાણે કાંઇ સેંકડો ખૂનોના રીપોર્ટો આજ સુધીમાં વર્તમાનપત્રોમાં છપાયા છે, પણ હતભાગી હિંદુ તથા મુસલમાન માબાપો બસ ચેતતાંજ નથી. તેઓ તો પોતાનાં બાળકોને ઘરેણાં પહેરાવેજ જાય છે; અને પછી જ્યારે બાળકનું ખૂન થાય છે ત્યારે પોતાની મૂર્ખાઇમાટે પોક મૂકે છે!

# ૩૦—ધર્મરૂપી પ્યાલા—કોણ કોનો શત્રુ છે !

આ પ્રતીત થતું હિંદુપણું, મુસલમાનપણું અને ઇસાઇપણું, એ તો જૂદા જૂદા પ્યાલાના જેવું છે; કે જે પ્યાલાઓવડે પવિત્ર વિશ્વપ્રેમરૂપી દૂધ પીવરાવવાના પ્રયત્ન વખતોવખત થયા કરે છે. × × × એવા પ્યાલા તો આગલા વખતના પણ અનેક આપણી આગળ પડયા છે. પરંતુ આપણે તો દૂધજ જોઇએ. જેનાથી હૃદયની જ્વાલા શાંત થાય એવું પીણુંજ અમને તો જલદી જલદી આપો!

* * * *

અમારે તો અકબરદિલીની(હૃદયની વિશાળતાની)જ જરૂરત છે. પછી તે ગમે તે પ્યાલામાં ભરીને પાઓ ! ચાહે તો તે પ્યાલો નવો હોય કે જૂનો, ચિતરેલો હોય કે સાદો અને સોનાનો હોય કે માટીનો !

ખાલી પ્યાલાનીજ ઉપાસના કરવાથી તો વિરોધજ વધે છે. આ બધા પ્યાલાઓ (સંપ્રદાય અને મતમતાંતરો ) તો કેવળ મૂર્તિઓજ છે. જે સાચો મસ્ત પુરુષ એ બધી મૂર્તિઓમાંથી અમૂર્તસ્વરૂપ—આત્મામાં પહોંચી ગયો, તેને ધન્ય છે ! મિથ્યા નામરૂપમાંથી સત્યસ્વરૂપમાં પહોંચી જવાતાંજ—સ્વાત્માનંદની પ્રાપ્તિ થતાંજ—એ પ્યાલો એના હાથમાંથી છૂટી ગયો, ફુટી ગયો, ભાગી પડયો !

અમે તો ધર્મગ્રંથમાંથી અંદરનો મગજ (તત્ત્વ) લઇએ છીએ અને શબ્દરૂપી હાડકાંને કૂતરાંની તરફ ફેંકી દઇએ છીએ.

કોઇ પણ ધર્મ કે સંપ્રદાયની સાથે તમને વિરોધ હોય તો તેને કાપવાનું અર્થાત્ ખંડન કરવાનું કાર્ય ન કરો. સીધો માર્ગ એજ છે, કે તમે તેમના હૃદય કરતાં તમારા હૃદયને વધારે વિશાળ—મહાન—અકબર—બનાવો. તમારી પ્રેમભક્તિને એના પ્રેમ કરતાંમાં વધારી દો; તમારી માનવપ્રીતિને એની પ્રીતિ કરતાં વિશેષ વિસ્તૃત કરો; તમારા સાહસને ઉચ્ચતર બનાવો અને સત્યસ્વરૂપ (પરમેશ્વર) ઉપરના તમારા વિશ્વાસ—શ્રદ્ધાને અત્યંત મહાન (અકબર) બનાવો. સંસારનાં નામરૂપોનો બાહ્ય ચળકાટ, દૃશ્ય જગતની વિચિત્રતા, અસંખ્ય સ્વરૂપોની વિવિધતા, એ બધા રાગરંગ ભલે બીજા કોઇની આંખોને આંજી નાખે; શિક્ષકો અને પ્રૉફેસરો ભલે એ મૃગતૃષ્ણાની જાળમાં ફસાય; અધિકારી અને અમીરવર્ગ ભલે એ કરોળીઆની જાળમાં ગુંચાઇ જાય; પંડિત અને સાક્ષરો ભલે એ લહરિઓમાં આવી પડે; યુવક અને વૃદ્ધ ભલે એ સ્વપ્નમાં મોહિત થઇ જાય; પરંતુ તમારે તો એ સત્યસ્વરૂપ પરમાત્માને કદી પણ ન ભૂલવો જોઇએ. તમારે તમારાં નેત્ર એ સત્યાત્માની ઉપરથી કદી પણ ન ખસેડવાં જોઇએ. ઓ શ્રદ્ધાશીલ પુરુષો ! ઓ સમ્યગ્દર્શીઓ ! પછી જોઇ લ્યો કે એ આનંદ નથી કેમ પ્રાપ્ત થતો ! અને કોણ કોનો શત્રુ છે !

( સ્વામી રામતીર્થ-ગ્રંથ ચોથા ઉપરથી )

# ૩૧—સ્વપત્ની—વ્યભિચાર

(લેખક—" ઔદીચ્ય ")

લગભગ બધાય પુરુષોને એવો ખ્યાલ છે કે, પોતાની વિવાહિતા સ્ત્રીસાથે મરજી પડે તેટલીવાર અને મરજી પડે તેવી રીતે ઇંદ્રિયોની વિષયવાસના તૃપ્ત કરવામાં આવે તો તેમાં કંઈ ખોટું નથી; પરંતુ ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રની મર્યાદા પ્રમાણે આવું કૃત્ય એ મહાપાપ છે. ધર્મશાસ્ત્રની મર્યાદા એ છે કે, ઋતુકાળની ૧૬ રાત્રિ દરમ્યાનજ અને આઠ રાત્રિજ અને ગર્ભાધાન-બુદ્ધિથીજ સ્ત્રીપ્રસંગ કરવો; અને ગર્ભ રહી ચૂકયા પછી તથા પ્રસવ થયા પછી પાંચ વર્ષસુધી બ્રહ્મચર્યનું પાલન કરવું. ઉપલી આજ્ઞાનું પાલન થાય તો આરોગ્ય, બુદ્ધિ અને જીવન સચવાઈ રહે છે અને સંતાન ધર્માત્મા ઉત્પન્ન થાય છે.

પરંતુ દુરાચારી અને ઇંદ્રિયોના ગુલામ એવા પુરુષોએ પવિત્ર વૈવાહિક શય્યાને વ્યભિચારબુદ્ધિની દુર્ગંધથી સર્વથા ભરી મૂકી છે. પોતાની સ્ત્રી વ્યભિચારને માટે સૌથી વધારે સુગમ અને સસ્તી વસ્તુ મનાય છે. હજારો પિતાઓને એકત્ર કરી તેમના પુત્રના સોગન દઈ પૂછવામાં આવે કે, તેમનો આ પુત્ર શું ધર્મપુત્ર છે? શું પુત્રપ્રાપ્તિની ધાર્મિક ફરજ અદા કરવાને, ઋતુકાળના નિયમ પ્રમાણે શુદ્ધ મનથી તેમણે સ્ત્રીગમન કરેલું હતું? તો પ્રત્યેકની પાસેથી એકજ સાચો ઉત્તર મળશે કે, કેવળ વિષયવાસના તૃપ્ત કરવા માટેજ સ્ત્રીગમન થયું હતું; અને ગર્ભ તો અચાનકજ–દૈવયોગથીજ રહેલ હતો; એટલુંજ નહિ પણ ગર્ભ રહ્યા પછી પણ એ પ્રવૃત્તિ જેમની તેમ અને જેવી ને તેવી જારી રહી હતી અને છતાં ગર્ભનો જન્મ સહીસલામત રીતે થયો તે પણ દૈવયોગથીજ. આવા પ્રકારના પુરુષોને હાલમાં પિતાનું પવિત્ર અને ગૌરવવાળું પદ મળે છે ! !

આવા ઘરના વ્યભિચારનું પરિણામ પુરુષો કરતાં સ્ત્રીઓ ઉપર અને સંતાનો ઉપર વધારે ભયંકર આવે છે. સમય, કસમય, અનેક વખતે સ્ત્રીની સહવાસની ઇચ્છા નથી હોતી છતાં પણ પુરુષ પોતાની આ બૂરી લોલુપતા તૃપ્ત કરે છે. ગર્ભાવસ્થામાં તો સ્ત્રીને પુરુષસંગની બીલકુલ કામના હોતી નથી, છતાં એ અવસ્થામાં પણ તે બચવા પામતી નથી. ધર્મશાસ્ત્ર પ્રમાણે આવું દરેક કૃત્ય મહાપાપ છે અને આવી રીતે ઉત્પન્ન થએલ સંતતિ ધર્માત્મા નથી, પરંતુ કામાત્મા છે. અફસોસની વાત તો એ છે કે, રૂઢિ પણ આ ધર્માજ્ઞાનો ભંગ કરાવવામાં સામેલ છે અને તેથી આવું કૃત્ય પાપી કૃત્યમાં ગણાતું નથી; પરંતુ ગર્ભિણી સ્ત્રી સાથે સંગ કરવો એ મહાપાપ છે, એવું જો પુરુષો સમજતા થાય તો અવશ્ય આવા પ્રકારનો વ્યભિચાર બંધ થાય.

ગર્ભાધાનમાં વીર્યની મારફતે જીવ ગર્ભમાં પ્રવેશ કરે છે. શરીરનો ધર્મ છે કે, કોઇ મુડદાલ વસ્તુ શરીરમાં રહેવા ન પામે; અને જો રહે તો સડવા માંડે. વીર્યરજથી મળીને પિંડ અને શરીરના અવયવો બનવામાં પાંચ માસની મુદત લે છે. પાંચ મહિનામાં ગર્ભના અવયવો તૈયાર થાય છે. ગર્ભિણીમાટે આ સમયને દોહદ–એટલે બે હૃદયવાળો–એક ગર્ભિણીનું પોતાનું અને એક ગર્ભનું દોહદ–કહેવાય છે. આ સમયમાં ગર્ભિણી અનેક પ્રકારની ખાવાની ઇચ્છા કરે છે. આ ઇચ્છા ગર્ભસ્થ જીવની હોય છે. આ ઇચ્છાની અસર ગર્ભ ઉપર મહાન થાય છે. આ વખતના ગર્ભિણીના આચારવિચાર, ખાવુંપીવું, હરવુંફરવું એ તમામ ક્રિયાનો બળવાન પ્રભાવ ગર્ભસ્થ બચ્ચાં ઉપર પડે છે. આપણાં ધર્મશાસ્ત્રોએ આ અતિ ઉપયોગી સમયમાં ખાસ પવિત્ર રહેવા માટે ગર્ભિણીના નાના પ્રકારના નિયમો ગોઠવેલા છે તેને અત્યારે આપણે નેવે મૂકયા છે. આ સમયદરમિયાન જો વિષયમાટે સ્ત્રીસંગ કરાય તો વિષયાનંદને પણ ગર્ભમાં રહેલ બાળક ગ્રહણ કરી લે છે. વળી એક વિચારવા જેવી બીજી વાત છે. જો ગર્ભમાં રહેલ બાળક પુત્રી હોય તો તેને પોતાના પિતાનોજ આ વિષયાનંદ પ્રાપ્ત કરવો પડે છે અને જો ઉંડું વિચારીએ તો આ એક પ્રકારનું પુત્રીવ્યભિચારનું પાપકૃત્યજ ગણાય; છતાં આવાં કૃત્ય સંકોચવિના ઘેર ઘેર વગરવિચારે થઈ રહ્યાં છે. છોકરા-છોકરીઓ ઘણી નાની ઉંમરમાંથીજ વિષયાનંદની ગંદી ચેષ્ટાઓ કરતાં માલૂમ પડે છે, તેનું કારણ શું ? લોકો કહે છે કે, કલજુગ આવ્યો છે; પરંતુ ખરૂં કારણ તો તેમનાં માબાપ છે. નાનાં છોકરાંઓ આવી અજુગતી ચેષ્ટાઓ, તેઓ જ્યારે ગર્ભમાં હતાં ત્યારે તેમના માબાપના વ્યભિચારના પ્રભાવથી તેમની પ્રકૃતિમાં જે લંપટતા અને વ્યભિચારની રુચિ ઉત્પન્ન થઇ, તેને લીધે કરે છે. અનેક મૂર્ખ માબાપો એક બે વર્ષના બાળક સન્મુખ કુચેષ્ટાઓ કરે છે. આટલાં નાનાં બાળકો કંઇ સમજતાં નથી એવું ધારીને તેમનો પડદો રાખતાં નથી, તે એક ભયંકર ભૂલ છે. હરેક કુચેષ્ટાનો પ્રભાવ બાળક ઉપર તો પૂરેપૂરો પડે છે. એ બધું સમજી જાય છે. માત્ર અશક્ત હોવાથી નકલ કરી શકતું નથી; પરંતુ ઉંમર વધતાં જેવું બાળક સશક્ત થાય છે, કે તરતજ તેવી ચેષ્ટા તરફ લોભાય છે. નકલ કરવી એ બાળકનો સ્વભાવ છે. અનેક પ્રયોગથી માલમ પડી ચૂકયું છે કે, નાના બાળક સન્મુખ જેવા ચાળા કરવામાં આવે છે તેવા ચાળાનું અનુકરણ ત્રણ ચાર વર્ષ પછી સમર્થ થતાં તે કરવા માંડે છે.

ખુદ સ્ત્રી ઉપરની અસર પણ ગજબ થાય છે. પરણતી વખતની પુષ્ટ ખીલેલા પુષ્પસમાન કન્યા ચાર પાંચ વર્ષમાં રોગિણી અને મુડદાલસરખી બની જાય છે. અનેક સ્ત્રીઓને છાતીના રોગ અથવા પ્રસૂતિની કસુવાવડ થાય છે. અનેકનાં ચાર પાંચ વર્ષમાં મૃત્યુ થાય છે. સ્ત્રીજાતિનો સ્વભાવ સહનશીલ

હોવાથી અનેક વ્યાધિઓ જીર્ણ થઇ ક્ષયનું સ્વરૂપ પકડે ત્યાંસુધી તે કષ્ટ પ્રકટ કરતી નથી. કેટલીક નાજુક સ્ત્રીઓનું શરીર પુરુષોની મૂર્ખતાને લીધે તૂટી જાય છે; ગર્ભાશય અને ગુહ્ય અવયવો શિથિલ થઇ જઈ સ્થાનભ્રષ્ટ થઇ જાય છે અને સ્ત્રી રક્તપ્રદર, શ્વેતપ્રદર વગેરે રોગોનું બલિદાન બને છે. સરખી રીતે તેની સુવાવડ ઉતરી શકતી નથી; ગર્ભાશયમાં હાથ નાખી, બાળકને કાપી નાખી પ્રસવ કરાવવાના અનેક દાખલા વધતા જાય છે; અને આ ક્રિયામાં અનેક સ્ત્રીઓના પ્રાણ જાય છે.

આ તો સરખી અથવા સુજોડ ઉંમરના પતિવાળી પત્નીની વાત થઈ; પરંતુ ત્રીજી અને ચોથીવારનાં લગ્નવાળા પુરુષની સ્ત્રીની વાત તો આથી પણ ભયાનક છે. આવાં લગ્ન કરનારા પુરુષો મોટે ભાગે વ્યભિચારી હોય છે. તેમની ઉંમર ૪૦ થી ૬૦ વર્ષની હોય છે. કન્યા મુગ્ધા અને વિષયસુખથી અપરિચિત હોય છે; પરંતુ તેનો પતિ રીઢો થઇ ગએલો હોય છે. એક તો આવા પતિના સહવાસમાં કન્યાને ઉમંગ કે ઉત્સાહ હોતો નથી. મોટે ભાગે તે શરમીલી અને ડરેલી રહે છે. બાર વર્ષની કન્યા ૪૦ વર્ષના પતિનું ભારે શરીર સહન કરી શકતી નથી. તેનાથી તે નીચોવાઇ જાય છે. અનેક દાખલામાં ગર્ભાશય અવળું થઇ જાય છે અને તે અનેક રોગોનાં કષ્ટ ભોગવતી થઈ જાય છે. આથી ઉલટું આવા દાખલામાં કેટલાએક પતિ શક્તિહીન હોય છે. વ્યભિચારની લોલુપતા તો તેમની સળગેલીજ હોય છે, પરંતુ પુરુષત્વ વગરના હોય છે. આવા પુરુષથી જોબનવંતી સ્ત્રીની કામેચ્છા સદાય અસંતુષ્ટજ રહે છે. આવા પતિ તરફ તેને તિરસ્કાર, વિરક્તિ અને ક્રોધ ઉત્પન્ન થાય છે. સ્ત્રી નિષ્ઠુર બનતી જાય છે. આમાંથી અનેક પ્રકારનાં નિંદિત પરિણામ આવે છે. કડક કુળમર્યાદાવાળાં ઘરોમાં આમાંથી સ્ત્રીને હીસ્ટીરીઆ જેવા સ્નાયુમંડળના વ્યાધિઓ થાય છે; અથવા કુળ કલંકિત થાય છે. સંયમી જીવનને ઉત્તેજન મળે માટે શાસ્ત્રોક્ત ગર્ભાધાન, પુંસવન અને સીમંતોન્નયનના સંસ્કારનો તેના રહસ્ય સાથે પુનરુદ્ધાર થવાની જરૂર છે.

("ચિત્રમય જગત" ઑક્ટોબર ૧૯૨૪)

---

# ૩૨—ધૂમ્રપાન કરવાના ફાયદા!

ડૉકટરો, રસાયણશાસ્ત્રીઓ વગેરે બધા એકમત છે કે, તમાકુ માણસને ઝેર-સમાન છે, એ એક ઝેરજ છે. બીડી—તમાકુ પીનારા, સુંઘનારા તેમજ ચાવનારાની જાણુમાટે નીચેની વિગતો આપી છે; કેમકે જગતનાં અર્ધોઅર્ધ મનુષ્ય એમાં ફસેલાં છે.

તમાકુની અંદર એક તૈલી ચીજ છે, જેમાં મુખ્યત્વે તમાકુની ગંધ રહેલી છે. એ ચીજનું નામ 'નીકોટીન' છે. તે તમાકુમાં સેંકડે ૧ થી ૮ ટકા હોય છે. જેમ તમાકુ જલદ તેમ આ નીકોટીન તેમાં વધુ હોય છે. એમ કહેવાય છે કે, એક રતલ સારી તમાકુમાંથી જેટલું નીકોટીન નીકળે તેટલું નીકોટીન માત્ર ત્રણ મિનિ-ટમાં ૨૫૦૦ કુતરાંને મારી નાખવામાટે પૂરતું છે. આવું ઝેરી આ નીકોટીન છે. જ્યારે એ નીકોટીન શરીરમાં જાય છે, ત્યારે અંદરની શ્વાસનળીને ફરતી ઝીણી ચામડીને અનહદ નુકસાન કરે છે અને અનેક જાતનાં દર્દો ઉત્પન્ન કરે છે.

આ નીકોટીનને પણ ભૂલાવે એવું બીજું ઝેર તમાકુમાં 'કોલોડાઇન' કરીને છે. આ કોલોડાઇનને લીધે પણ તમાકુમાં ગંધ આવે છે. આ કોલોડાઇનના એક ટીપાનો વીસમો ભાગ, જેવી રીતે વિજળીના આંચકાથી માણસ તરતજ મરી જાય, તેવી રીતે દેડકાને મારી નાખે છે.

તમાકુના ધૂમાડામાં પ્રુસીક એસીડ હોય છે. તમાકુના રસીઆ ધૂમાડો પેટમાં જવા દઇ પાછો નાકવાટે કાઢે છે અને તેના ગોટાની લહેર લે છે, તેમને આ પ્રુસીક એસીડ કાતીલમાં કાતીલ ઝેર છે, તેની ખબર નહિ હોય. આ પ્રુસીક એસીડ શરીરમાં જવાથી માથાનું ફરવું, માથું દુખવું તથા ચકરી આવે છે. બીડી નહિ પીનારાને બીડી પીતાં જે કડવો અનુભવ થાય છે, તે આનેલીધે થાય છે.

તમાકુમાં તે સિવાય 'ફરફરોલ' રહેલું છે. દારૂ તે કરતાં પણ વધારે નુકસાનકર્તા છે. એક સીગારેટમાંથી, પાંચ રૂપીઆભાર વીસ્કી—દારૂના જેટલું ફરફ-રોલ નીકળે છે.

વળી તમાકુના ધૂમાડામાં કાર્બોનીક એસીડ ગેસ પણ હોય છે. આ ગેસ ઘણોજ નુકસાનકર્તા છે, તે જાણીતી વાત છે. આ હવા ફેફસાંમાં જવા—આવવાથી ફેફસાંને નમાલાં કરી નાખે છે અને આ કારણેજ બીડી પીનારા ક્ષય રોગના ભોગ તરતજ થઇ પડે છે.

ઉપરની હકીકત જાણ્યા પછી કયો વિચારશીલ માણસ તમાકુની પડખે ચઢશે? વ્યસનના ગુલામ તો કદાચ એની ટેવ ન પણ છોડે; પરંતુ નવું વ્યસન વહોરનાર તો આ વાંચ્યા પછી જરૂર તે ટેવમાંથી દૂર રહેશે.

અમેરિકાની અંદર સીગારેટને ઠાઠડીના ખીલા કહેવામાં આવે છે અને આ કથન ખરેખર સત્ય છે. અમેરિકામાં એવી કેટલીએક પેઢીઓ છે જે પોતાને ત્યાં

બીડી પીવાવાળાને નોકર નથી રાખતી હિંદીઓ પણ આ ધોરણ દાખલ કરે તો શું આ બદી ઓછી ન થાય ? તમાકુસાથે રાષ્ટ્રીય લડત ચલાવવાની જરૂર છે અને સ્વરાજ મળ્યા પછી તો તમાકુ દેશપાર થશે તેમાં કાંઇ શંકાજ નથી.

(દૈનિક 'હિંદુસ્થાન')

## ૩૩–બીડીના શોકીનો સાવધાન !

એક વિદ્વાન એમ. ડી. ડૉક્ટરે બીડી પીનારા તથા બીડી નહિ પીનારાનાં ફેફસાં તપાસ્યાં. પરીક્ષાનું પરિણામ એ આવ્યું કે, બીડી પીનારાનાં લગભગ બધાનાં ફેફસાંમાં ઉપદ્રવ જોવામાં આવે છે; જ્યારે બીડી નહિ પીનારામાં માત્ર સેંકડે સત્તાવીશ માણસોનાં ફેફસાંમાં ઉપદ્રવ માલૂમ પડે છે. આ ઉપદ્રવને લીધે "ક્ષય"ના જંતુઓ તરતજ ઘર ઘાલી જાય છે અને નબળાં ફેફસાંવાળા ઉપર હલ્લો કરે છે; તેથીજ બીડી પીનારાઓને ક્ષય સાધારણ રીતે વધારે થાય છે. બીડી પીનારાઓ અને તમાકુના ગુલામો આ ઉપરથી કાંઇ ધડો લેશે કે પછી પોતાનો ધક્કો માણ્યાજ કરશે ?

## ૩૪–ગુમડાં વગેરે સારૂ કાળો સિંદૂરિયો મલમ બનાવવા વિષે

સિંદૂર ચોખ્ખું શેર એક, મીઠું તેલ શેર એક, મીણ પીળું તો. ૨, કપૂર તો. ૨ એ ચારે વસ્તુમાંથી સિંદૂર લોઢાની કઢાઇમાં નાખી ખૂબ ઘુંટવું. પછી તેમાં તેલ નાખી ચૂલા ઉપર મૂકવું ને નીચે અગ્નિની ધીમી આંચ આપવી અને એક જોસ આવે એટલે તાપ કાઢી નાખીને પંખાવતી પવન નાખવો. ઉભરો બેસી ગયા પછી થોડું ઠંડુ પાણી લઇને તેમાં બે ચાર ટીપાં ઉકાળેલું સિંદૂર નાખી જોવું કે મલમ કઠણ અને કાળો થયો છે કે નહિ. નહિ તો એકાદ જોસ બીજો આપવો. બરાબર થયા પછી મીણ જૂદું તપાવીને તે મીણમાં તુરતજ કપૂર વાટીને નાખવું. તે બન્ને એક થયા પછી સિંદૂરની અંદર તેલ નાખવું. થોડીવારે ઉતારી નાખવું. આ મલમ કાળો પલાસ્તર થયો. પછી ઠંડો પડવા દેવો. આ મલમ કાખ, બલાઇ, ગુમડાં, બદ, નાસુર, ચાંદી, ગરમીના ફોલ્લા અને બીજા ગમે તેવા જખમો થયા હોય તો તેની પટી મારવાથી આરામ થાય છે.

( 'ભાગ્યોદય'માંથી )

# ૩૫–શિવાજી ન હોતે તો સુન્નત હોત સબકી

આરિધિકે કુંભજ ધન બનકે દાવાનલ, તરુણ તિમિર હૂકે કિરણ સમાજ હૌ;
કંસકે કન્હૈયા કામધેનૂ હુંકે કંટકાલ, કૈટભકે કાલિકા બિહંગમકે બાજ હૌ.
ભૂખન ભનત જગજાલિમ સચીપતિ, પન્નગકે કુલકે પ્રબલ પક્ષિરાજ હૌ;
રાવણ કે રામ સહસ્રબાહુકે પરસરામ, દિલ્લીપતિ દિગ્ગજકે સિંહ સિવરાજ હો.
છૂટત કમાનનકે તીર ગોલી બાનનકે, મુસકિલ હોત મુરચાન હૂકી ઓટમે;
તાહીં સમૈ શિવરાજ હુકુમ કૈ હલ્લા કિન્હો, દાવા બાંધ પરહલ્લા બીરભટ જોટમે.
ભૂખ ન ભનત તેરી હિમ્મત કહૉલોગિનૌં, કિંમત ઇહાં લગ હૈ જાકે ભટ જોટમે;
તાવ દૈ દૈ મૂંછન કંગૂરનમૈ પાવ દૈ દૈ, ધાવ દૈ દૈ અરિમુખ કૂદે પરૈં કોટમે.
દારાકી ન દૌર યહ રાર નહિ ખજુવેકી, બાંધિવો નહીં હૈ કૈધોં મીર સેહબાલકો.
મઠ વિશ્વનાથ કો ન બાસ ગ્રામ ગોકુલકો, દેવીકો ન દેહરા ન મંદિર ગુપાલકો.
ગાઢે ગઢલીન્હે અરુ બૈરી કતલાન કીન્હે, ઠૌર ઠૌર હાંસિલ ઉગાહત હૈ સાલકો;
બૂડત હૈ દિલ્લીસો સંભારે કયોંન દિલ્લીપતિ ધક્કા આનિ લાગ્યો સિવરાજ મહાકાલકો.
મારકર બાદશાહી ખાકસાહી કીન્હી જિન, જેર કીન્હી જોરસો લૈ હદ સબમારેકી;
ખિસ ગઇ સેખી ફિસ ગઇ સૂરતાઈ સબ, હિસ ગઇ હિમ્મત હજારોં લોગ પ્યારે કી.
બાજત દમામે લાખૌં ધૌંસા આગે ઘુરજાત, ગરજત મેઘ જ્યોં બરાત ચઢે ભારેકી;
દુલ્હો શિવરાજ ભયો દચ્છની દમાલે વાલે, દિલ્લી દુલહિન ભઇ શહર સિતારેકી

દક્ષિણ જીતલિયો દલ કેવલ, પશ્ચિમ જીતકે ચામર ચાખ્યો;
રૂપ ગુમાન હર્યો ગુજરાતકો સુરત કો, રસ ચૂસકે ચાખ્યો.
પંજનપેલ મલેચ્છ મલે સબ, ભૂખન બચો જો દીન વ્હે ભાંખ્યો;
સો રંગ હૈ શિવરાજબલી જીન, નૌરંગમેં રંગ એક ન રાખ્યો.

ગરુડકો દાવા જૈસે નાગકે સમૂહપર, દાવા નાગયૂથપર સિંહ સિરતાજકો;
દાવા પુરહૂતકો પહારનકે કૂલપર, પક્ષિનકે ગણપર દાવા જૈસે બાજકો,
ભૂખન અખંડ નવખંડ મહી મંડલમૈ, તમપર દાવા રવિ કિરણ સમાજકો;
પૂરવ પછાંહદેશ ઉત્તરતે દખિનલૌ, જહાં બાદશાહી તહાં દાબ સિવરાજકો॥
બેદ રાખે બિદિત પુરાન રાખે સારસુત, રામ નામ રાખ્યો અતિ રસના સુઘરમૈ;
હિંદુનકી ચોટીરોટી રાખિહૈ સિપાહિનકી, કાંધમે જનેઉ રાખ્યો માલા રાખી ગરમૈ.
મિડરાખે મુગલ મરોડ રાખે બાદશાહ, બૈરી પીસરાખે બરદાન રાખ્યો કરમૈ;
રાજનકી હદ્દ રાખી તેગ બલ શિવરાજ, દેવ રાખે દેવલ સ્વધર્મ રાખ્યો ઘરમૈ
દેવલ ગિરાવતે ફિરાવતે નિશાન આલી, ઐસે ડૂબે રાવ રાને સબી ગયે લબકી;
ગૌરા ગનપત્ત આપ ઔરનકો દેત તાપ, સબ આપકે મકાન મારગઇ દબકી.
પીરા પૈગંબરા દિગંબરા દિખાઈ દેત, સિદ્ધકી સિદ્ધાઇ ગઈ બહત પૂર સબકી;
કાસિહુંતે કલા ગઈ મથુરાં મસીદ ભઈ, શિવાજી ન હોતો તૌ સુનત હોત સબકી.

('કવિરાજ ભૂષણકૃત 'શિવાબાવની'માંથી)

# ૩૬—જુવાની માણુવાની રીતો-જુવાનોને આમંત્રણ

એક ગામડું છે. કાઠી રાજપૂત કે કોઈ પણ કોમનો એક **ગામડીઓ જુવાન** માથે લાંબા ઓળેલા વાળ રાખે; ઉપર ફરકતાં છોગાં ખોસી સાફાઓ પહેરે; આડાઅવળા શીવણવાળા કળાવાળા કબજાઓ પહેરે; નાઠીએ પાંચ પાંચ ફુમતાંઓ રાખે; આંખમાં આંજણનાં જાદુ ભરે અને પનીઆરીને કિનારે બેસી વાંસળી બજાવે; એમાં એ જુવાનીની સફળતા માને છે. જુવાની માણવાની એની એ રીત છે.

એક શહેર છે. એક **શહેરી જુવાન** મઝાની બાબરી ઓળે છે; કપાળે નાનો ચાંલ્લો કરે છે; માથે આડી ટોપી મૂકે છે; હાથમાં નાનકડી લાકડી રાખે છે;આંખે ચશ્મા પહેરી ચશ્મા નીચેથી ઝીણી આંખે ઉદ્યાનના બાંકડાઓ ઉપરથી અનેક ઇષ્ટાનિષ્ટ દશ્યો જુએ છે. એની જુવાનીની સાર્થકતા એ એમાં માને છે.

એક **સેવાભાવી જુવાન** છે. હાથે ધોએલી જાડી ખાદીનું પહેરણ, ધોતિયું અને ટોપી પહેરે છે. એની આંખે ચશ્મા નથી અને નથી આંજણ. એના હાથમાં નથી વાંસળી કે નથી લાકડી. એ રસ્તે જતા અજાણ્યાને રસ્તો બતાવે છે, ડોશીઓ કે ડોસાઓને સહાય આપે છે; ગામમાં પાણીનાં પૂર આવે છે ત્યારે પૂરમાં તણાતાં પ્રજાજનો કે તેમની માલમત્તાનું રક્ષણ કરવા પાણીમાં ઝંપલાવે છે, ગામમાં આગ લાગે છે, ત્યારે અંદર રોકકળ કરી રહેલાં મનુષ્યોને બચાવવા એ ઝપાટાબંધ ઉપર ચઢી પોતાની ખાંધ ઉપર તેમને ઉતારી લાવે છે; ઇન્ફ્લુએનઝા કે પ્લેગનાં પીડિતોને ઘરે ઘરે જઈ દવા આપે છે—તેમની શુશ્રૂષા કરે છે; મેળાઓ વખતે ભૂલેલાને ઘર બતાવે છે; માંદાંઓને દવા આપે છે; યાત્રીઓની સગવડઅર્થે—તેમની માલમત્તાની રક્ષાઅર્થે રાત્રિદિવસના ઉજાગરા વેઠે છે.

ખાદી પહેરનાર ઓ જાડી ધાબળીવાળા જુવાન ! તેં તારી જુવાની સાચી માણી છે. તારી જુવાની સફળ ઉતારી છે. તેં તારૂં જીવન જીવી જાણ્યું છે! વૌઠાના મેળામાં એવી જુવાની ઝળકતી હતી.

અમારા ઓ જુવાનો ! તમારે જુવાની સાચી માણવી હોય તો આવજો, આ માર્ગે અમારાં તમને આમંત્રણ છે !

('સૌરાષ્ટ્ર' તા. ૧૫-૧૧-૨૪)

# ૩૭—શિવાજી—મુકિતના યુગનો પિતા

( લેખક-સાધુ વસવાણી)

શિવાજી એ તો મહારાષ્ટ્રની અણમોલ દોલત છે. મહારાષ્ટ્રજ નહિ પરંતુ આખા હિંદનો તે આત્મા છે. હું ધારૂં છું કે, એવો સમય આવી લાગ્યો છે, કે જ્યારે દૂરંદેશ પુરુષોના ચૂકાદાવડે મહારાજા શિવાજીને માનવસમાજના શૂરવીર પુરુષોને મોખરે મૂકવામાં આવશે. ટીકાકારો એનામાં ખામીઓ શોધે છે અને એની લડાઇઓને ખામીતરિકે આગળ ધરે છે; પરંતુ આ લડાઇઓ પોતાની જાતિને સ્વતંત્ર કરવાની ભાવનાથી લડવામાં આવી હતી. એના વિગ્રહો લોકરક્ષણને કાજે હતા. એ માટેજ એને ધર્મના રક્ષકતરિકે ઓળખવામાં આવે છે,તે વ્યાજબી છે. હિંદુઓના એ નરવીરે ઇસ્લામ ઉપર આક્ષેપો કદી કર્યાજ નથી. એણે એક પણ મસ્જીદ તોડી નથી. એ ભણેલો ન હતો છતાં એણે હિંદુધર્મના સાર્વજનિક સિદ્ધાંતો પચાવ્યા હતા. તે મોગલોની આપખુદ સત્તાનો વિરોધી હતો પણ મુસલમાન ધર્મનો વિરોધી ન હતો. કેટલાકો તેને કાયદાનો ઉચ્છેદક ગણે છે; પણ કર્મવીરો કાયદાનાં બણગાં નથી ફુંકતા. કર્મવીરો નવી સમાજ-રચના અને તેની સુધારણામાટે બનાવટી કાયદાઓનો ભંગ કરે છે. કેટલાકો કહે છે કે, શિવાજી બળવાખોર હતો; પણ ત્યારે તો જ્યૉર્જ વૉશિંગ્ટન પણ એવોજ હતો. આવા બળવાખોરો તો જગતના ઉદ્ધારકો હોય છે. હું માનું છું કે, શિવાજી જગતની મહાશકિતનો અંશ હતો, તેનું હથિયાર હતો. એણે ઇતિહાસને નવું રૂપ આપ્યું અને મુકિતનો નવો યુગ આરંભ્યો. હાલના યૂરોપમાં નેપોલીઅન કરતાં વધારે લશ્કરી ભેજાનો પુરુષ જન્મ્યો નથી. યૂરોપ આ બળવાન વીરની ગર્જનાથી ધ્રૂજતું હતું; પણ તે હાર્યો; અને તેની હારમાટે તેનોજ દેશવાસી મારશલ ફોશ જણાવે છે કે, તેનામાં એક મોટી ખોડ હતી અને આ ખોડ તેનું અહંપણું હતું. નેપોલીઅન મહાન હતો, છતાં તેનામાં અહંભાવ રહી ગયો હતો. એક જગવિખ્યાત વ્યકિત હોવા છતાં તે સર્વશકિતમાન પ્રભુ આગળ પોતાની લઘિમા સમજી શકયો નહિ અને તેની પાસેથી બળ અને શક્તિમાટે તેણે પ્રાર્થના કરી નહિ.

શિવાજી તો અધ્યાત્મવાદી હતો, તેને દૈવી સ્વપ્નો આવતાં હતાં, તે દુર્ગાનો ભકત હતો અને એજ ભકિતના પ્રતાપે તે ગરીબો અને નિરાધારોની વહારે જતો. તેનામાં અક્ષરજ્ઞાન ન હતું છતાં ડહાપણ અગાધ હતું. શૂરવીરતા અને શકિતની આ મૂર્તિમાં નિર્બળો, બચ્ચાંઓ,સ્ત્રીઓ અને નિરાધારોનું રક્ષણ કરવાની અડગ ભાવના હતી. એના નિખાલસ અને પ્રેમી હૃદયમાં ભક્તિનો ઝરો વહેતો હતો. એ મહાન રાજ્ય મેળવીને પોતાના ગુરુ રામદાસ પાસે ગયો અને

તેને પોતાનું રાજ્ય અર્પણ કર્યું. શિવાજીને પોતાને માટે રાજ્યની જરૂર ન હતી. પોતાના ગુરુની સાથે લોકોની સેવામાં પોતાનું જીવન અર્પણ કરવાની તેણે કેટલીએવાર પોતાના ગુરુને ઈચ્છા દર્શાવી હતી. જ્યારે લોકોએ તેને પોતાનો મહારાજા બનાવ્યો, ત્યારે તે માનવા લાગ્યો કે, તે મહાદેવીનો સેવક થયો હતો. શિવાજીનું જીવન ઉચ્ચ આશયોમાટે અર્પણ કરવામાં આવ્યું હતું. જે પુરુષો પોતાની શકિતનો ઉપયોગ પ્રભુભકિતમાં કરશે, તેઓનાજ હાથે હિંદનો ઉદ્ધાર થશે; કારણ કે સ્વાર્થમાટે કરેલો શ્રમ ઘસાઇ જાય છે અને નાશ પામે છે; પણ ઈશ્વરને માટે કરેલો શ્રમ અમર રહે છે.

( '**હિંદુસ્તાન**' તા. ૨૧-૧૦-૨૪ )

---

# ૩૮—સાહિત્ય એટલે શું ?

**( લેખક—આનંદશંકર બાપુભાઇ ધ્રુવ )**

"સાહિત્યને વિશાળ અર્થમાં લેવા હું સૂચવું છું. જીવનમાં સહરાનાં રણ આવે તે પણ પ્રકટ કરતાં શીખવું એ આવશ્યક છે; સુંદર કાવ્યોની સાથે કર્કશ વિષયોને પણ—પહાડોને પણ ઓળંગતાં શીખવું, એ બાબત ઉપર હું યુવકોનું ધ્યાન ખેંચું છું. નવો યુગ એ ફૂલના બિછાના જેવો નહિ રહે. તેમાં કંટક ઉપર ચાલવાની શક્તિ પણ જોઇશે, કળાકૌશલ્ય પ્રાપ્ત કરવાં જોઇશે અને તે માટે બુદ્ધિવૈભવ પણ જોઇશે; માટે કેવળ ભાવનાયુક્ત સાહિત્યના લેખો ઉપરજ નહિ રહેતાં શાસ્ત્રના વિષયોને પણ પોતાના કરવા મથજો. કેવળ હૃદયની ભાવનાને સ્પર્શે એજ સાહિત્ય નથી, પણ સૌંદર્ય, સત્ય અને નીતિના અચળ નિયમો એકતાર થાય ત્યારેજ ઉંચું સાહિત્ય કહેવાય. એક નવલકથામાં એક આબેહુબ ચિત્ર હોય એનું માત્ર આબેહુબપણુંજ નહિ પણ એમાંના વિચારોમાં સર્જકશક્તિ ( ક્રીએટીંગ પાવર ) રહેલી હોય તે સાથે મળવાથીજ એ સાહિત્ય કહેવાય. જગતના સાહિત્યમાં કાંઇ કેવળ હૃદયના ભાવો નથી હોતા. રામાયણ એ 'નેશનલ એપીક' કેમ બની, તેનો તમે વિચાર કરો. આર્યોની સંસ્કૃતિ આખા હિંદમાં કેમ વ્યાપી, તેનો તેમાં ચિતાર છે. તેમાં જો માત્ર તેટલુંજ હોત તો તે એક ઇતિહાસનું પાનું થાત, પરંતુ તેમાં જગતનાં સત્યો પ્રકટ થએલાં છે અને તેથીજ તે સાહિત્યનો મહાગ્રંથ છે. સાહિત્ય એ જીવનને ઉન્નત બનાવનાર શક્તિ છે, એમ જો તમે માનશો તોજ તમે સાહિત્યની તેમજ તમારી ઉન્નતિ સાધી શકશો. અમારા યુગમાં તેમ થઇ શકયું નથી, પણ તે માટે આજના યુવકોમાં મારી આશાઓ રહેલી છે. ( '**શારદા**'—જાનેવારી ૧૯૨૬ )

---

# ૩૯—પતિસ્તોત્ર

नमः कान्ताय भर्त्रे च शिवचन्द्रस्वरूपिणे ।
नमः शान्ताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥ १ ॥

શિવ અને ચંદ્રસ્વરૂપ કાન્ત–ભર્તાને નમસ્કાર હો. શાન્ત, દાન્ત અને સર્વ દેવના આશ્રયરૂપ પતિને નમસ્કાર હો. (૧)

नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥ २ ॥

બ્રહ્મરૂપ, સતીના પરમ પ્રાણરૂપ, નમસ્કાર કરવા યોગ્ય, પૂજ્ય અને હૃદયના આધાર તમને નમસ્કાર હો. (૨)

पञ्चप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानन्ददायिने ॥ ३ ॥

પાંચ પ્રાણના અધિદેવ, આંખની કીકીરૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નીને પરમ આનંદ આપનાર તમને–પતિને નમસ્કાર હો. (૩)

पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ।
पतिश्च निर्गुणाधारब्रह्मरूपो नमोऽस्तुते ॥ ४ ॥

પતિજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે. એજ નિર્ગુણ અને સર્વાધાર બ્રહ્મરૂપ છે. તેને નમસ્કાર હો. (૪)

क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानकृतञ्च यत् ।
पत्नीबन्धो दयासिन्धो दासीदोषं क्षमस्व च ॥ ५ ॥

હે ભગવન્! જાણે અજાણે કરેલા (મારા) અપરાધને ક્ષમા કરો. હે પત્નીના મિત્ર! હે દયાસાગર! દાસીના દોષને ક્ષમા કરો. (૫)

इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौ पद्मया कृतम् ।
सरस्वत्या च धरया गंगया च पुरातनम् ॥ ६ ॥
सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः ।
पार्वत्या च कृतं भक्त्या कैलासे शंकराय च ॥ ७ ॥
मुनीनाञ्च सुराणाञ्च पत्नीभिश्च कृतं पुरा ।
पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥ ८ ॥
इदं स्तोत्रं महापुण्यं या शृणोति पतिव्रता ।
नरो वापि च नारी वा लभेत सर्ववांछितम् ॥ ९ ॥
अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम् ।
रोगी च मुच्येत रोगाद्बद्धो मुच्येत बन्धनात् ।
पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् ।
इदं जप्त्वा सती भक्त्या भुङ्क्ते सा तदनुज्ञया ॥ ११ ॥

આ સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ કરેલું. આ પુરાતન સ્તોત્ર સરસ્વતી, ધરા અને ગંગા તેમજ સાવિત્રી પણ બ્રહ્માને ખુશી કરવા હમેશાં પઠન કરતાં. શંકરને ખુશી કરવા પાર્વતી પણ કૈલાસમાં આ સ્તોત્રનો પાઠ કરતાં; તેમજ દેવતાઓ અને મુનિઓની સ્ત્રીઓ પણ પહેલાં આ સ્તોત્રનો પાઠ કરતી. આ સ્તોત્ર સર્વ પતિવ્રતાઓનું શુભ કરનાર છે. જે પતિવ્રતા આ સ્તોત્રનું શ્રવણ કરે અથવા જે નરનારી આનો પાઠ કરે, તે સર્વ વાંચ્છિત ફળને પામે છે. આ સ્તોત્રના પાઠથી અપુત્રને પુત્ર ને નિર્ધનને ધન મળે છે. રોગી રોગથી અને બંધિવાન બંધનથી મુક્ત થાય છે. પતિવ્રતા આનો પાઠ કરવાથી તીર્થસ્થાનના ફળને પામે છે. આ સ્તોત્ર જપીને ભક્તિથી પતિની આજ્ઞા લઇને પછી જમવું. ૬-૧૧

# ૪૦—નવવધૂને ૧૧ ઉપદેશ

જાપાનમાં માતા પુત્રીને લગ્નદિવસે નીચલા ૧૧ ઉપદેશ આપે છે.

૧ બેટી! આજે લગ્ન થયા પછી તું મારી પુત્રી નહિ રહે. આજ સુધી તું જે પ્રકારે મારી અને તારા પિતાની આજ્ઞા પાળતી રહી છે, તેજ પ્રમાણે હવે તારાં સાસુસસરાની આજ્ઞાનું પાલન કરજે.

૨ લગ્ન પછી માત્ર એક પતિજ તારો સ્વામી થશે. તેની સાથે હમેશાં નમ્રતા અને મોટું મન રાખજે, પોતાના પતિની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું એ સ્ત્રીનો સર્વશ્રેષ્ઠ ગુણ છે.

૩ તારાં સાસરિયાં સાથે હમેશાં વિનય અને સહનશીલતા રાખજે.

૪ તેમની સાથે કદી અણબનાવ ન કરીશ; નહિ તો પતિનો પ્રેમ ખોઇશ.

૫ ક્રોધ ના કરીશ; પતિ કંઈ અયોગ્ય કરે ત્યારે પણ મૌનજ રાખજે અને જ્યારે પતિ શાંત થાય ત્યારે નમ્રતાથી તેમને સમજાવજે.

૬ બહુ વાતો ના કરીશ. જૂઠું ના બોલીશ. પાડોશીની નિંદા ન કરીશ.

૭ હાથ જોનારા વગેરેને તારા ભાગ્યની હકીકત ન પૂછીશ.

૮ તારું ગૃહકાર્ય કરકસરથી ચલાવજે અને સાવધાનીપૂર્વક બધી વ્યવસ્થા રાખજે.

૯ તારા પિતાની ઉચ્ચ પદવી અથવા અમીરીનો ફાંકો ન રાખીશ. પતિ સમક્ષ તારા પિતાની ધનાઢ્યતાનાં કદીપણ વખાણ ના કરીશ.

૧૦ તું યુવાન છતાં પણ યુવતીઓના ટોળામાં ન બેસતી. (અર્થાત્ વૃદ્ધો પાસેજ બેસવું હિતકર છે.)

૧૧ હમેશાં સ્વચ્છતા અને લજ્જા જળવાય એવાંજ વસ્ત્રો પહેરજે, બહુ ભભકાદાર રંગનાં વસ્ત્ર ન પહેરીશ.

આ ઉપદેશ પ્રાચીનકાળથી પરંપરાગત ચાલતો આવ્યો છે.

# ૪૧–સંસારમાં સ્ત્રીનો દરજ્જો

સ્ત્રીજાતિવિષે પુરુષવર્ગમાં તેમજ ખુદ સ્ત્રીવર્ગમાં પણ પેસી ગએલા અજ્ઞાન-મૂલક હલકા વિચારો દૂર થઇ સુયોગ્ય સ્ત્રીનો દરજ્જો ધ્યાનપર આવે તેટલા માટે અનેક પ્રમાણભૂત ગ્રંથો અને સમર્થ વિદ્વાનોના ઉતારા સુપ્રસિદ્ધ હિંદી **"સરસ્વતી"** ના જાનેવારી ૧૯૨૫ ના અંકમાં તેમજ અમદાવાદમાં પ્રસિદ્ધ થતા **"સ્ત્રીબોધ"** ના અંકમાં પ્રસિદ્ધ થયા હતા. આ પુસ્તકના વાચકવર્ગમાટે ઉપયોગી લાગવાથી મોટે ભાગે એમાંના તેમજ થોડે ભાગે બીજા ઉતારા આ નીચે આપવામાં આવ્યા છે; જેને માટે તેના લેખક તેમજ પ્રકાશક મહાશયોનો આભાર માનીએ છીએ.

**ઋગ્વેદ**–"હે સ્ત્રી! તું ઘરની માલિક થઇને જા; અને ત્યાં જેટલા પુરુષો હોય તેમની સાથે રાણીઓની પેઠે વાતચીત કર."

**રામાયણ**–"સ્ત્રી વનને પણ રાજમહેલો કરતાં સુંદર બનાવી દે છે."

**મનુસ્મૃતિ**–"જે પિતા, ભાઇ, પતિ અને દિયર પોતાનું કલ્યાણ ઇચ્છે, તેમણે પોતાની પુત્રી, બહેન, સ્ત્રી અને ભાભીનું કદી પણ અપમાન કરવું જોઇએ નહિ. + + જ્યાં સ્ત્રીઓનું પૂજન થાય છે, ત્યાં દેવતાઓ નિવાસ કરે છે અને જ્યાં તેમનું પૂજન નથી થતું ત્યાં બધી જાતનાં ઉત્તમ કર્મ પણ નિષ્ફળ થઈ જાય છે. + + જે ગૃહમાં સ્ત્રી પુરુષથી અને પુરુષ સ્ત્રીથી સંતુષ્ટ રહે છે, ત્યાં નિશ્ચય નિત્ય કલ્યાણ થાય છે."

**મહાભારત**–"સ્ત્રી એ પુરુષની અર્ધાંગના છે, તેનો સૌથી મહાન મિત્ર છે, ધર્મ, અર્થ અને કામનું મૂળ છે. જે તેનું અપમાન કરે છે, તેનો કાળ નાશ કરે છે. સ્ત્રી એ ઘરનું ધન અને ઘરની શોભા છે, માટે સદા તેની રક્ષા કરવી જોઇએ. મહાભાગ્યવતી અને પુણ્યવાળી સ્ત્રી પૂજનીય છે."

**હજરત મહમ્મદ સાહેબ**–"તારૂં સ્વર્ગ તારી માતાનાં ચરણોનીચે છે."

**સ્વામી દયાનંદ**–"ભારતવર્ષનો ધર્મ ભારતવર્ષના પુત્રોથી નહિ પણ પુત્રીઓના પ્રતાપે સ્થિર છે. ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ કયારનોયે નષ્ટપ્રાય થયો હોત."

**સ્વામી વિવેકાનંદ**–"મૈત્રેયી અને ગાર્ગી જેવી પ્રાતઃસ્મરણીય સ્ત્રીઓએ બ્રહ્મચર્ચામાં સારા સારા ઋષિઓના આધિકારને પણ શોભાવ્યો હતો. હજારો વેદજ્ઞ બ્રાહ્મણોની સભામાં ગાર્ગીએ ગર્વપૂર્વક યાજ્ઞવલ્કયને બ્રહ્મચર્ચાનું આહ્વાન (ચેલેંજ) આપ્યું હતું. × × × જો એ સર્વ આદર્શરૂપ સ્ત્રીઓને અધ્યાત્મજ્ઞાનનો અધિકાર હતો, તો પછી અત્યારે તેમને એવો અધિકાર નથી એમ કેમ કહી શકાય?"

"અત્યારે પણ આ દેશની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું સદ્વર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા પતિભક્તિ જોવામાં આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઇ ભાગમાં મેં જોયું નથી."

"એક માત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથીજ આંખો ઠરે છે. તેમનામાં લજ્જા, વિનય આદિ સદ્દગુણો હજી પણ જેવા ને તેવા રહી શકયા છે. આવાં સરસ સાધનો હોવા છતાં તમે સ્ત્રીજાતિની ઉન્નતિ કરી શકતા નથી!!"

"જે દેશમાં-જે પ્રજામાં નારીપૂજા નથી, તે દેશ-તે પ્રજા કોઇ કાળે મહાન કે ઉન્નત થઇ શકે નહિ. નારીરૂપી શક્તિ-મૂર્તિની અવગણના કરવાથીજ આજે તમારૂં અધ:પતન થયું છે. × × × × જે ઠેકાણે સ્ત્રીઓનો આદર ન હોય અને સ્ત્રીઓ જયાં ગમગીનીમાંજ સમય પસાર કરતી હોય, તે સંસારની કે તે દેશની ઉન્નતિની આશા રાખવી નિષ્ફળ છે. એટલાજ માટે પ્રથમ સ્ત્રીઓને જાગૃત કરવી જોઇએ; અને તે ઉદ્દેશ સિદ્ધ કરવા એક આદર્શ મઠની સ્થાપના કરવી જોઇએ. * * * * * * મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો ત્યાંસુધી તમારા દેશનો ઉદ્ધાર થનાર નથી."

**સ્વામી રામતીર્થ**-"હિંદમાં સ્ત્રીશિક્ષણ બંધ કરી દેવામાં આવ્યું તેની સજા હિંદ સારી પેઠે ભોગવી રહ્યું છે. * * * સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરો. તમારા પૂર્વજો સ્ત્રીશિક્ષણના પક્ષપાતી હતા. તમે કેમ વિરોધી બનીને તમારે હાથેજ તમારા પગ ઉપર કુહાડો મારો છો? જે બીજાની સ્ત્રી તરફ પાપદષ્ટિથી જુએ છે, તે પરમાત્માના ક્રોધને જાગૃત કરે છે અને પોતાને માટે નરકનો રસ્તો સાફ કરે છે."

**શ્રી દાદાભાઈ નવરોજજી**-"મારી માતાએ મારી ઉપર નજર રાખીને મને મારા સહચરોના બૂરા પ્રભાવથી બચાવ્યો."

**મ૦ ગાંધીજી**-"કોઇ પણ સ્ત્રીનું સ્ત્રીત્વ ભંગ કરતાં પહેલાં મરી જવું એજ ઉત્તમ કર્મ છે. કોઇ પણ સ્ત્રીને પાપકર્મમાંથી બચાવી લેવી એ સૌથી મહાન તીર્થ છે."

**બંકિમચંદ્ર**-"સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની દેવી મૂર્તિઓ છે.

**પોપ**-"કેટલાક મંદબુદ્ધિ કવિઓએ સ્ત્રીને ઉતારી પાડી છે. તેઓ કહે છે કે, સ્ત્રી એ એક મોંઘી વિપત્ત છે, જાતેજ ખરીદેલો રોગ છે. સાપની પેઠે ઝેરથી ભરેલી છે; અને ઘરને દુ:ખમય બનાવી દેનાર કાળી રાત્રિ છે; પરંતુ આ બધા નાશવંત કવિતાના ખોટા કટાક્ષ છે. આ અસાર સંસારમાં બીજા બધા પદાર્થો તો મહેનત કરવાથી મળે છે; પરંતુ સુલક્ષણા સ્ત્રી તો માત્ર પ્રભુની કૃપાથીજ મળી આવે છે. જેની પાસે એવી સ્ત્રી હોય, તે કદી દુ:ખને દુ:ખ નહિ માને. મને તો વિશ્વાસ છે કે, જો સંસાર સ્ત્રીઓના કહ્યા પ્રમાણે ચાલે તો દુનિયા સ્વર્ગપુરી બની જાય!"

**યંગ**-"સુપાત્ર સ્ત્રી પાળેલા કૂતરાથીએ વધુ નિમકહલાલ, હોડીના સુકાનથીએ વધુ પક્કી અને મહેલના સ્થંભોથી પણ વધુ મજબૂત છે. વમળમાં મૃત્યુનાં

ડુબકાં ખાનાર માણસને કિનારો જેટલો વહાલો લાગે છે, તેનાથી પણ સુયોગ્ય સ્ત્રી વધુ વહાલી છે. વૃદ્ધ પિતાની આંખે નાનો પુત્ર જેટલો સુંદર દેખાય છે, તેનાથી પણ સ્ત્રી સુંદર છે. કાળી રાત્રિ પછીના મંગળમય પ્રભાત કરતાંયે સ્ત્રી વધુ તેજસ્વી છે અને રણમાં તરસથી વ્યાકુળ થયેલા મનુષ્યને પાણી જેટલું મીઠું લાગે છે, તેનાથીએ સ્ત્રી ઘણી વધારે મીઠી છે."

**લૌવિલ**–"વિધાતાએ સ્ત્રીને સુંદર બનાવી છે, એટલા માટે તેને હું મહત્ત્વવાળી નથી ગણતો, તેમજ તેને પ્રેમને ખાતર બનાવવામાં આવી છે એટલા માટે હું તેના ઉપર પ્રેમ નથી રાખતો; પરંતુ તેને હું એટલાજ માટે પૂજનીય માનું છું કે, મનુષ્યનું મનુષ્યત્વ માત્ર તેનેજ આભારી છે."

**શેક્સપીઅર**–"સૌંદર્યથી સ્ત્રી અભિમાની બને છે, ઉત્તમ ગુણોથી તેની પ્રશંસા થાય છે અને લજ્જાવતી થઇને તે દેવી બની રહે છે."

**હંટ**–"સુશીલા અને પુણ્યાત્મા સ્ત્રી જેવું દુનીઆમાં કાંઇ પણ સુંદર નથી."

**હારગ્રેવ**–"તારાઓ આકાશની કવિતા છે, તો સ્ત્રીઓ પૃથ્વીની કવિતા છે. દુનીઆના ભાગ્યની રક્ષા તેમનાજ હાથમાં છે."

**સૌદે**–"કવિઓએ સ્ત્રીના ક્રોધની ઇશ્વરના ક્રોધસાથે તુલના કરી છે; પરંતુ મને મારી સ્ત્રીના ક્રોધમાં એવું ઝેર કદી દેખાયું નથી. તે ક્રોધમાં હોય છે ત્યારે તે મારા તરફ જોતી નથી; કેમકે તેને વિશ્વાસ છે કે, મારા તરફ દેખતાંજ તેનો ક્રોધાગ્નિ પ્રેમજળ થઇને વહી જશે."

**રૂસો**–"સ્ત્રીનું પુસ્તક તો સંસાર છે. તે સંસારમાંથી જેટલું શીખે છે, તેટલું પુસ્તકોમાંથી નથી શીખતી."

**આસ્કર વાઇલ્ડ**–"સ્ત્રી, એ પરમાત્માનું સૌથી મહાન જાદુ છે."

**શિલ્લર**–"સ્ત્રીને પુરુષની સાથી થવાને સૃજવામાં આવી છે. પ્રકૃતિ એમ ઇચ્છે છે અને પ્રાકૃત નિયમો પાળતી સ્ત્રી ઇશ્વરી આજ્ઞાનું પાલન કરે છે."

**એલન કનિંગહામ**–"આવ મારી વહાલી ! આવ. મારી પાસે બેસ. રાત વીતી ગઇ છે અને ચારે બાજુ અજવાળું થઇ રહ્યું છે; પરંતુ તારાવિના મારાથી પ્રાર્થનાના શબ્દો બોલાતા નથી. આવ, મારી પાસે બેસ. પ્રભુને મારેમાટે પ્રાર્થના કરજે, હું તારે માટે કરીશ."

**આટવે**–"હે સુકુમારી! વિધાતાએ તને પુરુષોને ઠેકાણે લાવવા માટે બનાવી છે. તું ન હોત તો અમે પશુ જેવા હોત, સ્વર્ગમાં પણ એવું શું છે કે, જે તારામાં નથી? અદ્ભુત તેજ, પવિત્રતા, સત્ય, અનંત આનંદ અને અમર પ્રેમ, સર્વ કંઇ તારામાં છે."

**એડીસન**–"વિશ્વાસ રાખો કે જે પવિત્ર પ્રેમથી પિતા પોતાની પુત્રીપ્રત્યે જુએ છે, તે રીતે બીજો કોઇ તેનાપ્રત્યે જોઇ શકતો નથી. પત્નીપ્રત્યેના પ્રેમમાં કામના છુપાઇ રહેલી હોય છે અને પુત્રપ્રત્યેના પ્રેમમાં લોભ હેતુરૂપ હોય છે;

પણ જે પવિત્ર વહાલ મને મારી પુત્રી ઉપર આવે છે, તેવું બીજા કોઇની ઉપર નથી આવતું."

**જૉન્સન**–"મારા સૂક્ષ્મ વિચારોનું મૂળ મારી જનનીનાં પ્રેમભર્યાં હાલરડાંમાં છે."

**શૉપનહૉર**–"મનુષ્યને દૂરદર્શિતા માતાથી અને વીરતા પિતાથી વારસામાં મળે છે."

**અબ્રાહમ લિંકન**–"હું જે કાંઇ કરૂં છું અને થઈ શકું છું; તે દૈવી પ્રકૃતિવાળી મારી માતાની પ્રસાદી છે."

**સર એડમંડ વરટી**–"દરેક દેશમાં, દરેક જાતિમાં અને દરેક ધર્મમાં મનુષ્યને તેની માતા જેવો બનાવે છે તેવોજ તે થાય છે."

**જૉર્જ હર્બર્ટ**–"એક આદર્શ જનની સો ઉસ્તાદો કરતાં પણ શ્રેષ્ઠ છે."

**નેપોલિયન**–"ફ્રાન્સનો વૈભવ તેની માતાઓપર રહેલો છે. × × કોઈ પણ બાળકની ભાવિ ઉન્નતિ અથવા અવનતિનો આધાર તેની માતા ઉપરજ છે. × × હું મારી કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય મારી માતાની ગોદમાંથી શીખ્યો છું."

**લા. ડ. વર્લે**–"પુરુષની ઉન્નતિ કે અવનતિ સ્ત્રી ઉપર આધાર રાખે છે. જો એ સુશિક્ષિત હોય તો પતિની ઉન્નતિનું કારણ બને છે અને જો મૂર્ખ હોય તો પુરુષની અવનતિનું કારણ બને છે."

**મિશલેટ**–"જો કે આજે મારી માતાને પરલોકગમન કર્યાને લગભગ ત્રીસ વર્ષ થઇ ગયાં છે, પરંતુ તે હજુસુધી મારા વિચારોમાં તથા શબ્દોમાં જીવતી છે. × × × × × હું મારી તમામ ઉન્નતિઓ અને વિજયોમાં મારી માતાનો દેવાદાર છું."

**ગેરીબાલ્ડિ**–"મને મારા દેશપ્રત્યે જે શુદ્ધ પ્રેમ છે અને જેણે મને મારા અભાગી સ્વદેશબંધુઓના આત્મારૂપ બનાવ્યો છે, તેનો પ્રારંભ જ્યારે હું મારી માતાને દીનોપ્રત્યે સહાનુભૂતિ બતાવતી અને દુઃખીઆં લોકોપર દયા કરતી જોતો ત્યારથી થયો છે."

**ગોલ્ડસ્મિથ**–"જે સ્ત્રી પોતાના પતિ તથા બાળકોને નિરંતર આનંદમાં રાખે છે, તેની પાસે આખા જગતની સમ્રાજ્ઞીનો વૈભવ તુચ્છ છે."

**બુલવર**–"હે સ્ત્રી! તું અમો પુરુષોને સાક્ષાત્ માનવજાતિની થઈને મુસ્કેલીના પ્રસંગોમાં માર્ગદર્શક થવાવાળી સિદ્ધિકર દેવી છે. તારામાં ઇશ્વરી અંશ છે."

**ફ્રેડરિક હેરિસન**–"જ્યાં માતાપિતા અને વિશેષે કરીને માતા બુદ્ધિમતી હોય છે, એ ગૃહ મનુષ્યત્વ અને **સભ્યતાનું મહાવિદ્યાલય** છે, ઘરમાંજ મહત્ત્વપૂર્ણ અને અત્યંત અગત્યના પાઠોનું શિક્ષણ મળે છે; માટે મહાન પુરુષો ઉત્પન્ન કરવા માટે અમારે એવી માતાઓની અગત્ય છે, કે જે પોતાનો પૂર્ણ સમય કઠિન કાર્યો કરવામાં ગાળવાની યોગ્યતા રાખતી હોય અને સાથે અમને એવી જનનીઓની અગત્ય છે, કે જેનું હૃદય અને મસ્તિષ્ક સંપૂર્ણ રીતે વિશુદ્ધ હોય."

# ૪૨—પરદેશી ખાંડ એટલે ભ્રષ્ટતાનો ભંડાર !

( લેખક—એક પ્રજાજન )

૧. એનસાઇકલોપીડીઆ બ્રીટાનીકા જેવો બળવાન અને ઘણાં વર્ષોની શોધ-ખોળને અંતે તૈયાર થયેલો મહાન ગ્રંથ કે જેને આધારે સરકાર ફેંસલા આપે છે, તેને ૬૬૭ મે પાને લખેલ છે કેઃ—" ખાંડ સાફ કરતી વખતે દરેક જનાવરના લોહી તથા હાડકાંના કોલસાનો ચૂરો નાખવામાં આવે છે."

૨. ડીક્ષનેરી ઑફ આર્ટસ—૬ ઠ્ઠી આવૃત્તિ લંડન, પાને ૮૨૯ મે લખ્યું છે કેઃ—" ગાંગડા બનાવવામાં આવે છે તે વખતે ૫૪ મણ ખાંડમાં ૨૭ મણ હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે; અને ખાંડ સાફ કરવાનાં કાર-ખાનાં ગામમાં છે તેમાં ભારોભાર હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે."

૩. સ્વામી ભાસ્કરાનંદ લખે છે કેઃ—" જ્યારે હું વિલાયત ગયો, ત્યારે મેં કેટલાંક ખાંડનાં કારખાનાં જોયાં. તેમાં પહેલે માળે ચઢતાંજ મને ઉલટી થશે એમ લાગ્યું. હું નહોતો જાણતો કે, આવી અપવિત્ર ચીજોથી ખાંડ બને છે; પણ નજરે જોતાં સખેદ આશ્ચર્ય થાય છે કે, જે ચીજને અડવાથી પણ મહાન પાપ લાગે તે ચીજ હિંદુઓથી ખવાયજ કેમ ? "

૪. ભારતમિત્ર તા૦ ૨૮—૧૦—૧૯૦૫ ના અંકમાં જણાવે છે કેઃ—" સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમાં દૂધ વપરાય છે, તેમ ત્યાં જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામાં આવે છે; કારણ કે કસાઇખાનામાં દૂધ કરતાં લોહી સસ્તું મળે છે. મીસ્તર હેરીશ કહે છે કે, ખાંડ સુવરના લોહીથી સાફ થાય છે. એ. જે. ટેલર સી. ઈ. સાહેબના બનાવેલા " સ્યુગર મશીનરી " નામના ગ્રંથમાં લખ્યું છે કે, ઈંગ્લાંડ વગેરે દેશોમાં ખાંડ સાફ કર-વામાં પાણી અને ગાયોનું લોહી મેળવે છે. ભાઇઓ ! હિંદુને ગાય અને મુસલ-માનને સુવરનું લોહી ખાવાલાયક છે ? "

૫. મુંબઇ, જ્ઞાનસાગર સમાચાર તા૦ ૧૫—૧૨—૧૯૦૫ માં લખે છે કેઃ—" પરદેશી ખાંડસાકર નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારના જીવોનાં હાડકાં, બળદ અને સુવરનાં લોહી તથા મનુષ્યના મૂત્રથી સાફ થાય છે. જેના પવનથી પણ ડરીએ તેવા કોઢ વગેરે રોગવાળા લોકોનું પણ મૂત્ર. અરેરે ! આ હિંદુમુસલમાનને ખાવાલાયક છે? "

૬. સ્વદેશોન્નતિ દર્પણઃ—" પરદેશી સાકર અપવિત્ર છે; એટલુંજ નહિ પણ તેની અંદર નાનાં પ્રાણી—કીડી, મંકોડી વગેરેનાં આંતરડાં, માંસ, હાડપિંજર અને શરીરની અંદરના રેસા હોય છે. મોરસ સાકર તો બીટ, ગાજર, તાડી વગેરેમાંથી બનાવવામાં આવે છે અને તેમાં સડેલું લોહી તથા રોગિષ્ટ જનાવ-રોનાં હાડકાંનું મિશ્રણ હોય છે."

૭. મી૦ ફીનલે નામના ગૃહસ્થ જણાવે છે કેઃ—" વિલાયતી ખાંડ જે હિંદમાં ફેલાય છે તે દેખાવમાં સફેદ અને કિંમતમાં સસ્તી પડે છે; પણ તેનાથી ઘણા

રોગો હિંદુસ્તાનમાં પેદા થઇ ચૂકયા છે. તે ખાંડ લોહી અને શક્તિનો નાશ કરે છે. તે ખાંડ દૂધ આદિ જે જે પદાર્થોમાં નાખવામાં આવે છે, તેમાં આપણે ઝેરજ નાખીએ છીએ એમ જાણવું. ઈગ્લાંડ તેમજ હિંદુસ્તાનના પ્રખ્યાત વૈદ્યડૉકટરોએ સ્પષ્ટ મત આપેલો છે કે, આ ખાંડ હિંદુમુસલમાનને ધર્મના બાધથી તો ખાવાલાયક નથીજ, પણ તેનાથી પ્લેગ, મહામારી ઇત્યાદિ રોગો થાય છે અને બાળકોનું તથા મોટાં માણસનું મરણપ્રમાણ પણ વધે છે; માટે ધર્મને ન માનવો હોય, તો આરોગ્યની દૃષ્ટિથી પણ ખાંડ ખાતા અટકવું જોઇએ. કાચના ગ્લાસમાં ગરમ પાણી ભરી તેમાં સાકરનો ગાંગડો નાખીને ઓગાળતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો એમાં લોહીનાં રજકણો દેખાશે. વળી દેશી અને મોરસ ખાંડ બન્નેને જૂદા જૂદા વાસણમાં મૂકો, પછી બન્નેમાં થોડો થોડો સલ્ફરીક એસીડ ( ગંધકનો તેજાબ ) નાખો. તરતજ દેશી ખાંડમાંથી મીઠી માટી જેવી સુવાસ આવશે અને મોરસમાંથી દુર્ગંધ આવશે. જો આ વાત જરાપણ જૂઠી હોત તો લાગવગવાળા ગોરા વેપારીઓએ આ વિગત પ્રગટ કરનારાઓ ઉપર જરૂર ફોજદારી માંડી દીધી હોત; માટે આ બાબત સાચીજ હોવાથી કોઈ પણ હિંદવાસીને પરદેશી ખાંડ ખાવાલાયક નથી. હિંદુઓની પેઠેજ જે ગોરા લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો છે અને જેઓ કેવળ વનસ્પતિના આહાર ઉપર રહે છે, તેઓએ પણ ખાંડસાકર ખાવાં બંધ કર્યાં છે; તો પછી આપણા હિંદુઓથી તો આવી અપવિત્ર ચીજ ખવાયજ કેમ ?"

૮. હિંદી બંગવાસી, કલકત્તા:–તા૦ ૩૦–૩–૧૯૦૩ ના અંકમાં લખે છે કે:–" હિંદુસ્તાનમાંથીજ દર વર્ષે ૨૮ લાખ મણ જનાવરોનાં હાડકાં ખાંડ વગેરે ખાવાના પદાર્થો બનાવવા માટે પરદેશ જાય છે. સ્વદેશી ખાંડ કદાચ પરદેશી ખાંડથી સહેજ મોંઘી મળે તો પણ તેનાથી પવિત્રતા જળવાઇ રહે છે. વળી તે ખાંડ પરદેશી કરતાં ગળપણમાં પણ વધારે હોય છે, માટે સ્વદેશી ખાંડજ વાપરવી. કદાચ સ્વદેશી ખાંડ વાપરવાની શક્તિ ન હોય તો ગોળ વાપરવો; પરંતુ પરદેશી ખાંડ તો કોઇ રીતે નજ વાપરવી. આથી ગૌહત્યા થતી અટકશે અને દૂધાળાં ઢોરોની વૃદ્ધિ થઈ દૂધ, ઘી, દહીં વગેરે સસ્તાં થશે અને તેથી શક્તિ તથા આત્મબળ પણ વધશે."

" અકબર બાદશાહ જેવાના મુગલાઇ અમલમાં પણ ૩ થી ૪ રૂપીએ મણ ઘી મળતું. રૂા. ૧ ના ૭ શેર ઘીની વાતો હજી આપણા ઘરડાઓ કરે છે. તે વખતે ચાની મહેમાની લોકો આપતા ન હતા; પણ લાપશી ને ઘી ખવડાવતા અને ખાતા. તેથીજ પોતાના સ્વધર્મનું રક્ષણ કરી ૧૦૦ વર્ષ સુધી જીવતા; પણ આ તો પરદેશી વેપારીઓએ ખાવા પીવાની અને મોજમઝાની એવી તો મોહક વસ્તુઓ બનાવી છે, કે એશઆરામથી અને ધીમા ઝેરથી આપણી જાતો ખવાઇ ગઇ છે. સૂતે સૂતે મોંમાં કોળીઓ મૂકનાર મળવાથી બેસીને હાથે ખાવાની

તેમજ તેમાં શું શું વસ્તુઓ આવે છે તે જોવાની તસ્દીજ ના લીધી. કૂવા,ઘંટી,ગાય અને રેંટીઆ એ ચારનો વપરાશ દરેક ઘરમાં હતો. તે જવાથી સ્ત્રીઓમાં હીસ્ટીરિયા, કસુવાવડ, સુવારોગ અને ક્ષયરોગ વધીને ૨૦ થી ૨૫ વરસમાં તેમનાં મરણ થવા લાગ્યાં છે. પુરુષોની પણ તેવીજ દશા થઈ છે. આપણા હમેશના જીવનની ઉપયોગી ચીજોમાં પણ આ પ્રમાણે પરાધીનતા થઇ છે, તો હવે જાગો ! કુંભકર્ણની નિદ્રા ત્યાગો ! સૂર્યોદયનાં કિરણો ફૂટી ચૂકયાં છે, માટે એશઆરામ-વાળી પરદેશી ચીજો કે જે ધર્મ, ધન અને આરોગ્યનું સત્યાનાશ કરનાર છે, તેને એકદમ તજો ! જીવનને સાદું અને મહેનતુ તથા તમારા વડીલોની પેઠે ૧૦૦ વરસ જીવતું રહે તેવું કરો અને પોતાના પગપર ઉભા થાઓ !"

("**કચ્છી**" તા. ૨૦-૫-૨૩)

# ૪૩—મૃત્યુનો મહિમા અથવા કાણુ—મોહોકાણુ

**(લેખક—ચતુરભાઇ શંકરભાઈ પટેલ** બી. એ.)

ગુજરાતમાં ઘર ઘાલી બેઠેલા કૂટવાના અને કાણુ—મોહોકાણુના નિંદ્ય રિવાજનો વિચાર કરનારને સહજ સમજાશે કે, એ રિવાજ પ્રેમઘેલછા અને અજ્ઞાનના પરમ પ્રદર્શનસિવાય બીજું કંઇ નથી. મૃત્યુનું ખરૂં સ્વરૂપ સમજાય તો એ ઘેલછા અને અજ્ઞાનનું ઈંદ્રજાળ આપોઆપ નષ્ટ થાય, પણ એમ બનવું સહેલું નથી. જ્ઞાનદીપ અજ્ઞાનાંધકાર તો ફેડી શકે, પણ ઘેલછાની ગહન ગુહાનાં પડ ભેદવાં એના માટે દુષ્કર છે. પ્રેમગાંડું હૃદય સત્ય વસ્તુસ્થિતિને ખાલી આશ્વાસન-રૂપ સમજે છે, સ્નેહરંગે રંગાયેલી દૃષ્ટિ ઐહિક સ્થિતિસિવાય બીજું કશું જોઈ શકતી નથી. વિરહવ્યાકુલ મન આધ્યાત્મિકતાના ઊંડાણમાં ઉતરી શકતું નથી. પ્રેમોન્મત્તતાથી કુંઠિત બનેલી બુદ્ધિ જ્ઞાનરસાયન જીરવી શકતી નથી. આ બધાં કારણોએ કરીને મૃત્યુ પાછળ પ્રેમોર્મિજનિત રુદન તો રહેશેજ, અને ભલે રહે. મૃત્યુ-વિષેનું અજ્ઞાન દૂર થાય તોયે ઓછું નથી.

પ્રણયના પાલવે રુદન નિર્માયલુંજ છે. પ્રેમયોગી કલાપી કહે છે કે, "કે પ્રીતિનું રુધિર સઘળું ઉષ્ણ અશ્રુતણું છે." એ રુદનમાં કોઇ મહામૂલી મિઠાશ ભરી છે. એ રુદન આવકારલાયક છે. એ "રુદન જરૂર અહીં પૃથ્વીમાં સ્વર્ગનો અંશ" છે. કોઇ પણ હૃદયવાળી વ્યક્તિ એને વહાલથી વધાવ્યાવિના નહિ રહે. એથી શોકચિન્તા કે અન્ય દુઃખે ભારે થએલાં હૈયાં હલકાં થાય છે. અંતરને અકળાવતો ડૂમો દૂર થાય છે. પ્રિય સ્મરણથી પાવન થયેલું હૃદય વધુ સ્નિગ્ધ, કોમળ અને ભાવભર્યું બને છે. શોકાદિ ધુમાડાથી રહિત જીવ વધુ ઉજ્જવળ, ઉન્નત અને આનંદી બને છે. એકના એક પુત્રના વિયોગે અશ્રુને અભિનંદતાં કવિશ્રી નરસંહરાવ પણ લખે છે કે:—

"જ્ઞાન બન્ધે રોકિયાં અશ્રુજળ રેલાવીને,
સ્મરણ મોંઘાં બાળનાં તાજાં નિરન્તર છો બને.

અશ્રુ ઔષધ દુઃખનું, સ્નેહ વૈદ્યે આપિયું;
અશ્રુ રૂપે વહી જતું વિષ ઉર વિષે જે વ્યાપિયું. "

એ અમોલાં અશ્રુ ભલે હરકોઈ સારો. એમના તરફ સર્વની સહાનુભૂતિ ઘટે છે; પણ જરા વિષયાન્તર વેઠીનેય આપણે પૂછીએ કે, એ શાન્તરસપ્રધાન કાર્યમાં હાસ્યરસપ્રધાન કૂટવાના ફાર્સની શી જરૂર? એ અંતર્ગત લાગણીનું માત્ર ક્ષુલ્લક પ્રકટીકરણ નથી? પ્રેમની સદ્‌ભાવનાને નામે એ માત્ર બાહ્ય આડંબર નથી? એથી તો પ્રેમ લજવાય છે. શુદ્ધ પ્રેમ કદી એવા દેખાડાની અપેક્ષા રાખે ખરો? વળી એ કૂટણી ફાર્સમાં કાણમોંકાણના કૉમીક પ્રવેશનો ઉમેરો શા કાજે? સગાંસ્નેહીઓએ આશ્વાસન આપવા આવવું હોય તો એકલા નથી અવાતું? સારો સંઘ સાથે લાવવાની જરૂર? આશ્વાસન લેનારથી ઘરને ખૂણે નથી લેવાતું? આખા ગામને જાહેર કરી લેવાથી આશ્વાસનમાં કોઇ અદ્‌ભુત ઉમેરો થાય છે? મરતાં સુધી મલાજો રાખનારી કુલીન સ્ત્રીઓ ઉઘાડી છાતીઓનું રમુજી પ્રદર્શન ભરબજારે સ્વેચ્છાએ ભરે એમાં શો આપદ્‌ધર્મ રહ્યો હશે વારૂ? વિદેહ થએલી વ્યક્તના નિવાસસ્થાને આવી પહોંચતાં નિરંકુશ રુદનનો નીચ દંભ શા સારૂ ભલા? અને તેય વાણીઆવટું કરનાર વેપારીને હાથે થતો હોય તો સમજ્યા, પણ સરલહૃદયા સ્ત્રીઓને હાથે? હમણાં તો અન્યોન્ય હસતાં રમતાં વાત કરતાં હતાં અને એક નિમિષમાત્રમાં સૌનાં હૃદય પીગળી ગયાં? વળી જેમ ડોળ–માણસની ભરતીનો કે કુટણીનો ચલતીનો–વધારો તેમ પ્રેમ વધારે; એ કયા પ્રમાણપુરઃસર હશે? મરણપ્રસંગે આ લગ્નઅવસરના જેવી હડાફેડ અને ધમાલનો શો અર્થ હશે? કાણે આવનાર ડેલીગેટો તો બદલાય, પણ સન્માનકારિણી સભાના સભ્યો તો એનાં એ તો એમને એ આવનારનું પ્રબળ લાગણીપૂર્વક–આવનાર શોક દર્શાવે તેથી વિશેષ દર્શાવીને–કૂદી કૂદી છાતી કૂટે એથી વિશેષ કૂટીને–સ્વાગત કર્યા સિવાય બીજું કોઈ કામ નહિ હોય? કે પછી મરનારની પાછળ જવાને એ બધાં આદરી બેઠેલાં હશે? છાતી કૂટવાથી દમ, ક્ષય અને બીજાં ફેફસાનાં દરદો જન્મે છે, એ અનુભવી ડૉકટરોનો અભિપ્રાય આ કૂટણીબહાદૂર વીરાંગનાઓએ વિચારવા કદી પણ તસ્દી લીધી હશે કે? જો કૂટવાથીજ પ્રેમ પ્રદર્શિત થતો હોય તો મહારાષ્ટ્ર અને બીજા અનેક દેશો પ્રેમવંચિતજ રહેલાને? પ્રેમનો ઇજારો એકલા ગુજરાતને મળેલો? અને તેમાંય રાજપૂતો, પાટીદારો અને બારોટોનેજ? એ ત્રણ કોમો જેમ મલાજો રાખવામાં અદ્વિતીય છે, તેમ કાણમોંકાણથી મલાજો ખોવામાંય અદ્વિતીય છે. એ પરસ્પર વિરોધ વસ્તુઓનો મેળ ખાધો શી રીતે? આખા ગુજરાતમાં એ ફાર્સની ખીલવણી શી રીતે થઇ? અને ઉપરોક્ત ત્રિપુટીમાં આટલું બધું પદ્ધતિસર બની સંપૂર્ણ કક્ષાએ એ શી રીતે પહોંચ્યું? આ બધા પ્રશ્નો મારે મન અણઉકલ્યા કોયડા

છે. કોઇ વાચક કે એ ફાર્સના ખેલાડી એમને ઉકેલશે ?

હવે આપણે મૃત્યુવિષેનું અજ્ઞાન દૂર કરવા એનું ખરૂં સ્વરૂપ વિચારીએ. આપણને જ્યારથી સમજણ આવી ત્યારથી આપણે એને મોટો હાઉ માની લીધો છે. એની એકજ વિનાશક બાજુ જોઇને કંપ્યા છીએ. એની બીજી ઉત્પાદક બાજુને જાણવાવિચારવાનો યત્નજ નથી કર્યો. મૃત્યુએ આખી આલમને બાયલી બનાવી છે. સારી સૃષ્ટિ એના નામથી થરથર કંપે છે. મોતની એ બીકે આપણું ઐહિક જીવન કંટકિત બનાવી મૂક્યું છે, અનેક મહત્કાર્યો એને લીધે અટકી ગયાં છે, અનેક ફરજો એને લીધે વિસરાઇ છે. જનતાના મર્મમાં સાલતો એ કાયરતાનો કંટક નીકળી જાય તો આ સૃષ્ટિ સ્વર્ગસમાન ઉલ્લાસવંતી બને. મોતથી નથી બીતાં એક અણુસમજુ બાળક કે મરજીવાં મહાજન. નાનું બાળક મરણની મૂર્તિસમા સાપસાથે ગેલ કરવા ઇંછે છે, મરજીવો કો ક્રાઇસ્ટ ક્રૉસને માંચડે હર્ષભેર લટકે છે, કો પ્રતાપ સ્વેચ્છાએ જંગલોમાં ભટકે છે, કો દયાનંદ હલાહલને હેતે વધાવે છે, કો મેકસ્વિનીની ભૂખને સુખસમ માને છે, કો મોહનદાસ માતૃભૂમિની વેદી ઉપર સર્વસ્વને હોમે છે. આવાં અજ્ઞ કે પ્રજ્ઞને નથી હોતાં દુઃખ કે નથી હોતી દીલગીરી. વિષાદનાં વિષ તો નિર્માયાં છે કર્મે આપણા જેવાં અર્ધજ્ઞને.

કવિવર રવીન્દ્રનાથ મૃત્યુનું સ્વરૂપ સમજાવવા એક અચ્છું ઉદાહરણ આપે છે. બાળકને ધવરાવતી વત્સલમાતા એક સ્તનનું દૂધ પૂરૂં થયે બાળકનાજ હિતને ખાતર એને બીજી બાજુએ ફેરવે છે. અજ્ઞાન બાળક ચીસેચીસ પાડીને રડે છે, કેમકે માતાના શુભ આશયની એને ખબર હોતી નથી. માતા બીજું દૂધભર સ્તન એના મુખમાં મૂકે છે, ત્યારે તે રડતું બંધ રહે છે. એને પૂર્ણ હર્ષભેર ધાવવા માંડે છે. મરણમાટે પણ એમજ છે. જ્યારે આ શરીર આત્માના ઉપયોગનું રહેતું નથી, ત્યારે પરમવત્સલ પ્રભુ આપણાજ હિત ખાતર એને બીજું બક્ષે છે. આપણે ક્ષુદ્રબુદ્ધિ એના આ પરમ સદ્ભાવને સમજી શકતા નથી અને નાહક શોચ કરીએ છીએ. ગીતામાં ભગવાન મરણને આપણી વિવિધ અવસ્થા જેવું સ્વાભાવિક લેખે છે, અને કહે છે કે,

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ २-१३**

અને આગળ એને સ્પષ્ટ કરતાં કહે છે કે

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२-२२॥**

હવે સમજાયું હશે કે, મૃત્યુ—મોંઘું મધુરૂં મૃત્યુ—આ જીવનમાંથી પરજીવનમાં જવાનો પૂલ છે. એ પૂલ ન હોય તો આપણા ભોગ મળે; પણ પરમ કૃપાળુ પ્રભુની કરુણા કંઇ પરિમિત હોય ? એનાં વહાલાં બાળકોને ઉન્નતિ કે પ્રગતિ-વિહોણી એકજ જડસ્થિતિમાં એ સડવા દે ખરો ? સંહારક મહાદેવ શિવ ( કલ્યાણસ્વરૂપ ) અને શંકર ( કલ્યાણકારક ) શાથી કહેવાય છે, તે હવે સહજ સમજાશે. મૃત્યુ આત્માની ઉન્નતિ અર્થે છે, જીવનના વિકાસ કાજે છે, અધૂરી રહેલી ઉત્ક્રાન્તિમાટે છે, પૂર્ણતાએ પહોંચાડવા સારૂ છે.

કવિશ્રી નરસિંહરાવ પણ લખે છે કેઃ—

" મૃત્યુ નવ પૂરૂં કરે જીવનું જીવન અહિં "<br>
અધિક અધિક વિકાસની છે ભૂમિ અન્ય; જવું તહિં.<br>
મૃત્યુ ને જીવન તણો મર્મ ઉંડો કો લહે;<br>
મૃત્યુ તે જીવનતણું છે અન્ય રૂપ;—બુધો કહેઃ-

આવા પરમ પ્રગતિસ્વરૂપ મરણને સત્કારવા સઘળાએ તત્પર રહેવું જોઇએ. એને અંતરના ઉમળકે અભિનંદવું જોઇએ. મૃત્યુ એટલે ઉન્નતિમાં પગલાં માંડવાં. મરી જવું એટલે મહાન્ પિતામાં મળી જવું. સ્વામી રામનો દશ વર્ષનો પુત્ર મરી ગયો, ત્યારે એ આનંદના પરમ આવેશમાં આવી, ખડ-ખડાટ હસી કહેવા લાગ્યા કે, ભલું થયું જે મળી ગયો, મળી ગયો.–નહિ કે મરી ગયો. કોઇક દેશમાં મરણપ્રસંગે હસવાનો અને આનંદ કરવાનો ચાલ છે, તે પણ આજ કારણને લઇને. સંતોને મન તો મરવાં સોહ્યલાં છે. એ હર્ષોત્પાદક મંગલ-સમયે શોચ અને દુઃખને અવકાશજ શાનો ? કદાચ પ્રેમ બે આંસુ પડાવે તો ભલે, પણ મૃત્યુનો ભય શામાટે ? સવાસો વર્ષની ઘરડી ડોશીને પણ મરણનો ડર લાગે અને મહાન ફિલસુફ પણ મોત આગળ મહાત થાય, એ ઓછું લજ્જા-સ્પદ છે ? મોતથી ડરવું એટલે અવનતિ વહોરી લેવી. પ્રભુ એથી બચાવે ! મૃત્યુની તૈયારી કરતાં આપણે ગાઇએ કે—

" કર લે સિંગાર એક દિન, સાજન કે ઘર જાના હોગા."

( 'ક્ષત્રિય' માગશર ૧૯૨૫ )

---

# ૪૪—શીતળાની રસીથી થતાં મરણો

## ( લેખક—લાભશંકર લક્ષ્મીદાસ—જુનાગઢ )

## ગરીબ માણસો ઉપર જુલમ

**૧ બોમ્બે ક્રોનિકલ**—(૧) ચૌદ વરસનો એક અંગ્રેજ છોકરો,(૨)સોળ વરસની એક અંગ્રેજ છોકરી, (૩) એક નાનું અંગ્રેજ બાળક શીતળાની રસીના ઝેરથી મરી ગયાં છે.—(બોમ્બે ક્રોનીકલ, તા. ૨૯—૩—૨૩.)

**૨ વિલાયતનાં વર્તમાનપત્રો**—શીતળાની રસીના ઝેરથી થતાં મરણોસંબંધી સમાચાર વિલાયતનાં વર્તમાનપત્રોમાં વખતે વખતે છપાય છે; અને ઉપર પ્રમાણે **સેંકડો મરણોના રીપોર્ટો** આજસુધીમાં પ્રસિદ્ધ થયા છે.

**૩ પરમાર્થી** ડૉકટરો—શીતળાની રસીથી થતાં ભયંકર દરદો મરણોસંબંધી ઘણા પરમાર્થી યૂરોપીઅન ડૉકટરોએ **પોતાના જાતી અનુભવો** પ્રસિદ્ધ કર્યા છે. શીતળાની રસીને વાછરડાના પરુમાંથી બનાવવામાં આવે છે. તે માણસના **શરીરમાં** દાખલ કરવાથી કેટલાં બધાં બાળકો તેમજ મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષો જીવલેણ બીમારીથી પીડાઇને મરી જાય છે,(૨) **શીતળાનું** દરદ અટકાવવામાં તે રસી કેવી નકામી છે, (૩) તે રસી ફરજીઆત મૂકવામાટે ગરીબ લોકો ઉપર કેટલો બધો જુલમ થાય છે,તે સંબંધી **સત્તાવાર હકીકતો** પ્રસિદ્ધ કરવા માટે દયાળુ અંગ્રેજોએ લંડનમાં એક મંડળી સ્થાપી છે.

૪ શીતળાની રસીનાં ત્રાસદાયક માઠાં પરિણામો તે મંડળી પ્રસિદ્ધ કરે છે તેને પરિણામે વિલાયતની સરકારે ફરજીઆત રસી મૂકવાનો કાયદો રદ કર્યો છે અને હવે **લાખો અંગ્રેજો** પોતાનાં બાળકોને શીતળાની રસી મૂકાવતા નથી, અને તેવાં બાળકો તંદુરસ્ત જીંદગી ભોગવે છે.

**૫ ગરીબ માણસો ઉપર જુલમ**—શીતળાની રસી ફરજીઆત મૂકવામાટે ગરીબ લોકો ઉપર જુલમ કરવામાં આવે છે. તે સંબંધમાં વખતોવખત આ દેશનાં વર્તમાનપત્રોમાં પોકાર છપાય છે. દાખલાતરીકે—

(૧) "કાઠીઆવાડમાં નાનાં બાળકોને રાજ્યોના શીળી કાઢનાર તરફથી જે દુઃખ થાય છે તે દુઃખ લખ્યું લખાય તેવું નથી."—કાઠીઆવાડ ટાઇમ્સ, તા૦ ૨૬—૯—૧૯૨૦. (૨) "**મહુવામાં**—શીળી ડાકટરોના પગારો વધ્યા, કોઈને ઘેર શીળી કાઢવા જવાની ફી ઠરી, વાહનનાં ભથ્થાં મળ્યાં, તોએ લોભનો અંત નહિ. જેના હાથમાં છુરી આવી તે શું શું ઘાતકીપણું ન ગુજારી શકે! પૈસાને ખાતર નાનાં બાળકો અને નિર્દોષ ઓરતોપર બસ સીતમજ ચાલે!"

("**સૌરાષ્ટ્ર**" તા૦ ૧૦—૩—૧૯૨૩.)

**૬ પ્રાર્થના**–(૧) ઉપર જણાવેલી લંડન ખાતેની પરમાર્થી મંડળીના સેક્રેટરીને માત્ર પાંચ શીલીંગ મોકલીને તેનું ઘણું જાણવાજોગ સાહિત્ય મંગાવીને વાંચવાની, (૨) શીતળાની રસીથી આ દેશમાં કેટલાં મરણો તથા ભયંકર દરદોના કેસો થાય છે તે જાણવામાટે ઘેર ઘેર જાતે તપાસ કરવાની, તથા (૩) ઉપર જણાવ્યા પ્રમાણે તે રસી ફરજીઆત મૂકવામાટે થતા જુલમથી ગરીબ લોકોને બચાવવાની આ દેશના દયાળુ અમલદારો તથા ડૉકટરો મહેરબાની કરે, અને તેથી તેઓ લાખો આત્માઓના આશીર્વાદ મેળવે એવી મારી પ્રાર્થના છે.

**૭ બીજી પ્રાર્થના**–લંડન ખાતેની ઉપર જણાવેલી મંડળીની એક શાખા આ દેશમાં સ્થાપવાની કોઇ દયળુ આત્મા મહેરબાની કરે, અને તેથી તેઓ મહાપુણ્ય કમાય, એ મારી બીજી પ્રાર્થના છે.

જેઓ માણસજાતના તેમજ જનાવરોના આર્શીવાદ લે છે, તેઓને ઇશ્વરી ન્યાયાધીશ સ્વર્ગે મોકલે છે. જેઓ માણસજાત તથા જનાવરોના શાપ લે છે,તેઓ નરકમાં પડીને ત્રાસદાયક પીડા ભોગવે છે.

**વાંચનાર! તમે શું લો છો?—માણસજાત તેમજ જનાવરોના આશીર્વાદ કે શાપ? ઇશ્વરી ન્યાયાધીશને કોઇ ઠગી શકતું નથી.**

## ૪૫—રબ્બરનાં રમકડાંમાંથી બાળકોને લાગુ પડતું ઝેર

જે માબાપો પોતાનાં બચ્ચાંને રબ્બરનાં રમકડાં રમવા આપે છે, તેમને ખબર નથી હોતી તેથી તેઓ પોતાનાં વહાલાં બચ્ચાંઓની હોજરીમાં ઝેર દાખલ કરે છે. રબ્બરનાં રમકડાંની બનાવટમાં સીસાનો ક્ષાર (વ્હાઇટ લેડ)–સફેદો વાપરવામાં આવે છે. આ ક્ષાર ઘણોજ ઝેરી ગણાય છે. જ્યારે બચ્ચાંઓ આવાં રમકડાં મોઢામાં નાખે છે, ત્યારે તેના પેટની અંદર આ ઝેરી ક્ષાર જાય છે અને બચ્ચાંઓને અનેક દરદો જેવાં કે ખરાબ દાંત, બેવડો વળી ગયેલ બરડો, ગાગર જેવું પેટ વિગેરે થાય છે. જે માતાઓ પોતાનાં બચ્ચાંઓને રમવાને માટે રબ્બરની 'ધાવણી' આપે છે તે આનાથી ધડો લેશે કે? જૂના જમાનાની લાકડાની ધાવણીજ ઉત્તમ છે. રબ્બરના કરતાં તે સસ્તી પણ મળે છે. બીજાં રમકડાં પણ લાકડાનાં અગર સફેદ કાચનાં વાપરવાં જોઇએ.

# ૪૬—આરોગ્યવિષેનાં છુટક સ્મરણો

**(લેખક-કે. સી. મહેતા)**

(૧) રાત્રિએ અધિક જાગવાથી બળ ક્ષીણ થાય છે અને તંદુરસ્તી ખરાબ થાય છે.

(૨) નિદ્રામાંથી જાગૃત થતાં ખાટલામાંથી કૂદી પડવું હાનિકારક છે. આંખો ઉઘડયા પછી સૂતાં સૂતાં થોડીકવાર પરમાત્માનું સ્મરણ કરવાથી સ્વાસ્થ્ય સારૂં રહેશે.

(૩) સ્વાસ્થ્ય-રક્ષાને માટે ખાટલાપરથી ઉઠીને થોડુંક પાણી પીવું, થોડીક કસરત કરવી, અધિકવાર ભોજન ન કરવું, ચ્હા, દારૂ અધિક ખાટી-કડવી વસ્તુ ન ખાવી આવશ્યક છે.

(૪) રોજ સવારે ઉઘાડા શરીરે સૂર્યની સામે બેસવાથી કોઇ રોગ નથી થતો.

(૫) કદી કદી ઉપવાસ કરતા રહેવાથી શરીરનો મોટો ઉપકાર થાય છે. આ ફક્ત હિંદુશાસ્ત્રીનોજ મત નથી, પરંતુ મોટા મોટા વિલાયતી ડાકટરોનો મત છે. વિલાયતી ડાકટર લીવેનાર્ડ વિલિયમનું કથન છે કે, કદી કદી ઉપવાસ કરતા રહેવાથી ઘણાખરા નાના નાના રોગોને આરામ થઇ જાય છે.

(૬) જ્યારે બાળક ઘરની બહાર તડકામાં અને સ્વચ્છ વાયુમાં રમે છે, ત્યારે તેની પાચનશક્તિ ઘરની અંદર રહેવાના કરતાં ચોવીસગણી અધિક વધે છે.

(૭) ખુલ્લા પગોએ બહુ દૂરસુધી રસ્તે ચાલવાથી જેટલા રોગો દૂર થઇ શકે છે, તેટલા રોગ બીજી કોઇ ઔષધિ યા પથ્યથી દૂર નથી થતા.

(૮) લીલી હરિયાળીની તરફ થોડીકવાર આંખો લગાડીને તાકતા રહેવાથી આંખોનું તેજ ખૂબ વધે છે.

(૯) થાક લાગતાં પાણી પીવાથી કામના કારણથી પેદા થયેલા ઝેરી પદાર્થો પાતળા પડી જાય છે અને શરીરને હાનિ પહોંચાડવા પહેલાં તે બહાર નીકળી જાય છે; માટે થાક લાગવાપર પાણી પીવું આવશ્યક છે.

(૧૦) પીવાના પાણીને જો એક વાર સવારે ગરમ કરીને ગળીને રહેવા દેવામાં આવે તો તેના જીવજંતુઓ મરી જાય છે અને ઘણા રોગોથી છૂટકારો મળી જાય છે.

(૧૧) મંદવાડમાં બહુ બોલવાથી, બહુ હસવાથી અને પુસ્તકો વાંચતા રહેવાથી જ્વરનો વેગ ઓછો થઇ જાય છે.

(૧૨) પગ ધોવા પહેલાં માથું ધોવામાં આવે તો મસ્તક કદી કમજોર નથી થતું.

(૧૩) માંદા થવા પર તેની દવા કરાવવા કરતાં બારે મહિને ત્રણ રૂપિયા ભરીને હુન્નરવિજ્ઞાન અથવા ભાગ્યોદય જેવાં માસિકપત્રો મંગાવીને આરોગ્યતા જાળવી રાખવાના નિયમો વાંચવા તે વધારે સારૂં, તેમજ લાભદાયક છે.

(૧૪) કોઇ પણ રોગ થવા પર આ દેશનિવાસીઓને માટે આજ દેશની દવા અનૂકુળ પડી શકે છે. વિદેશી ઔષધિઓ આપણા સ્વભાવના વિરુદ્ધ હોવાના કારણથી આપણો વાસ્તવિક ઉપકાર નથી કરી શકતી. આ માટે જ્યારે કદી ઔષધિ સેવવાની આવશ્યકતા હોય ત્યારે આપણા દેશમાંજ ઉત્પન્ન થયેલા ઔષધનુંજ સેવન કરવું જોઇએ. વિદેશી ડાક્ટરની યા વિદેશી ઔષધિનું કદાપિ સેવન ન કરવું જોઇએ.

(૧૫) શરીરની રક્ષાને માટે મનને પણ ઉન્નત બનાવવું જોઇએ. મનમાં ખરાબ વિચારો કદી ઉત્પન્ન ન થવા દેવા જોઇએ.

(૧૬) મન અને શરીરની ઉન્નતિ મનુષ્યના આચરણપર આધાર રાખે છે. સદાચારી મનુષ્યજ ઉત્તમ શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકે છે અને સદાચારી મનુષ્યજ ઉત્તમ સંતાન પ્રાપ્ત કરવાનો અધિકારી થઇ શકે છે.

(૧૭) માથાપર નાના વાળ રાખવાથી સ્વાસ્થ્ય સારૂં રહે છે અને ઉત્સાહની વૃદ્ધિ થાય છે.

(૧૮) સ્વાસ્થ્ય ખરાબ થવાપર યા રોગના ઉત્પન્ન થવાપર દવા કરવાના કરતાં પથ્યપર અધિક ધ્યાન આપવું જોઇએ. (ભાગ્યોદયના અંકમાંથી)

## ૪૭—ક્રોધ વખતે માતાના ધાવણમાં ઉપજતું ઝેર

વિદ્વાન ડૉક્ટરોએ એવી પરીક્ષા કરી છે કે, જે માતા પોતાના બાળકને ધવરાવતી વખતે ક્રોધમાં આવેલી હોય છે તે માતાના ધાવણમાં અમુક પ્રકારનું ઝેર પેદા થાય છે. એક વખત એક માતા તેની પડોશણ સાથે ખૂબ વઢવાડ કરીને ઘણીજ ગુસ્સે થઇ ગઇ હતી. એવી હાલતમાં ઘેર આવીને તરતજ પોતાના બાળકને ધવરાવવા છાતીએ વળગાડયું. બાળક ધાવ્યું કે તરત તેને આંચકી આવવા લાગી અને મરવા પડયું હોય તેવાં ચિહ્નો દેખાયાં. આટલા કારણસરજ આપણી ડોસીઓ જ્યારે જ્યારે બાળકને ધવરાવવા માતા બેસે છે ત્યારે તેને શાંત મનથી નિરાંતે બેસીને બાળકને ધવરાવવાની સૂચના કરે છે. હાલના જમાનાની જુવાન માતાઓ આ ડોસીશાસ્ત્રનો અર્થ સમજશે કે પોતાનું ડહાપણ ચલાવશે ?

('હિંદુસ્તાન' તા. ૩૧-૫-૨૪)

# ૪૮—ચુનો અને તેના ઉપયોગનો લાભ

( લેખક—મોહનલાલ માણેકલાલ ઝવેરી )

ચુનો ભીંતે ચોપડવાની પ્રથા કયારથી ચાલી તે નક્કી કહી શકાતું નથી, પણ ઈંટચુનાનાં ઘર બાંધવાનું અને પથ્થર પકવીને ચુનો તૈયાર કરવાનું તથા તે ખાવાનું અને દવામાં વાપરવાનું તો ઘણા વખતથી જાણીતું છેજ; પણ આપણી ઘણીક દવાઓ તથા રંગોની પણ (કેમીકલ ટેક્નોલૉજી) રસાયણિક હુન્નરવિદ્યાનું વર્ણન કયાંય નથી મળતું, તેમ ચુનાનું પણ જણાય છે. હવે એ સ્થિતિ બદલાઇ છે. આપણી પ્રક્રિયાઓના સિદ્ધાંતો હવે ખુલ્લા થતા જાય છે અને તે પ્રમાણે આજ એક બે બાબતો કહું છું.

ચુનો એટલે કૅલ્સ્યમ ઑકસાઈડ અથવા કૉસ્ટીક લાઇમ—દાહક ચુનો. તે પાણીમાં મેળવવાથી પાણીને ખદબદાવી મૂકે અને ખુલ્લો રહેવાથી હવામાંથી કારબોનિક એસીડ ગેસ ખેંચી લઇને હવાને શુદ્ધ કરે તથા પોતે અશુદ્ધ યાને કૅલ્સ્યમ કારબોનિક રૂપે કે જેને આપણે ચાક કહીએ છીએ, તે રૂપમાં થઇ જાય છે. એકે એક કણ આ પ્રમાણે ચાકરૂપે થઇ ગયા બાદ એનાપર ગમે તેવું અને ગમે તેટલું પાણી રેડો પણ જરાએ ગરમ થવાનુંજ નહિ.

ઘણાંક જીવજંતુઓ ખરાબ હવા કારબૉન ડાઇઓકસાઇડ અને કારબોનીક એસીડ ગેસમાં જીવી શકે છે. આપણે જે શ્વાસ નાકમાંથી બહાર કાઢીએ છીએ, તેમાં એજ હવા હોય છે. પાઉં બનાવનારો ખમીર ઉઠાવે છે (આથો નાખે છે) તેમાં ફુલતી વખતે જે પરપોટા બાઝે છે—ઢોકળાંના આથાની માફક—એ પરપોટાની હવા તે કારબોનિક એસિડ ગેસ. બંધ કૂવામાં એ ભેગી થાય અને પાણી હોય તો પાણીમાં શોષાઇને તેમાંના કચરા કે ચુનાને (કે જે ચુનો હોવાથી એ પાણી 'હાર્ડ વૉટર' કહેવાય છે અને સાબુ લગાડતાં તે ચીકટાઇ જાય છે.) એ જૂદો પાડી નાખે અને પાણી ન હોય તો ભેગી થઇને ભરાઇ રહે અને કોઈ જનાવર કે માણસ તેમાં જતાંજ મરી જાય. ઘણીવાર જમીનપર ખાડા હોય છે અને ઘીચ વસ્તીને લીધે કે કોઈ કારણથી જમીનમાંથી કારબોનિક એસિડ ગેસ બહાર નીકળતી હોય તો ખાડામાં ભરાઈ રહે. આવા ખાડામાં સ્વાભાવિક રીતે નાના જનાવર જઇને બેસે કે તરતજ બેશુદ્ધ થવા માંડે. આવી આ કારબન ડાઇ ઓકસાઇડ અથવા જેને કારબોનિક ઍસીડ ગેસ કહે છે, તેની અસર છે.

આ કારબોનિક એસિડ ગેસને ચુનો અને કૉસ્ટીક સોડા જલદીથી ખેંચી લે છે તથા ન્યુમોનીઆવાળાને શુદ્ધ ઑકિસજન આપવા માટે જે લોખંડના નળ ડૉકટરના કહેવાથી આપણે લાવીએ છીએ તે નળામાં ઓક્સિજન ભરતી વખતે તે

ચુના કે કૉસ્ટીકમાંથી પસાર કરીને પછી ભરાય છે, જેથી કંઈપણ કારબોનિક એસિડ ગેસ ઓક્સિજનમાં રહી ગઈ હોય તો પકડાઇ જાય. આપણે જેમ દરદીને ઓક્સિજન આપીએ છીએ, તેમજ તે વખતે ભીંતે તાજો તાજો ચુનો ચોપડવાનું પણ રાખીએ, તો આખા ઓરડામાં ઑક્સિજનજ ઑક્સિજન થઇ રહે; કેમકે જે હવા આવે અને ભીંતે અડે તે બધી શુદ્ધ થઇ જાય અને કારબોનિક એસિડ ગેસ ભીંતમાં શોષાઇ જાય અને વાયુમાંના ઑક્સિજન વગેરે બીજા ભાગો રહી જાય, જે દરદીને ઘણો ફાયદો કરે. માથા આગળ ચુનાના ગાંગડા રાખવાથી પણ ફાયદો થાય.

નવા ઠેકાણે રહેવા જતાંજ આપણે સૌથી પ્રથમ ચુનો ચોપડાવવોજ જોઇએ, જેથી હવા શુદ્ધ થતાં જે જંતુઓ ખરાબ હવામાંજ જીવી શકે છે અને રોગ પેદા કરે છે, તે નષ્ટ થાય અને ખરાબ હવા કે ભેજને લીધે રહેઠાણ કરનારાં જીવજંતુ આવીને રહે નહિ. આથી ઘણા ભયથી આપણે મુક્ત થઇએ છીએ. આ રીતે ચુનો આપણને માત્ર એકલો સફેત દેખાતી ચોખ્ખી ભીંતનો સુંદર દેખાવ નથી પૂરો પાડતો, પણ હવાને ચોખ્ખા રાખીને રહેનારની તંદુરસ્તીને સંભાળે છે; પણ આપણે ચુનો વર્ષમાં એકાદજ વાર લગાડીએ છીએ, તે ઠીક નથી. ત્રણ ચાર વાર જરૂર લગાડવો જોઇએ; અને તેમાં સરેસ, ગોળ, ગુંદર કે કોઇ જાતના રંગની માટી નાખવી નહિ જોઇએ. શુદ્ધ કળીનો ચુનો-ભુકો થઈ ગયેલો તદ્દન નકામો, માટીની પણ કિંમતનો નહિ, એવો સફેત ભૂકો નહિ-પણ તાજો ભીંજવી ચોપડવો જોઇએ.

('ગુજરાતી' તા. ૨૩-૧૧-૨૪)

# ૪૯-દેશી પેઈનકિલર

લીંબુનો રસ શેર ૧, આદુનો રસ શેર ૦ાા, સિંધવ તોલો ૧, હીંગ તોલો ૦ા, સંચળ તોલો ૧, સાકર શેર ૧, એ બધી વસ્તુ એકત્ર કરી તેને ઉકાળતાં ૩ જોશ આપી, તેને ગાળી લઇ, સારા બુચની બાટલીમાં ભરી રાખવું; અને મસાલો નીચે ઠરી જાય એટલે યુક્તિથી ઉપરનું પાતળું પાણી નીતારી લઇ, બીજી મજબૂત બૂચવાળી બાટલીમાં ભરી લેવું. આ પ્રવાહી ઝાડા બંધ કરવા માટે વાપરવું હોય ત્યારે તેમાં થોડું કપૂર મેળવી વાપરવું અને માત્ર પેટમાંનો દુ:ખાવોજ મટાડવા સારૂં વાપરવું હોય તો કપૂરવિના પાવું. એનાથી અજીર્ણ તથા મરડો મટે છે, વાયુની તથા પિત્તની શાંતિ થાય છે અને ઝાડા બંધ થાય છે, ભૂખ લાગે છે અને રુચિ ઉત્પન્ન થાય છે.

# ૫૦—સફેતો ચોપડવાની જીવલેણ ફેશન

( લેખક—મોહનલાલ માણેકલાલ ઝવેરી )

આના કરતાંએ વધુ ખરાબ તે પેલી વ્હાઇટ પેઈન્ટ—ઑઇલ કલર—સફેતો ચોપડવાની જીવલેણ ફેશન! એ સફેતી તે પણ જેવી તેવી—આપે છે. બીજો કશો ગુણ એમાં નથી અને ઉલટું નુકસાન કેટલું! વ્હાઇટ પેન્ટ ચોપડનારાઓના કુળનાં કુળ એના ઝેર—લેડ પોઇઝનીંગથી નષ્ટ થઇ જાય છે, છતાં સરકાર વ્હાઈટ પેન્ટ કરાવનાર-પર ગુન્હાનો આરોપ મૂકતી નથી અને જૈનો આ હત્યા તરફ લક્ષ આપતા નથી! ચુનો ચોપડનારની બેદરકારીથી તેની આંખને જોખમ રહે કે હાથે પગે લાગે તો તે ફાટે, પણ લેડ પેન્ટ સીસાની ભસ્મનો બનાવેલો સફેતો—અત્યંત ઝેરી અને તેમાં વળી પીરોજી રંગ લાવવા માટે "જંગાલ" (કૉપર કારબોનેટ) કે બેટાક જે દુનિયાની ઝેરીમાં ઝેરી ચીજોમાંની એક છે, તે વપરાય છે અને એ બેઉ ઝેરી ચીજો શરીરને અત્યંત હાનિકર્તા છે. સાયંટીસ્ટો—વૈજ્ઞાનિકો બૂમ મારી મારીને કહી રહ્યા છે કે, આ ઘાતક ફેશન નષ્ટ કરો. પાર્લામેંટમાં કાયદામાટે ખરડા આવે છે, પણ હજી કશું સારૂં પરિણામ આવ્યું જણાતું નથી. હમણાંજ મહિના એક ઉપર વ્હાઇટ પેન્ટની ઝેરી અસરમાટેના કાયદાનો ખરડો હાઉસ ઑફ કૉમન્સમાં બીજી વારના વાચનમાટે આવ્યો હતો. ઘણા ખરા સુધરેલા દેશોએ કબૂલ કર્યું છે કે, "વ્હાઇટ પેંટ ઘરમાં ચોપડવા માટે નથી ઇષ્ટ, તેમજ નથી જરૂરી." આ ખરડાના ટેકામાં લૉર્ડ હેનરી કેવેન્ડીશ—બેન્ટીક, નોટીંગહામના કોન્ઝરવેટીવ મેમ્બરે મોટું વ્યાખ્યાન કર્યું અને ડર્બીનના લેબર મેમ્બર મી० ડબ્લ્યુ આર. રેન્સે તો પોતાનો જાતિ—અનુભવ વ્હાઇટપેન્ટ ચોપડનારતરીકેનો કહી સંભળાવતાં કહ્યું કે, "હું પોતે એ સીસાના રંગના ઝેરથી ઘણા વખતથી પીડાઉં છું અને હજી (પાર્લામેંટનો મેમ્બર થયો અને રંગારાનો ધંધો મૂકી દીધો છે છતાં) એ ઝેરની અસર મારા શરીરમાંથી સદંતર નાબુદ થઇ નથી." પોતાના જેવાજ બીજા અનેક દાખલા તેણે પાર્લામેંટમાં કહી સંભળાવ્યા અને સીસાના રંગનું ઝેરીપણું કેવું ખરાબ જાતનું છે, તે બહુ સારી રીતે વર્ણવ્યું. આ ઉપરાંત રેડીંગન લેબર મેમ્બર ડૉક્ટર સોમર વીલ હેસ્ટીંગ્સે એ ખરડાને ટેકો આપતાં ઘણું કહ્યું હતું અને છેવટે પાર્લામેંટે ખરડાનું બીજીવારનું વાંચન પસાર કર્યું હતું.

આ સિવાય કેટલાક એમ ધારી બેસે છે કે, લાકડાંને એ રંગ લગાડવાથી તેને ઉધઇ લાગતી નથી. આ વાત પણ ખોટી છે અને તે દાખલાદલીલ સાથે પોપ્યુલર સાયન્સ સીફટીંગ્સમાં એક લેખકે સચિત્ર વર્ણવી છે. ઉલટું લાકડામાં જે ભીનાશ ઘર બાંધતી વખતે પેસી જાય છે—આસપાસના ભીંતના ચુના અને ઈંટમાંથી—તે સૂકાવાનું કામ વ્હાઇટ પેન્ટ સદંતરજ રોકી મૂકે છે અને તેથી લાકડું ન સડતું હોય તોએ સડે છે. આજે નજરે ઠેકઠેકાણે દેખાય છે કે, જૂના

દેશમાંનાં ઘરોનાં લાકડાં નથી સડતાં, પણ મુંબઇનાં ઘરનાં સડી જાય છે તેનું કારણજ એ છે.

આ બધું જોઇને વિચાર કરતાં જણાશે કે, નર્યા ચુના કરતાં **ભીંતે ચોપડવા માટે શું એ વધારે તંદુરસ્તીભર્યું નથી ?**

( **'ગુજરાતી'** તા. ૨૩–૧૧–૨૪ )

# ૫૧–વિંછીના કેટલાક ઉપાય

૧–વિંછી ડંખ મારે કે તરત તે જગાએ મીઠું ઘસવાથી ચઢતો નથી.

૨–કડવી ઘીલોડીનાં પાન ચોળીને વિંછી ચઢયો હોય ત્યાંસુધી ચોપડવાથી ઉતરે છે. ડંખ ઉપર એનાં પાનની લુગદી બાંધવી.

૩–ખાટખટુંબો પાણીમાં ઘસી વિંછી ચઢયો હોય ત્યાંસુધી ચોપડી પંખો કરવો એટલે ઉતરી જશે.

૪—માણસના નખ તથા સોપારીનો ભૂકો કરી બીડીમાં પીવાથી ઉતરે છે.

૫–કરોળીઆનું પડ ચલમમાં પીવાથી ઉતરે છે.

૬–નાગરવેલનાં બે પાન લઈ તેમાં ચપટી ચપટી મીઠું નાખી ચાવી જવાથી ઉતરે છે.

૭–ધંતુરાનાં પાનનો રસ ડંખ ઉપર ચોપડવાથી અને તેના પાનની લુગદી બાંધવાથી વેદના મટે છે.

૮–ડંખ ઉપર મધ ઘસવાથી ફાયદો થાય છે.

૯–પાકાં કેળાંની લુગદી કરી ડંખ ઉપર બાંધવાથી સારો ફાયદો થાય છે.

૧૦–જાંબુડાનાં પાન વાટી લુગદી બાંધવાથી ઝેર ઉતરે છે.

૧૧–આંબલીના કચુકાને ઘસીને ધોળો થાય ત્યારે ડંખ ઉપર ચોડી દેવો, ઝેર ચૂસી ખરી પડશે.

૧૨–તુલસીનાં પાન ચાવી કાનમાં ફુંકવાથી વિંછી ઉતરશે.

૧૩–પાશેર પાણીમાં ત્રણેક તોલા મીઠું વાટીને નાખવું અને પછી ખૂબ હલાવીને કપડાવતી પાણી ગાળી લઇ તે પાણી શીશીમાં ભરી રાખવું. વિંછીના ડંખપર આ પાણીમાં રૂનું પોલિયું ભિંજવીને મૂકી દેવું તથા વિંછી ચઢયો હોય ત્યાંસુધી એજ પાણી ચોપડીને જમણા હાથે ઉપરથી નીચેની બાજુ તરફ જરા ભાર દઇને ઘસવું તથા થોડુંક રૂ શીશીના પાણીમાં પલાળીને વિંછી જે બાજુ કરડયો હોય તેની સામેની બાજુના નસ્કોરામાં જોરથી તેમાંનું પાણી સુંઘાડવું તથા એજ (ઉલટી બાજુના) કાનમાં પણ એ શીશીમાંનું પાણી થોડુંક નાખવું

૧૪—ઠીંકરામાં થોડા અંગારા મૂકી તેના ઉપર હળદરની ભૂકી ભભરાવીને તેનો ધુમાડો કરડેલા અંગની સામેની બાજુના નસ્કોરામાં લેવરાવવો.

# ૫૨—ગુગળના ધૂપનો મહિમા

( લેખક—માસ્તર કાળીદાસ રાજાભાઈ બગસરાકર )

જે સ્થળની હવા જરા પણ બગડેલી માલૂમ પડે અને ચેપી રોગનું જોર વધતા પ્રમાણમાં આવે, ત્યારે વિદ્વાનો હવનહોમ કરવા ભલામણો કરે છે, તેથી વાતાવરણ શુદ્ધ થઇ ચેપી રોગનાં પરમાણુઓ નષ્ટ થઇ ઘણી વખતે રોગનાશક હુમલાઓ તરત બંધ થતા જોવામાં આવેલ છે. જે ઘરમાં "વૈશ્વદેવ" યજ્ઞ નિયમિત થાય છે, તે ઘરના લોકોમાં કોઇ પણ ચેપીરોગ લાગુ પડવાનો ભય રહેતો નથી. સુગંધિત દ્રવ્યોના ધૂપથી વાતાવરણ શુદ્ધ થઇ મનુષ્યોને નીરોગી અને બળવાન તેમજ સુખી રાખે છે. વિશેષે કરીને ગુગળનો ધૂપ વાતાવરણને એકદમ સુધારે છે; કારણ કે ગુગળ જંતુઓનો નાશકર્તા છે. ગુગળના ધૂપ-સંબંધે અથર્વવેદના કાંડ ૧૯ ના મંત્ર ૩૦ માં લખેલ છે કે:—

न तं यक्ष्मा अवरुन्धत नैनं शपथो अश्नुते ।
यं भेषजस्य गुग्गुलोः सुरभिर्गन्धोऽश्नुते ॥

ગુગળ સુગંધિત વાસ ફેલાવે છે, તેથી યક્ષ્મા, ક્ષય વગેરે વ્યાધિઓ પીડા કરી શકતા નથી. વળી શપથ ( શાપ ) કે કોઈની બદદુઆ કે કોઇનું મારણમોહન, ઉચ્ચાટન, મંત્રતંત્ર ગુગળનો ધૂપ લેનારને સતાવી શકતાં નથી. વળી આર્યનવેદ ગ્રંથમાં લખ્યું છે કે:—

कृमिपातभयाच्चापि, धुपयेत सरलादिभिरिति ।
सरलागुरुगुग्गुलुभिरितिचिकित्सासारसंग्रहे चक्रे वा ॥

ગુગળના ધૂપમાં જંતુનાશક અજબ શક્તિ રહેલી છે. વળી તે શરીરમાં પ્રવિષ્ટ થએલ જંતુને નષ્ટ કરી રોગીનો રોગ દૂર કરે છે. આજકાલ ભારતવર્ષમાં ક્ષયરોગની દોડાદોડી છે, તેનું ખાસ કારણ જોવામાં આવેલ છે કે, આપણે આપણા પૂર્વજ ઋષિમુનિઓની બતાવેલી પ્રણાલીને વિસરતા જઇએ છીએ, જેથી તેટલા પ્રમાણમાં નવા નવા રોગ શિરપર વહોરીએ છીએ. ગુગળના ધૂપથી ક્ષય આદિ સંક્રામક રોગોનો પંજો દૂર થાય છે. વળી જે સ્થળમાં એવાં સુગંધિત દ્રવ્યોના ધૂપધમાડા થાય છે, ત્યાં દેવતાઓનો વાસ થાય છે. વળી વાતાવરણ શુદ્ધ થઇ આનંદનું સ્થળ બને છે. જ્યાંનું વાતાવરણ શુદ્ધ અને આનંદમય ત્યાંની જીવનપળો વૃદ્ધિ પામતી જાય છે. જ્યાંનું વાતાવરણ નબળું અને મેલું દુર્ગંધયુક્ત તેની જીવનપળો આયુષ્યને વધતાં અટકાવનાર છે. વાયુ શુદ્ધ થવાથી તે દીર્ઘ જીવન બનાવે છે. બીમાર માણસને સવારસાંજ ગુગળની

સુગંધિત ધૂણીનો લાભ દેવાથી તેનો રોગ ટુંક મુદતમાં દૂર થઇ તંદુરસ્તી પ્રાપ્ત કરાવે છે. વિશેષે આ ધૂપ ચેપી રોગના કીટાણુંઓનો જલદી નાશ કરે છે, જેથી જે જે સ્થળમાં ચેપી રોગના હુમલાઓ થતા જોવામાં આવે ત્યાં ગુગળની ધૂણી બેશક લાભકારી થશે. વળી પ્લેગ, કૉલેરા વગેરે દર્દ લાગુ થયેલ દર્દીને તપાસવા જતાં ચેપી રોગના હુમલાની ચિંતા રહે છે, તે ગુગળના ઉમદા ધૂપથી દૂર થાય છે. તે અમોએ અનુભવી ખાત્રી કરી છે. વળી ગુગળનો ધૂપ કેટલાક રોગોમાં દવાની પેઠે ફાયદાકારક જોવામાં આવેલ છે. સળેખમ, ખાંસીમાં ગુગળનો ધૂપ લેવાથી ફાયદો દેખાયો છે. ઇન્ફ્લુએન્ઝાના ભારી હુમલા વખતે ગુગળનો ધૂપ મુખમાં લેતાં તે રોગનું દર્દ મોળું દેખાયું હતું. ગુગળનો ધૂપ તમાકુની પેઠે પીતાં શરૂ થતા ક્ષયનો રોગ તથા શીત દમ, ખાંસી, હેડકી, સળેખમ વગેરે દૂર થાય છે. વૈદકશાસ્ત્રમાં અનેક સ્થળે ગુગળનું ધમ્રપાન કરવા જણાવે છે. તેમાં શીશમ, દેવદાર, ગુગળ, ચંદન, દેવચંદન આદિ સુગંધિત વસ્તુઓનો ધૂપ કીટાદિને હણે છે અને ચેપી રોગનાં દર્દીને બચાવે છે. ક્ષયમાં કેટલાક ધૂપો ઉપયોગી માલૂમ પડ્યા છે. તે ધૂપથી રોગના હુમલા શાંત થતા જોવામાં આવ્યા છે. સુગંધિત દ્રવ્યોની પેઠે તુળસી, ડમરો, ચંદન, દેવચંદન વગેરેનાં વૃક્ષો પણ વાતાવરણને સુધારનારાં માલૂમ પડયાં છે. માટે આર્યબંધુઓએ ધૂપના મહિમાને નહિ વિસારતાં ધૂપપ્રણાલી જે મંદ થતી ચાલી જાય છે, તેને પુનઃ સતેજ કરવાની જરૂર છે. પ્રત્યેક આર્યબંધુના ગૃહમાં ઉમદા ધૂપો થવાથી દેવોનો વાસ થઈ મનમાન્યા આશીર્વાદો મળ્યા કરશે. વળી વાતાવરણના સુધારાથી મગજમાં ઉમદા વિચારો ઉત્પન્ન થઇ રોગો દૂર થઇ સુખમાં સર્વદા વૃદ્ધ થશે.

( ગુગળની માફકજ લોબાનનો ધપ ન્યુમોનિયાનો ચોક્કસ ઉપાય છે. ડૉકટરો ન્યુમોનિયામાં લોબાનનો ધૂપ વિલાયતી રીતે આપે છે. ' ન્યુમોનિયાકેટલ ' માં ટીંકચરબેન્ઝોઇની કંપાઉંડ નાખી તેની વરાળ નળીવાટે ન્યુમોનિયાના દરદીના નાક આગળ છોડવવામાં આવે છે. આ દવા અંગ્રેજી નામની છે, પણ એમાં લોબાનજ મુખ્ય વસ્તુ છે અને તેની મીઠી સુગંધનોજ ગુણ છે. વેપાર પોતાના હાથમાં રાખવા માટે અંગ્રેજી નામે અને દારૂમાં ભેળવીને, લોબાનજ વેચાય છે. ડૉક્ટર જો લોબાનનોજ ધૂપ કરવા કહે તો કદાચ લોકો એમ પણ ધારે કે એ તો સાધારણ ચીજ છે, એમાં શું ? પણ મોટું નામ ખીસ્સાં ખાલી કરાવે તે માનવું અને સાદી સમજણની વાત ન માનવી એ બુદ્ધિની વિરુદ્ધની વાત છે. ઘરમાં આટલા માટેજ રોજ અગ્નિહોત્ર કરવાનું શાસ્ત્રકારોએ ફરજીઆત ઠરાવ્યું છે.

( "ગુજરાતી કેસરી" )

---

# ૫૩—રાઈમીઠાની મહત્તા

( લેખક—મોહનલાલ માણેકલાલ ઝવેરી )

મીયાં ભાઇઓ કહે છે કે, "ઘરકી મુર્ગી દાલ બરાબર" તેમ ચુના જેવીજ બીજી ઘણી ચીજો વધુ આદરણીય હોવા છતાં ઓછી આદરપાત્ર થઈ છે અને તેમાં-ની એક **"નજર ઉતારવાનાં રાઈમીઠાં"** પણ છે.

**"નજર ઉતારવાનાં રાઈમીઠાં"**નું નામ વાંચીને હું નથી ધારતો કે કોઇ પણ વાચક હસ્યા વગર આગળ વધે; પણ ઉપકાર માનો એ જર્મન અંગ્રેજની મોટી-મસ લડાઇનો કે મારી મા સાથેની કદીમદીની તકરાર બંધ થઇ મારા ઘરમાં શાં-તિનું સામ્રાજ્ય ફેલાયું અને હવે હું મૂંગે મોઢે નજર ઉતરાવી લઉં છું.

નજર ઉતારવામાં રાઇ અને મીઠું બે ચીજ વપરાય છે. ભલી દુવાના અદ-શ્ય ગુણો તો એસોટેરીક મંડળ જાણે કે મેન્ટલ ટેલીપથી—વિદ્યુન્માનસશાસ્ત્રીઓ જાણે; પણ મારે તો રાઈમીઠાં અગ્નિમાં નાખવાના ગુણદોષ જોવા છે. લડાઇ-માં આ બન્ને ચીજો વપરાઇ છે, એ જાણીને બધાને અજાયબી લાગશે. રાઇની અને મીઠાની ધૂણીનાં સીસીંડરો—લોખંડના નળા ને નળા—ભરી ભરીને જર્મનોએ વાપર્યાં છે અને તે વખતે મને રઘુવંશનો પેલો શ્લોક યાદ આવતો—

**संमोहन नाम सखे ममास्त्रं प्रयोग—संहा—विभक्तमन्त्रम् ।**

**गांधर्व मादत्स्व यतः प्रयोक्तुर्न चारिहिंसा विजयश्चहस्ते ॥**

શત્રુની હિંસા કર્યા વગર તેનાપર વિજય મેળવવાનું સંમોહનાસ્ત્ર કાળીદાસે જણાવ્યું છે, તે આ રાઇમીઠાની ધૂમાડી તો નહિ હોય?

રાઇમીઠાની ધૂમાડીના નળા જર્મનોએ અંગ્રેજો વગેરે(મિત્રરાજ્યો)પર દા-ગ્યા તે કંઈ નજર ઉતારવા માટે નહિ પણ નજર બાંધવા માટે, તેમને બેહોશ કરવામાટે અને વધુ પ્રમાણમાં જેને લાગે તેને શારીરિક નુકસાન કરવા માટેજ; પણ આપણને એના નાના પ્રમાણના ગુણોની માહિતી ઘણી ઉપયોગી છે; અને તે ડૉકટરોએ ભેગી કરી રાખી છે, એટલુંજ નહિ પણ ચિકિત્સામાં એ માહિતીનો ઘણો ઉપયોગ હવે કરવામાં આવે છે.

મીઠાના પૂજારી આપણા લવણાનંદજી મહારાજ જે મીઠા પાછળ સાધુ બન્યા છે, તેઓએ પણ કદી મીઠાનો આટલો સારો ઉપયોગ બતાવ્યો નથી, જેટલો ઘેર ઘેર ડોસીઓ જાણે છે! ! મીઠું બાળવાથી **ક્લોરીન** ગેસ છૂટી પડી હવામાં મળે છે. એજ હવા શ્વાસમાં લેવાય છે, મનુષ્યમાત્રના ગળામાં સૌથી વધુ જાતના રો-ગના જંતુઓ હોય છે, એ જાણીતું છે અને હવા ત્યાં થઇનેજ અંદર જાય છે.

જો એમાં ક્લોરીનનો અંશ (ઘણોજ થોડો) હોય તો તે ગળામાંના રોગ જંતુઓને મારી નાખી આપણને તંદુરસ્ત રહેવામાં મદદ કરે છે. મીઠાની ધુમાડી ઇન્ફ્લુએન્ઝાની તો એક ઉત્તમમાં ઉત્તમ દવા છે અને મુંબઈના એક ઉત્તમોત્તમ રસાયનવિજ્ઞાનશાસ્ત્રી સ્વ. પ્રો. **ટી. કે. ગજ્જરે** "ટરક્લોરાઇડ"ની મેળવણી ઇન્ફ્લુએન્ઝાની રામબાણ દવાતરીકે એક કંપનીને વેચી તેનો માત્ર નુસ્ખો આપવાના પચાસ હજાર રૂપિયા લીધા હતા. લડાઇદરમિયાન પણ જે સોલ્જરોને "ક્લોરીન ગેસ" મીઠાની ધૂમાડી લાગેલી તેમને ઇન્ફ્લુએન્ઝા થતોજ નહિ!! આ તર્કે મને પચીસેક વર્ષપરની એક વાત યાદ આવે છે તે પણ આની પુષ્ટિમાં ઉપયોગી છે. ગોકલદાસ તેજપાલ સ્કુલથી કાલકાદેવી તરફ જતાં અધવચમાં એક દવાખાનું ડૉ. **જગમોહનદાસ છબીલદાસ** મરચંટનું હતું. અમારા એક સંબંધીને પ્લેગ થયો ત્યારે તેમની દવા કરવા માંડેલી. તેમણે અમને એક ધૂપ ચાલુ રાખવાનું કહ્યું હતું. તેમાં હું ભૂલતો ન હોઉં તો નીચે પ્રમાણેની ચીજો હતીઃ—

હીરાકસી ૧ શેર; નવસાગર ૨ શેર; સાધારણ મીઠું ૩ શેર; ભેગું વાટી જાડા કપડાપર પાથરી તવાપર મૂકી તવો સગડીપર ચઢાવી દેવો, એટલે એમાંથી ધૂણી નીકળ્યા કરે અને હવા શુદ્ધ થયા કરે અને આ ધૂપ બળી રહે, પછી જે લાલાશ પડતી રાખ રહી જાય તેને પાણીસાથે મેળવી ગાંઠપર ચોપડવી.

આ પ્રમાણે કરવાથી દરદીને આરામ થયો હતો. સાથે દવા એજ ડૉકટરની ચાલતી, પણ આપણે આ બધામાંથી ધૂપની બાબતપર લક્ષ આપવાનું છે. ધૂપમાંની ચીજો આયર્ન સલ્ફેઇટ, એમોનિયમ ક્લોરાઈડ અને સોડિયમ ક્લોરાઇડમાં પણ આપણા પ્રસ્તુત વિષયની મુખ્ય ગેસ ક્લોરીનજ દેખાઈ છે અને એનોજ ગુણ થતો હોય તેવું માનવાને કારણ મળે છે. લગાડવામાં બાકી રહેલું આમ આયર્ન ઓકસાઈડ અને સોડિયમ ઓકસાઇડ મિક્ષ્ચર ગાંઠને બાળીને ફાડી નાખે—કૉટરાઇઝ કરી નાખે, એ હેતુ હોવો જોઇએ એમ ધારૂં છું.

ઇન્ફ્લ્યુએન્ઝા ઘણો જલદી ફેલાય છે અને ડૉકટરો પાસે એનું કોઇ ખાત્રીભર્યું ઔષધ નથી; પણ ત્રણ કરોડ માણસના જીવ જવા પછી લડાઇએ શીખવ્યું કે, હવામાં સહેજ ક્લોરીન મળ્યું હોય તો ઇન્ફ્લુએન્ઝા નષ્ટ થાય અને દરદીના ઓરડામાં થોડુંજ ક્લોરીન છોડયું હોય તો ૨૪ કલાકમાં દરદી સાજો થઈ શકે. ચેપી રોગ ચાલતા હોય ત્યારે નાટકશાળા, સ્કુલો, સીનેમા, સભાગૃહો, ઑફિસો વગેરેની હવામાં ક્લોરીન છોડવુંજ જોઇએ. ક્લોરીનની ટાંકી કે સીલીંડર નથી મળતું. મીઠું દેવતાપર નાખો કે ક્લોરીન મળે.

ઇ૦ સ૦ ૧૯૧૭માં ફ્રાંસમાં ખૂબ ઇન્ફ્લુએન્ઝા ચાલતો હતો. લશ્કરની છાવણીમાં પણ એણે ત્રાસ વર્તાવ્યો હતો. બીજી તરફ લગભગ ઘણા સોલ્જરો એજ ગેસથી મરણ પામ્યા હતા; પણ અહીં જે ગેસ લાગેલા સોલ્જરો બચી ગયેલા આવ્યા તેમાંના એકેને ઇન્ફ્લુએન્ઝા લાગુજ પડયો નહિ ! ! આજ પ્રમાણે ગેસ (ક્લોરીન)

લાગેલાઓને કદી બ્રોકાઇટીસ (ઉધરસ) અને ન્યુમોનીઆ પણ થતો નહિ; તેમજ શ્વાસમાર્ગના કોઈ રોગ થતા નહિ. આ બધાનું કારણ તપાસતાં લડાઇ ખાતાના ડૉકટરોને જણાયું કે, એ તો હવામાં સહેજ કલોરીન મળેલું હોવાને લીધેજ હતું, એમાં શક નહિ.

હાલમાંજ લશ્કરમાં શરદીનો રોગ ચાલ્યો હતો અને તેમાં ઉધરસ લાગુ પડતી. ડૉકટરોએ આ જણાતાંજ લશ્કરની નજર-રાઇમીઠાં-ઉતારવાનું નક્કી કર્યું ! તેમણે એક ઓરડો તૈયાર કર્યો અને પચાસ પચાસ જણને તેમાં બેસાડી મીઠાની ધુમાડી-કલોરીન ગેસ-છોડવા માંડી અને બધાને શ્વાસ ચલાવવા હુકમ કર્યો. ચોવીસ કલાકમાં તો બધાંની શરદી અને ઉધરસ મટી ગયાં ! ! હવે તો એ સિદ્ધાંત થઇ ગયો છે કે, કલોરીન-મીઠાની ધુમાડી અને બીજી રાઇ વગેરેની ધૂણી ચેપી રોગોનાં જંતુઓને નષ્ટ કરે છે અને વધતા અટકાવે છે; માટે તેજ વાપરવી. રાઇની ધૂણી ક્ષયરોગના નાશનું કારણ થશે, એમ ખાત્રી થવા માંડી છે. ૧૯૧૭ માં ઇપ્રીસમાં જર્મનોએ પહેલવહેલી રાઇની ધૂણી વાપરી હતી. આ ધૂણી અપાયલા સિપાઇઓમાં જેટલા ક્ષયના દરદી દર હજારે હતા તે કરતાં બહારના લશ્કરમાં ૧૯૧૮માં દોઢા દરદી દર હજારે હતા; અને ૧૯૧૯માં રાઇની ધૂણી ખાધેલા સોલ્જરો કરતાં બહારનામાં ક્ષય બેવડો હતો, એટલે કે ક્ષયરોગ રાઇની ધૂણી લીધેલાને થતો નહિ અને હોય તો ઘટતો જતો હતો.

લડાઇની છેવટ મિત્રરાજ્યોના રણસંગ્રામપરના લશ્કરીઓમાં ક્ષય વધતો જવો જોઇતો હતો; કેમકે ખાવાપીવા અને સૂવાની કાયમ હાડમારી હતી અને હવા લાગતી, છતાં ક્ષય ઘટયો !

પાછળથી પ્રયોગો કરતાં જણાયું હતું કે, રાઇની ધૂણીના એક ટકાના ઈન્જેક્શનથી ક્ષય થતો અટકે છે, તેમજ વધતો એ અટકે છે.

લડાઇની બીજી લેવીસાઇટ વગેરે ગેસો અને તેના ફાયદાથી આપણને અહીં કશું લાગતુંવળગતું નથી, તેથી તેનું વર્ણન અહીં નકામું છે; પણ આટલાજ વર્ણનપરથી ડોશીમાનાં રાઇમીઠાં ઉતારી બાળવાના વહેમનું મૂળ સમજી ગયા હશોજ.

અમેરિકામાં વોશિંગ્ટનના નેશનલ કેપીટોલમાં સીનેટર્સની શરદી મટાડવા માટે કેમીકલ વેલ્ફેર સર્વીસની દેખરેખનીચે એક ઓરડો "મીઠું ઉતારવા" માટે રાખ્યો છે. અહીં શરદી લાગેલા સીનટરોને એક કલાકલગી કલોરીનવાળી હવામાં બેસાડવામાં આવે છે અને તેટલામાં સંપૂર્ણ તંદુરસ્ત થઇ જાય છે; પણ કવચિત્ બબ્બે દિવસને અંતરે ત્રણ વાર કલોરીન ગેસ લેવી પડે છે, જેથી ઉધરસ અને શરદી બંને મટી જાય છે. લડાઇ ન થઇ હોત તો શ્વાસનળીના આ બધા રોગો-માટે રાઇમીઠાની ધૂણી કલોરાઇન એન્ડ મસ્ટર્ડ ગેસીસ એટલી ઉપયોગી છે, એ કેમ જણાત ?

**ચેતવણી**—પણ એપરથી કંઇ ઢગલાબંધ મીઠું બાળી નજીકમાં બેસી ધૂણી

લેવાનું કોઇએ કરવું નહિ, એ પણ ચેતવવાની જરૂર છે. **જથ્થામાં મીઠાની ધૂણી શ્વાસમાં જાય તો જીવ લે એવું હોવાથીજ અને જીવ લેવાનાજ ઉદ્દેશથી તો જર્મનો મિત્રરાજ્યોપર એ ગેસ છોડતા હતા, ચપટી મીઠું અને ચપટી રાઈ દરદીથી જરા દૂર સઘડીમાં બળે અને હવામાં મળે તેજ બસ છે.**

શરદી, ન્યુમોનીઆ, ડીફ્થેરીઆ ( ગળસુણી ), ઉધરસ આદિના જંતુઓ **જીલટીનપર** ઉછેરીને તે સહેજ ક્લોરીન મેળવેલી હવામાં રાખવામાં આવ્યું હતું અને નાનાં જનાવરોને જરાએ હરકત ન કરે એટલા પ્રમાણમાં, ક્લોરીન ગેસ મેળવેલી હવામાં એક કલાક રાખવાથી એ બધાં જંતુઓ સદંતર નષ્ટ થયાં હતાં.

કેમીકલ વેલ્ફેર સોસાયટીએ લડાઇ ખાતાના ડૉકટરો સાથે મળીને ગેસોના સાધારણ રોગોમાં લાભ લેવા માટેના પ્રયોગો શરૂ કર્યા. એક એર-ટાઇટ ઓરડો બાંધી તેમાં ગેસોદ્વારા પાંચથી છ માણસનો ઇલાજ કરવાનું ચાલુ કર્યું. શરદી, સળેખમ, નાકમાંનો સોજો, ઉધરસ, ઘોડા ઉધરસ અને ઇન્ફ્લુએન્ઝા વગેરેના દરદીઓને આરામ થવા માંડયો.

ઘણા ખરા દરદીઓને એક વાર ગેસ આપવાથીજ ફાયદો થઇ જતો. કેટલાકને એકથી વધારે વાર પણ "ધુણાવવા" પડતા; પણ સેંકડે પંચાણું, ખાસ કરી શરદીના તો સોએ સો દરદી સુધરીજ જતા. કોઇકજ એવા હઠીલા નીકળતા, જે ગેસથી સુધરતા જણાતા નહોતા. આ પ્રમાણે એક હજાર દરદીઓપર અખતરા લઇ ચૂકયા છે.

પણ એ અગવડ પણ અનુભવાઇ છે કે, ઓરડા બાંધવાનું કંઇ બધે પરવડે નહિ. બીજી કોઇ રીત જોઇએ, તેથી કેમીકલ વેલ્ફેર સર્વીસે નાનુંસરખું યંત્ર બનાવ્યું છે; જે ડૉકટર પોતાના દરદીમાટે ગમે ત્યાં પણ વાપરી શકે. આ યંત્રમાંથી મરજી માફક હવા અને ગેસની મેળવણી છોડાય છે અને હવે વૉશિંગ્ટનના કેપીટોલમાં સીનેટરો માટે એ યંત્રજ વપરાય છે. ક્લોરીનની ટયુબમાંથી મીઠાના પાણીમાં થઇને ક્લોરીન ગેસ થોડે થોડે વખતે હવામાં છૂટયાં કરે છે અને દરદી શ્વાસ લીધાં કરે છે, દર વખતે ૩૦ કયુબીક સેન્ટીમીટર ક્લોરીન ગેસ છૂટે છે. માણસના શ્વાસમાં **એક લાખ ભાગ હવામાં એક ભાગ ક્લોરીન** મળીને જતી હોય ત્યાંસુધી જરાએ અડચણ આવતી નથી. આથી વધારે થતાં શ્વાસનળીમાં ખવાઇ જવા જેવું-વવળવા જેવું-થાય છે. ક્લોરીનની જે ટયુબો બનાવવામાં આવી છે, તેમાંથી સાત વખતમાં થઇને દશ ફીટ લાંબા, દશ ફીટ પહોળા અને દશ ફીટ ઉંડા ઓરડામાં ( દર એક લાખ ભાગે એક ભાગ ક્લોરીન ગેસને હિસાબે ) ગેસ પૂરતી થઇ પડે છે. શ્વાસનળીના આખા વિસ્તારપર જે ભીનાશ હોય છે, તેમાંજ રોગના જંતુઓ રહે અને ઉછરે છે; અને આ ગેસવાળી હવામાં

એ ગુણ છે કે, તે એ બધે ઠેકાણે લાગીને બધા પ્રકારના રોગનાં જંતુઓનો નાશ કરે. થોડા દહાડામાં એ નવી પદ્ધતિ અહીં પણ પગપેસારો કરશે અને આજ ડૉકટરોને જેમ ઇન્જેકશનોના નામે તડાકો પડે છે અને જરૂર કે બીનજરૂરે જેમ ઇંજેકશન દરેક દરદીને બતાવી દેવામાં આવે છે અને હવે દવાના આઠ આના કે બાર આના મોઠા લાગે છે અને ઇન્જેકશનના પાંચ દશ કે પચાસ–સાઠ વહાલા લાગે છે, તેમ ગેસીંગનો નવો બજાર ખુલશે. કોઇ રાઇમીઠાં ઉતારવાનું નહિ કહે, પણ ગેસ લેવાનુંજ કહેશે અને શનિ કે રાહુની ઉતરીને ડૉકટરોને શુક્રની દશા બેસશે ! !

ગેસની વાત ચાલતાં લેવીસાઇટ ગેસપર પણ વિચાર કરવો અસ્થાને નહિ ગણાય. "આર્સેનીક" ( સોમલ ) અને "એસીટીલીન" ( કેલ્સ્યમ કારબાઇડની ગેસ ) બન્નેના મિશ્રણથી લેવીસાઇટ બને છે; અને મનુષ્યની ચામડીપર માત્ર લાગે એટલામાં જીવ લે, એટલા માટે લડાઇમાં તે વપરાતી હતી. એકે એક લશ્કરી ડૉકટરે એનાથી ગાંડાઓને સાજા કરવાનું શોધ્યું અને અનેક દરદીઓ સુધાર્યાં છે. ('ગુજરાતી' તા. ૨૩–૧૧–૨૪)

# ૫૪—કચકડાની વસ્તુઓ વાપરવામાં પાપ છે.

કચકડામાટે બિચારા લાખો કાચબાને કેવું ત્રાસદાયક દુઃખ દેવામાં આવે છે. તેનુ વર્ણન નીચે પ્રમાણે છે

"રાત્રે માછીમારો કિનારા ઉપર જેમ બને તેમ છુપાઇ રહે છે અને જ્યારે કાચબાઓ પાણીની બહાર નીકળીને જમીન ઉપર આવે છે, ત્યારે તે માછી-મારો દોડી જઇને લોઢાના આંકડાવતી તેમને ચત્તા કરી નાખે છે અને સવાર-સુધી એજ સ્થિતિમાં રાખે છે. પછી સવાર પડતાં તેમને કુદરતી સ્થિતિમાં ઉંધા પાડે છે અને ખીલીઓ સાથે તેમને મજબૂત બાંધે છે. પછી તેમની પીઠપર સૂકાં પાંદડાં કે ઘાસ પાથરીને સળગાવે છે. ઢાલ ( કાચબાની પીઠ ) સાંધાઓથી છૂટી પડે પણ તે બગડે નહિ એટલી આગ લગાડવામાં આવે છે. પછી એક છરી ઢાલ નીચે ઘાલીને આસ્તે આસ્તે કાચબાની પીઠ કાપી જૂદી પાડવામાં આવે છે. કોઇ પણ માણસ સહેજે સમજી શકશે કે,એ ક્રિયા ઘણીજ ઘાતકી છે અને ઘણા કાચબાઓ તેથી મરી જાય છે; પરંતુ ઘણાખરા તેથી મરતા નથી અને વખત જતાં માણસની આંગળી ઉપરથી ઉખડેલો નખ પાછો ઉગે તેમ તે કાચબાઓને પણ નવી ઢાલ ઉગે છે.

ઉપર પ્રમાણે જ્યાંસુધી બિચારા કાચબાઓ જીવતા રહે અને તેમને ફરી ફરીને ઢાલ આવે, ત્યાંસુધી ફરી ફરીને તેમને પકડીને ભયંકર દુઃખ દેવામાં આવે છે; માટે દરેક દયાળુ સ્ત્રીપુરુષની ફરજ છે કે, એવી ક્રૂર રીતે મેળવેલી કાચબાની ઢાલ એટલે કચકડાના કરડા, વીંટી, બટન, ઘડીઆળની સાંકળી, કાંસકી વગેરે વસ્તુઓ વાપરવી જોઇએ નહિ.

# ૫૫—એક પ્રકારના રંગની અનુપયોગિતા

( લેખક-મોહનલાલ માણેકલાલ ઝવેરી )

ડીસ્ટેમ્પર નામનો એક પ્રકારનો રંગ આવે છે. આમાં મોટે ભાગે ચુનો હોય છે અને ચીકાશવાળી ચીજ બદલ ઘણે ભાગે "કેસીન" (સૂકું દૂધ) મેળવેલું હોય છે. આ દૂધનો ગુણ એવો છે કે, ચુના જેવી ચીજસાથે પાણી મેળવતાં તેમાં એ ઓગળીને ચીકાશ આપે. ટંકણખારમાં પણ "કેસીન" ઓગળી જાય છે. નકલી હાથીદાંત એનોજ બને છે અને છત્રીના ડાંડા, કૉલર, બટનો, પાસા વગેરે હજારો ચીજ એમાંથી બનાવે છે. એ સેલ્યુલોઇડની માફક સળગી ઉઠતો નથી. નડીઆદ આસપાસમાં દૂધમાંથી માખણ કાઢી લીધા પછી જે "સેપરેટ" બચે છે તેમાં એસીડ નાંખી તેને ફાડીને કેસીન જૂદું પાડી સૂકાવી વિલાયત ચઢાવાય છે અને બાકી પાણી રહી જાય તેમાંથી મીલ્ક સુગર કે લેકટીક એસીડ બને છે, અથવા ચામડાં કેળવનારને આપવામાં આવે છે અથવા ચુનો મેળવીને કેલ્શ્યમ લેકટેટ બનાવી ડૉકટરી દવામાં વપરાય છે. આ કેસીન સુકાયું એટલે પાણીમાં તો ગમે તેટલો વખત ઉકાળવાથી પણ ઓગળતું નથી, પણ ટંકણખાર (સેંકડે છ ભાગ) નાખવાથી ઓગળે છે અને ચીકણું લાહી જેવું થાય છે. ચુનાસાથે પણ એ ઓગળી જાય છે. આ સિદ્ધાંત ઉપરથી ચુનો તાજો લઇ તેમાં કેસીન મેળવીને અને ખુલ્લો રંગ મનપસંદ મેળવીને તેમાં હવા ન જઇ શકે તેવા એરટાઇટ ડબા પેક કરી મૂકે છે જે, વાપરતી વખતે માત્ર પાણી મેળવીને લગાડી દેવાય. ચુનો ચોપડવાને બદલે ડીસ્ટેમ્પર વાપરીએ તે સારૂં એમ કેટલાકનું માનવું છે; પણ એ માત્ર શોભાનીજ દષ્ટિએ ચુનો ઉખડી જાય અને ડીસ્ટેમ્પર ઉખડે નહિ, કપડે ઘસાય નહિ, ફર્નીચરને લાગે નહિ, ધોવાઇ ન જાય, એ એના ગુણ બતાવવામાં આવે છે તે તદ્દન ખરા છે; પણ ચુનો લગાડવાનો મૂળ હેતુ એમાં જાળવવાનોજ નથી. ડીસ્ટેમ્પરમાં ચુના જેવી ઝેરી હવા ચુસવાની જગ્યા (પોરોસાટી) તથા શક્તિ રહેતી નથી. માત્ર સુંદર દેખાવ આપે છે અને જણાવેલા બીજા ગુણ ધરાવે છે, પણ તંદુરસ્તી સૌથી વધુ કિંમતી છે. એ ધ્યાનમાં રાખવાનું છે.

( ગુજરાતી તા. ૨૩—૧૧—૨૪ )

# ૫૬–લાકડાં બાળવાથી થતા ફાયદા.

## ( લેખક–મોહનલાલ માણેકલાલ ઝવેરી )

ઘરમાં લાકડાં બાળવા બાબતના મારા ચર્ચાપત્રનો કોઇએ રસાયનશાસ્ત્રાધારે જવાબ આપવા તસ્દી લીધી નથી. મેં વધારે તપાસ કરતાં મને તો એમાં ફાયદાજ જણાતા જાય છે, તેથી એ બાબત વધારાનું લખાણ લખી મોકલું છું. લાકડાના ચુવાના ગુણોનો સમાવેશ કેટલેક અંશે ધુપેલવાળા લેખમાં થઇ ચૂકયો છે. લાકડાં બાળવાથી અને ધુપેલ વાપરવાથી તેમજ હવન કરવાથી થોડા થોડા ફેરફાર સાથે સરખાજ ફાયદા છે. એટલે કે મુદ્દો મુખ્યત્વે "ક્રયોસોટ" ચુવાનોજ જણાય છે. ઔષધિફેરથી અને પ્રક્રિયાફેરથી જૂદા જૂદા ગુણો થાય. જેમકે ધુપેલમાં બ્રહ્મી વધારે હોય તો અપસ્મારાદિ જ્ઞાનતંતુના રોગોને ફાયદો કરે અને બાવચી વધુ હોય તો કુષ્ઠાદિ ત્વગ્રોગો–ત્વચા–ચામડીના રોગો–ને ફાયદો કરે તેમજ હવનનું પણ સમજવું.

લાકડાં બાળનારના ઘરમાં બાંધકામમાં વાપરેલાં લાકડાંને ઉધઇ લાગતી નથી, તેમજ બામ્બુ–વાંસ જે બહુજ જલદી સડી જાય તે પણ પચાસ વર્ષ લગી સડી જતા નથી, એ અગાઉ જણાવી ચૂકયો છું. લાકડાંનો ધૂમાડો દાઢપર લાગવાથી તે એ દુઃખથી મટે છે અને લાકડાના ચુવાથી દાંત હાલતા મટી, પાયરીયા જેવાં દરદો સારાં થાય છે, એમ અનુભવી વૈદ્યથી સાંભળ્યું છે. લાકડાંનો ચુવો રેલ્વે સ્લીપરપર લગાડવાથી મચ્છરો તેનાથી દૂર ભાગે છે; અને તે પરથી કેટલાક ડૉકટરોએ નમુનાતરીકે પચીસ ઘરને લાકડાનો ચુવો ( ક્રિયોસોટ ) લગાડીને અનુભવ લીધો તો જણાયું કે, મેલેરીઆના કે કોઇ પણ મચ્છરો એ ઘરની સામે નજરસરખી કરતા નહોતા ! લાકડાના ચુવાને વુડક્રીઓસોટ કડછી કે વાડકીમાં નાખી સઘડીપર મૂકીને ધૂમાડી ઓરડામાં ભરાવા દેવાથી અને ધૂણી લેવાથી અસ્થમા–દમને ઘણો ફાયદો કરે છે, ઘોડા ઉધરસ (વ્હુપીંગ કફ) ને મટાડે છે અને સળેખમને ઘણો ફાયદો કરે છે. મ્યુકસ મેમ્બ્રન્સ એટલે કે શરીરની અંદરના અસ્તરને એથી ઘણો લાભ છે; અને "બીચવુડ"નો ચુવો (બીચવુડ ક્રીઓસોટ) તો ડૉકટરો આજ પણ ક્ષયમાટે ખૂબ વાપરે છે. લાકડકામને તેલનો રંગ લગાડવાથી તે અંદરનું અંદર ઉલટું કોહી જવા સંભવ છે, એ બાબત દાખલાદલીલ સાથે–ચિત્રો સાથે સાયંટીસ્ટો–વૈજ્ઞાનિકો–એ સમજાવી છે; પણ ક્રિયોસોટથી સોએ સો ટકા રક્ષણ થાય છે, એ તો કોઇ પણ રેલ્વેની સ્લીપર બાબત તપાસ કરતાં જણાશે. રેલ્વેવાળા ક્રીઓસોટેડ સ્લીપર્સજ વાપરે છે અને તેથી વરસાદના પાણીમાં પડી રહેવા છતાં ને જમીનમાં રહેવા છતાં તે સડતી નથી કે ઉધઇ તેને લાગતી નથી.

અહીં ધ્યાનમાં રાખવાનું છે કે, ક્રિયોસોટ–ચુવો બે જાતનો આવે છે. લાકડાનો અને કોલસાનો. આપણને લાકડાનાજ ચુવાની સાથે મતલબ છે. મર્કસ

મેન્યુઅલ ઑફ મૅટીરીઆ મેડીકામાં ત્રીસમે પાને લખ્યું છે કે, વિલાયતી કોલસા બાળવાથી જે ધૂમાડો નીકળે અને તેમાં જે ચુવો ઉડે તે ઝેરી છે, તેથી એ કોલસા ઘરમાં બાળવા જેવા ગણાય નહિ. લાકડાંનું તેમ નથી અને મારે માત્ર લાકડાનાજ ચુવા સાથે સંબંધ છે. લાકડાના ચુવાના ગુણની એક ચમત્કારિક વાત "ઓટોપ્રેટ એટ ધી બ્રેકફાસ્ટ ટેબલ" નામના પુસ્તકમાં તેના કર્તા હાર્વર્ડ મેડીકલ કૉલેજના પ્રૉફેસરે લખી છે. તે કહે છે કે, એક સ્વયંભુ ડૉકટરે એક વખત એક અમૃત શોધી કાઢયું. જૂદી જૂદી વનસ્પતિઓ દવાતરીકે વાપરવી તે કરતાં બધી જાતની વનસ્પતિના ચુવાનું પાણીજ વાપરવું. એટલે બધી દવાનો અર્ક આવ્યો અને બધા રોગ તેનાથી મટેજ મટે !

**यस्य कस्य तरोः काष्ठं येन केनापि चूर्णितम् ।**
**यस्मै कस्मै प्रदातव्यं गुण एव भविष्यति ॥**

એવો તેણે નવો સિદ્ધાંત કાઢયો ! અને તે ખરેજ ગુણકારી નિવડયો. લાકડાંના ચુવાનું નવ્વાણું ભાગ પાણીમાં એક ભાગનું મિશ્રણ કરીને તે તેણે બધાને ઠોકવા માંડયું ! ! તે એટલે સુધી કે ક્ષયવાળાને પીવામાં એ અને છાતીએ ચોળવામાં પણ એજ, અને ખરજવા કે દાદરપર લગાડવા પણ એજ અને તેનાથી બધાને ફાયદો થવા માંડયો. મોટા મોટા રાજારજવાડા પણ તેને બોલવવા મંડયા. પછી ડૉકટરોએ તેને પૂછયું તો જણાવ્યું કે, એ તો ક્રિયોસોટનું પાણી હતું. આના ગુણ આટલા બધા હશે એમ પૂર્વે ડૉકટરો નહોતા જાણતા.*

ક્રિયોસોટ ગ્વાયાકોલ (ક્ષયની દવામાં ગુલાબ જેવી વાસનો વપરાતો પાઉડર) અને કિસોલનું બનેલું છે અને લાકડાંના ચુવામાંથી નીકળે છે. કારબોનિક એસીડથી ક્રિયોસોટ દરેક પ્રકારે સારૂં છે.

આ બધું લાકડાં બાળવાની અને લાકડાં ન બાળો તો હવન કરવાની પુષ્ટિ કરનારૂં છે. હવનના બીજા ઘણા ઘણા ફાયદાઓ છે, પણ સમિધ અને લાકડાં બળે તેટલોજ ગુણ ગણીએ તોએ ઘણું છે. વર્ષો સુધી આ લેખકે રોજ જે હવનમંત્રો જપ્યા છે તેનો અર્થ હવે સમજાય છે, ત્યારે આદરભાવ આવે છે અને આનંદ થાય છે. એ મંત્રો આ પ્રમાણે:—

**उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वामिष्टापूर्ते सꣳसृजेथा मयं च ।**
**अस्मिन्सधस्थे अध्युत्तरस्मिन्विश्वेदेवा यजमानश्च सीदत ।** અને
**अयंत इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय ।**
**चास्मान्प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥**

---

* આ પછી બે નાના પેરા અંગ્રેજી લીપીમાં હોઈ તે ભાષાના વાચકમાટેજ કામના હતા, એટલે તે અહીં લીધા નથી. સંપાદક

આમાં જાતવેદ અગ્નિને પ્રાર્થીને કહ્યું છે કે, તું વધ અને અમને વધાર-પશુ, બ્રહ્મવર્ચસ્, અન્ન વગેરેથી. વૈજ્ઞાનિક દૃષ્ટિથી હવનનું ગુણવર્ણન 'આર્યજીવન' માં શ્રી. રામશરણદાસ સકસેના એમ. એસ. સી. એ કર્યું હતું. તેમાં બીજા પણ મંત્રો આપીને અગ્નિથી સો વર્ષના આયુષ્યની પણ માગણી બતાવી હતી. હવનમાં મુખ્યત્વે ઘી, ઔષધિઓ, અન્ન અને સુગંધી પદાર્થો તથા સાકર વપરાય છે. ગુણ બાબત તેમના લેખમાંથી નીચલાં ટાંચણો લીધાં છે.

"મદ્રાસના સેનેટરી કમીશ્નર કર્નલ કીંગ આઈ. એમ. એસ. એ ૨૫ મી માર્ચ સને ૧૮૯૮ એ ગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓને ઘી, કેસર તથા ચોખા મેળવીને બાળવાનો ઉપદેશ કર્યો હતો...પ્લેગ વગેરેના જીવાણુઓ આ ચીજો બાળવાથી ઉત્પન્ન થતી ગેસોની હસ્તીમાં નષ્ટ થાય છે. હૈનકિને પોતાની "બ્યૂબોનિક પ્લેગ" નામની ચોપડીમાં એ વ્યાખ્યાનનું વર્ણન કર્યું છે. ફ્રાંસના ડૉ. હાફ્કીનની પણ સંમતિ છે કે, ઘીને બાળવાથી જે ધૂમાડી ઉત્પન્ન થાય છે, તે હાનિકારક જીવાણુઓનો નાશ કરે છે. ડૉ. ટ્રિલવર્ટે બળતી સાકર ઉપર પરીક્ષા કરીને બતાવ્યું કે, સાકરને બાળવાથી જે બાષ્પ ઉત્પન્ન થાય છે, તેમાં ફોર્મેલ્ડીહાઈડનું વધારે પ્રમાણ હોય છે. તેનાથી ક્ષય રોગ, શીળી, કૉલેરા વગેરેના જીવાણુ નષ્ટ થાય છે. હવનદ્રવ્યમાં જે એરોમેટીકસ-સુગંધી દ્રવ્ય આવે છે, તેમાંનાં વોલટેલ ઑઇલ્સ ગરમીથી વરાળરૂપ થઇ જનારાં તેલો જબરાં જંતુનાશક જર્મીસાઇડસ છે. શ્રી. સકસેના માને છે કે, હવનથી ઉત્પન્ન થતી ધૂમાડીમાં એલ્ડી હાઇડસ, ફીનોલ્સ, ક્રીઓસોટસ, ટર્પેન્સ અને સાઇકલીક કોમ્પાઉન્ડસ હોય છે. આ બધું એમણે પ્રયોગોથી સિદ્ધ કર્યું છે અને એ પ્રયોગો વાંચવા જેવા હોવા છતાં વિસ્તારભયથી અહીં ઉતારી લીધા નથી. એક પ્રયોગ એમણે એ પણ કર્યો હતો કે, હવનની ધૂમાડી નળીવાટે પાણીમાં દાખલ કરીને તે પાણીથી એક હૉસ્પીટલમાં જખમો ધોવડાવ્યા અને તે પ્રયોગમાં એમ જણાયું કે, એ પાણી સાટા એન્ટીસેપ્ટીક લોશનની ગરજ સારતું હતું.

આ ઉપરથી એમ જણાય છે કે, પૂર્વજો સ્વતંત્રતાના વધુ ઉપાસક હતા. ખાવાપીવામાં, હુન્નરઉદ્યોગમાં તેમજ સ્વાસ્થ્યમાં પણ તેઓ મ્યુનિસિપાલિટીને ભરોસે રહેતા નહિ. ગ્રામ્ય ઉદ્યોગોની માફકજ જનસુખાકારીનું પણ સ્વાતંત્ર્ય રાખ્યું હતું અને તેમાં પહેલી સહીસલામતીનો નિયમ રાખેલો જણાય છે.

લાકડાં બાળવાં કે નહિ તેનો નિર્ણય આટલાપરથીજ થઈ જશે. જેમને લાકડાં બાળવાં પસંદ ન હોય તેમણે હવન તો જરૂર કરવોજ જોઇએ. મુંબઇગરાઓએ તો જરૂર ડૉકટરના પંજામાંથી છૂટવા સારૂ દરરોજ હવન કરવો જોઇએ.

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकाल्विषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥**

('ગુજરાતી' તા. ૨૩-૧૧-૧૯૨૪)

---

# ૫૭—ગૌચર કે ગૌચરણ

( લેખક—ડૉ. મોતીરામ હરિશંકર ભટ્ટ )

## ઢોરને ચરવાની સાર્વજનિક પડતર જમીન

દિલગીરીની વાત એ છે કે, આજકાલ દિવસે દિવસે ગાચરણ બહુ ઓછાં થતાં જાય છે. સરકાર આવક વધારવાના હેતુથી પડતર જમીન હરરાજ કરે છે અને દીર્ઘદષ્ટિથી નહિ વિચારનારા ખેડુતો ઉત્સાહથી તેને ખરીદે છે. આથી સરકારને જાથુનો ને જમીન રાખનારને તાત્કાળિક લાભ થતો હશે પણ પરિણામે અનેકને નુકસાન થાય છે.

પૂર્વે રાજ્યસત્તાનો એ ધર્મ ગણાતો કે, જે ગામમાં જેટલાં ઢોર હોય, તેટલાં ઢોરને આખું વર્ષ ચાલે એટલી જમીન ગૌચરણમાટે અલગ રાખવી. ગાયો અને ભેંસો આખો દિવસ સ્વતંત્ર રીતે ખુલ્લી જગ્યામાં ચરવાથી હૃષ્ટપુષ્ટ રહેતી, પુષ્કળ દૂધ અને બચ્ચાં આપતી. ગરીબ લોકો પણ દૂધ, દહીં માખણ, છાશ ને ઘીનો ઉપયોગ કરી શકતાં અને કલ્લોલ કરતાં.

પૂર્વે એક ગાય ઘેર રાખવાનું માસિક ખર્ચ માત્ર એકાદ રૂપીઓ થતું. "એકનો ગોવાળ ને સોનો ગોવાળ" એ કહેવત પ્રમાણે માસિક બે આનામાં ગામનો ગોવાળીઓ એક ગાયને આખો મહિનો ચરાવતો. હિંદુરિવાજ પ્રમાણે ભોજનવખતે જે ગવાનક કાઢવામાં આવતું, તેથી ગાયને પુષ્ટિકારક ખોરાક મળી રહેતો. આવી સરળતા હોવાને લીધે દરેક બિનખેડુત ગૃહસ્થને ઘેર પણ એકેક ગાયનું પોષણ થતું અને વાછરડા થતાં તે જુજ કિંમતે ખેડુતોને મળતા, જેથી અત્યારે જે બળદની તાણ ખેડુતોને પડે છે તે પડતી નહોતી. દૂધની એટલી છત હતી કે, "દૂધ વેચવું ને દીકરો વેચવો" એ કહેવત પ્રમાણે વેચાતું દૂધ આપવામાં લોકો પાપ સમજતા. દરેકને ઘેર ગાય હોવાથી હાલની માફક ઠામઠામ દૂધની દુકાનોની જરૂર નહોતી. ગાય નહિ પાળી શકે તેને જોઇતું દૂધ વિનામૂલ્યે મળી રહેતું.

અત્યારે ચોખ્ખું દૂધ મેળવવું હોય તો ઘેર ગાય કે ભેંસ પાળવી જોઇએ અને એવું એક જાનવર પાલવવાનો ખર્ચ હાલની ઘાસચારાની મોંઘવારીમાં માસિક દશબાર રૂપીઆ થતો હોવાથી ખેડુતવર્ગના સિવાય બીજા માણસને ઘેર ઢોર પાલવવાનું પરવડતું નથી.

દેશની આબાદાનીનો આધાર તેમાં વસતાં સ્ત્રીપુરુષોની તંદુરસ્તી ઉપર રહે છે. એ તંદુરસ્તીનો મુખ્ય આધાર સમાજને ચોખ્ખા અને પૂરતા પ્રમાણમાં મળતાં ઘી, દૂધ વગેરેપર હોય છે. ઘી, દૂધ વગેરે પુષ્કળ મળે એ માટે દૂધાળાં ઢોરની સંખ્યા વધવી જોઇએ. એ સંખ્યા ત્યારેજ વધે, કે જ્યારે દરેક

ખેડુત યા બિનખેડુત ઓછામાં ઓછી એક ગાયભેંસનું પોતાને ઘેર પાલન કરી શકે અને એવી સ્થિતિ ઉત્પન્ન કરવા દેશમાં ગૌચરણ પુષ્કળ પ્રમાણમાં હોવાં જોઇએ.

કેટલાક એવો સવાલ ઉઠાવે છે કે, પડતર જમીન ગૌચરણમાટે રાખવાની કાંઇ જરૂર નથી; કારણ એવી પડતર જમીનમાં તો માત્ર ઘાસજ ઉગે. જ્યારે એ જમીન ખેડાવી તેમાં જુવાર બાજરી વિગેરેનું વાવેતર કરવામાં આવે તો ઢોરને માટે ઘાસચારો ને માણસમાટે અનાજ બેઉ એકી વખતે પેદા કરી શકાય. ઉપલક દૃષ્ટિથી જોતાં આ દલીલ વાજબી લાગશે, પણ ગામડાંમાં ફરી જેઓ ખેડુતને ઢોરની હાલની ને ભૂતકાળની સ્થિતિનો મુકાબલો કરી જુએ છે તેને આવી દલીલ પોકળ જણાયા વિના નહિ રહે. મેં એવા ખેડુતો જોયા છે, કે જેઓ કપાસના મોંઘા ભાવ લઇ પૈસાદાર થવાના લોભમાં બધી જમીનમાં કપાસનું વાવેતર કરી ઢોરનું ગુજરાન પરદેશી ઘાસની બરકી ઉપર ચલાવે છે!!! બીજી રીતે વિચાર કરીએ તો ગૌચરની તંગાશને લીધે ઢોર પાળવાનો ખર્ચ વધારે આવતો હોવાથી ખેડુતસિવાય બીજા લોકો ઢોર પાળી શકતા નથી, જેથી ખેડુતવર્ગ ઉપર સમાજને અન્નવસ્ત્ર પૂરું પાડવાના બોજા ઉપરાંત જનસમાજને ઘી, દૂધ પૂરું પાડવાનો પણ બોજો રહે છે. ગૌચરણ વધારે હોય, ને ઘાસચારો સસ્તો હોય તો બિનખેડુત પોતાને જોઇતાં ઘી, દૂધનો બંદોબસ્ત ઘેર દૂઝણાં ઢોર રાખી ઓછા ખર્ચે કરી લેવા લલચાય, વાછરડા થાય તે ખેડુતોને જુજ કિંમતે મળે અને પરિણામે ખેડુતને સસ્તા બળદો પૂરા પાડવાના સાધનરૂપ બને.

જે જમાનામાં ગૌચરણમાટે એકંદર જમીનનો ચોક્કસ ભાગ રાજાઓ ફરજીઆત રીતે અલગ કાઢી આપતા, ઋષિમુનિઓ આવા ગૌચરણ ઉપર હજારો ગાયોનું પોષણ કરતા, એ ગાયોના દૂધથી હજારો બાળકો જંગલમાં પોષાઇ, હૃષ્ટપુષ્ટ બની, બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરતા, તે વિદ્યાર્થીઓ સાથે આજના જમાનામાં ચાની સાથે જેને માત્ર એક બે તોલા દૂધ (અને તે પણ ભેળસેળવાળું) આખા દિવસમાં મળતું હોય તેવા સત્ત્વહીન, ઉંડી આંખ, ધોળા વાળ ને બેસી ગયેલા ગાલવાળા વિદ્યાર્થીઓને સરખાવો! મનમાન્યું ઘાસ આખો દિવસ જંગલમાં સ્વતંત્ર રીતે ચરતા ઢોરની તંદુરસ્તી સાથે ઘેર બાંધી મૂકેલી ઢોરની તંદુરસ્તી સરખાવો. જે જમાનામાં ઘાસનો ભાવ એક રૂપીઆનું આઠ મણનો હતો અને ગાય, બળદ કે ભેંસની કિંમત રૂ. ૨૦ થી ૫૦ હતી, તે જમાના સાથે હાલનો જમાનો જેમાં એક રૂપીએ મણ ઘાસ મળે છે, છાસને વારે દુષ્કાળ પડે છે અને એક ઢોરની કિંમત રૂ. ૧૦૦થી૪૦૦ સુધી થાય છે, તે સરખાવો એટલે ગૌચરની ખરી જરૂરીઆત આપના ધ્યાનમાં સહજ આવશે.

દરેક ગામના આગેવાનોને મારી પ્રાર્થના છે કે, પોતાના વસ્તીના પ્રમાણમાં જેટલાં દૂધાળાં જાનવરનું પોષણ થાય તેટલી ગાયરની જમીન અલગ રાખવી.

અત્યારે ભાગ્યેજ એવું કોઈ ગામ હોય છે કે તે ગામને પેટે તેજ ગામના ઢોરનું પોષણ થાય એટલું ગૌચર હોય. કેટલાંક ગામમાં તો નબળામાં નબળી જમીનજ ગાચરમાટે રાખેલી હોય છે. સરકારની સહાય ન મળે તો તો ગામના મોટા ખેડુતોની ઉત્તરક્રિયાનિમિત્તે જે દાન કરવામાં આવે છે તેમાં ગૌચરને માટે અમુક જમીન મળે એવી યોજના કરવી. ગૌચરની જમીન કોઇએ ખેડવા રાખવી નહિ. આવી જમીન ઉખેડવામાં આપણા પૂર્વજો પાપ સમજતા. જે ગૌમાતા ખેતીને માટે બળદ પૂરા પાડે છે તેને સ્વતંત્ર ચરવા માટે કાળજી ન રાખવી એ આપણા કલ્પવૃક્ષનાં મૂળ છેદવા બરાબર છે, એમ સમજી ગૌચરણમાં જરૂર જેટલો વધારો કરવા બનતા પ્રયાસ કરવા. ગૌચરણની જમીન જેમ જેમ વધતી જાય, તેમ તેમ દરેક ગૃહસ્થે પોતાને ઘેર એકેક ગાય પાળવી, ગાયને પાળીએ ને તેને વાછરડાં આવે તો તે વાછરડાં એટલે કે ગાયના જણ્યાને બળદ કરવામાં પાપ છે, એવું સમજી ગાયને પાળવામાં વાંધો બતાવનારા હિંદુઓ પણ મારા જોવામાં આવ્યા છે ! ધર્મનો આ કેવો વિપરીતાર્થ !!! આવા અજ્ઞાનને લીધેજ જ્યાં હજારો બળદ દર વર્ષે બીજા દેશોને માટે ફાજલ પાડી શકતા, તે ગુજરાતમાં અત્યારે દર વર્ષે હજારોની સંખ્યામાં સિંધ ને માળવા તરફથી બળદો આવે છે અને હજી પણ આપણે નહિ ચેતીશું તો જેવી રીતે દર વર્ષે હજારો ઘોડા પરદેશથી મંગાવવા પડે છે, તેવી રીતે એક વખત એવો પણ આવશે કે આપણી ખેતીનો આધાર પરદેશથી આવતા બળદ ઉપર રહેશે. જાનવરની ઓલાદ સુધારવા માટે થોડાં વરસપર દક્ષિણ અમેરિકામાં બ્રાઝીલમાટે આપણા દેશમાંથી હજારો ઉત્તમ જાતના સાંઢ ને ગાયો લઇ જવામાં આવ્યાં, જ્યારે આપણું આ બાબતમાં લક્ષ નહિ હોવાથી ઢોરની સારામાં સારી ઓલાદ દેશમાંથી નાબુદ થવા માંડી છે. પ્રભુ આપણને કર્તવ્યબુદ્ધિ આપો. ('**ગુજરાતી**' તા૦ ૨૩-૧૧-૨૪)

---

# ૫૮—લાખો જુવાન સ્ત્રીઓનાં ખૂન

**(લેખક—લાભશંકર લક્ષ્મીદાસ)**

સાહેબ! છોકરીઓને સોળ વરસની ઉંમરે પરણાવવા સંબંધી હિંદુ મહાસભાએ ઠરાવ પસાર કર્યો છે, તેના ટેકામાં નીચેની હકીકત લખવાની રજા લઉં છું.

નાની ઉંમરની સ્ત્રી સાથે સંબંધ કરવાના રિવાજને પરિણામે આ દેશમાં પંદર વરસથી વધારે ઉંમરની છોકરીઓનું મરણ પ્રમાણ ઘણું વધી જાય છે, એવી ફરિયાદ તા૦ ૧-૪-૨૫ ના 'ન્યૂ ઇંડિયા' માં પ્રસિદ્ધ થઇ હતી.

નાની ઉંમરે સાસરે મોકલેલી સંખ્યાબંધ જુવાન છોકરીઓ ક્ષય વગેરે નબળાઇનાં દરદોથી પીડાઇને આશરે વીસ વરસની ઉંમરે, અને ઘણા કેસોમાં તો તેથી પણ ઓછી ઉંમરે ભરજુવાનીમાં મરી ગયેલી હું પોતે જાણું છું.

આ લોકપરલોકમાં સુખી થવા ઇચ્છતા વિચારવંત પુરુષોએ પોતાની નાની ઉંમરની સ્ત્રીઓની તંદુરસ્તીનો હમેશાં વિચાર કરવો ઘટે છે. તેણીના આશીર્વાદો લેવાને હમેશાં આતુર રહેવાથી તથા તેણીના શાપથી ડરવાથી પરમેશ્વર તેવા પુરુષો ઉપર પ્રસન્ન રહે છે.

નાની ઉંમરે છોકરીને સાસરે મોકલવાના રિવાજને પરિણામે આ દેશમાં છેલ્લાં આશરે ત્રીસ વરસમાં ૩૨,૦૦,૦૦૦ **માતાઓ** મરણ પામી હતી.

**'બૉમ્બે ક્રોનીકલ'** તા. ૨૭-૯-૧૯૨૫'

ઉપરની ત્રાસદાયક હકીકતો ધ્યાનમાં લઇને પોતાની દીકરીઓને **પંદર વરસ પછીની** ઉંમરે પરણાવવાનો તમામ વિચારવંત હિંદુ માબાપ ઠરાવ કરે, **અને તેને** પરિણામે લાખો બિચારી છોકરીઓ **જીવતે જીરત નરકની પીડા** સહન કરતી બચી જાય એવી મારી પ્રાર્થના છે.

વાંચનાર! આ **અપીલ** વાંચીને તમે શું કરશો? લાખો બિચારી છોકરીઓના આશીર્વાદો લેવા માટે ઉપર પ્રમાણે પ્રજામત કેળવવાની મહેરબાની કરશો?

સતુભુવન, જુનાગઢ<br>તા. ૨૧-૧૨-૨૫ ("**ગુજરાતી**" ૨૧-૨-૨૬)

# ૫૯–બહેનો ! આ વાત ન ભૂલશો.

( 'પાર્વતીદેવી'ના ભાષણમાંથી )

મહાભારતમાં ગવાયેલો એક સર્વજ્ઞાત કથાપ્રસંગઃ—

કૌરવોની સાથે દ્યૂતમાં હારેલા પાંડવોની નજરસામે ભરકૌરવસભામાં દુઃશાસને રજસ્વલા દ્રૌપદીના કેશ અને ચીર ખેંચ્યાં; અને પરાજિત ( પણ સત્યપાલક ) પાંડવોએ એ દારુણ દુરાચાર નમેલે મસ્તકે સહી લીધો. પછી પાંડવો પોતાનું વચન પાળવા વનમાં ફરવા લાગ્યા અને ત્યાં બધે તેમની પાછળ પડછાયાની જેમ, કૌરવોનો અત્યાચાર તેમને સતાવવા લાગ્યો. કૌરવો તરફથી સદાય વરસી રહેલા એ ક્રૂર અને અસહ્ય જુલમો છતાંયે, તેમનો ક્ષમાશીલ સ્વભાવ એ બધું ભૂલવા લાગ્યો; ત્યારે દ્રૌપદીજી પાંચે પતિઓને પોતાના ખેંચાયલા કેશ અને વસ્ત્રો બતાવી બતાવીને તથા હસ્તિનાપુરના રાજમાર્ગ ઉપર ધૂળમાં રગદોળાયેલી પોતાની દેહ દેખાડી દેખાડીને એ અત્યાચારોનું સ્મરણ કરાવતાં; અને કહેતાં કેઃ–ભૂલવું હોય તો બધુંય ભૂલી જજો; પણ મારૂં–તમારી સ્ત્રીનું–અપમાન ન ભૂલજો.

ભારતીય બહેનો ! તમારા કેશ અને ચીર આ સરકારના અનેકદુઃશાસનોએ ખેંચ્યાં છે, તમને અનેક દુઃશાસનોએ રસ્તા ઉપર રગદોળી છે, તમારા ઉપર અનેક દુઃશાસનોએ ઘોર અત્યાચાર ગુજાર્યો છે. તમે ભારતના પુરુષોને કહો કેઃ–ભૂલવું હોય તો બધુંય ભૂલી જજો; પણ અમારૂં–તમારી બહેનોનું, તમારી માતાઓનું, તમારી પત્નીઓનું અપમાન ન ભૂલજો. આપણા પુરુષો આજે એ અપમાનો અને અત્યાચારો ભૂલતા જતા લાગે છે. તમારો ધર્મ છે કે, આપણા પુરુષોના દીલમાં એ અગ્નિ સદા જ્વલંત રાખવો અને એ અપમાનોની યાદ બુઝાવા ન દેવી. તમે સદાય કહેતાં રહેજો કે, બધુંય ભૂલજો પણ તમારી નારીઓનું અપમાન ન ભૂલજો. એ અગ્નિ જો જીવતો હશે તો એક દિવસ ફરી વાર કુરુક્ષેત્ર મંડાશે અને પાંડવો–ધર્મનો–વિજય થયો, તેમ ભારતવર્ષનો વિજય થશે !

( 'સૌરાષ્ટ્ર' તા. ૬–૯–૨૪ )

# ૬૦—સ્ત્રીઓને સૂચના

સ્ત્રીઓને સુખી થવામાટે એક સ્ત્રીસહાયક મંડળે આપેલી સૂચનાઓ—

૧ ઉડાઉ થશો નહિ. એક પુરુષને આર્થિક પરાધીનતામાંથી છૂટીને સ્વતંત્ર થવાનું ભવિષ્ય જેવું ગમે છે તેવું બીજું કાંઇ ગમતું નથી.

૨ તમારૂં ઘર સાફ રાખજો. આખો દિવસ કામ કરીને થાકી ગયેલા પુરુષને પોતાના સુવ્યવસ્થિત સ્વચ્છ ઘરથી જેટલો આનંદ મળે છે, તેટલો બીજા કશાથી મળતો નથી.

૩ તમારો દેહ કદ્રૂપો બને તેવું કશુંજ થવા દેશો નહિ.

૪ બીજા પુરુષો તમારા તરફ ખેંચાય તેવું કશું પણ કરશો નહિ; કેમકે ધણીઓ ઘણા અદેખા હોય છે અને કેટલાકો નિષ્કારણ વહેમી બને છે.

૫ પોતાનો પતિ વાજબી નિયમ પાળવાનું કહે તો સામાં થતાં નહિ.

૬ તમારા પિયરમાં બહુ વખત ગુમાવશો નહિ.

૭ તમારી કૌટુંબિક બાબતોમાં તમારા પાડોશીની સલાહ માનતાં નહિ, અથવા તમારાં પિયરિયાંની સલાહે ચાલવાનો બહુ આગ્રહ કરતાં નહિ, પણ જાતેજ વિચાર કરી લેજો અને તમારા ધણીસાથે મસલત કરજો.

૮ તમારા ધણીને ઉતારી પાડશો નહિ. આવેશમાં પણ તમે તમારા ધણીમાટે દર્શાવેલા ખોટા વિચારનો બીજાઓ લાભ લઇ તેને તમારા ધણીના ચરિત્ર અને શકિતઓનું ખરૂં માપ મ નશે.

૯ હસજો, સર્વ બાબતોમાં ધ્યાન રાખજો. તમારો ધણી કંટાળ્યો હશે, થાકયો હશે તો તમારૂં હાસ્ય તેનો ઉતાર છે. તમારા ધણીની લાગણીઓનો જો તમો ખ્યાલ રાખશો, તો તે પણ તમારી લાગણીઓને માન આપશે.

૧૦ તમારૂં સ્ત્રીત્વ ભૂલશો નહિ. પુરુષો, એ વધારે મોટા થયેલા બાળકો છે. તેઓને તમે પટાવશો, તેની પરવા તેઓ નહિ કરે, પણ દબાવવા જશો તો સામા થશે: અને જો તમે સ્ત્રીઉચિત વિનય અને સહનશીલતાથી તેની સાથે વર્તશો તો તે અવળા સ્વભાવનો હશે તોપણ તમારા તરફ તેનો સદ્‌ભાવ ખેંચાશે અને તેને અંકુશમાં રાખી શકાશે.

# ૬૧—મેખલા—પ્રયોગ

(લેખક—વૈદ્ય વાસુદેવ શામળદાસ સેવકરામ—વડાગામ.)

પૂર્વકાળમાં ભારતવર્ષની અંદર વૈજ્ઞાનિક જ્ઞાન જેટલું ઉત્તમ હતું, તેટલું આજકાલ નથી; પરંતુ વર્તમાન પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓ હાલમાં પોતાની ઉન્નતિ કરી રહ્યા છે ત્યાંથી ભારતીય વિજ્ઞાનનો આરંભ થાય છે. આ દેશના હમેશના વ્યવહારોમાં પણ વિજ્ઞાનની પૂર્ણ છટા વિદ્યમાન છે. પરંતુ વાત એવી છે કે, અજ્ઞાનતાના સબબે આપણે તેની ઉપેક્ષા કરી રહ્યા છીએ, કિન્તુ તેના અસ્તિત્વને નષ્ટ કરવાની શક્તિ કોઇને આધીન નથી. અમારા દ્વિજ વર્ણમાં એક એવી પ્રાચીન પ્રથા પ્રચલિત છે, કે જે બાબતમાં બે શબ્દોમાં નિવેદન કરવાની હું રજા માગું છું. દ્વિજોમાં ઉપનયનસંસ્કાર કરી સમાવર્તન સંસ્કાર થાય ત્યાંસુધી મુજ-મેખલા ધારણ કરવાની પ્રથા બ્રહ્મચારીને સારૂ છે. આ પ્રથા કેટલી બધી ભારે સમજ અને મર્મભરેલી છે યા તો શા કારણને લઇને ચાલુ છે તે જાણવાને હાલના મનુષ્યો કદી પણ વિચાર કરતા હોય એમ જણાતું નથી. ઘણા લાંબા સમયથી હું આ રહસ્ય સમજવા મહેનત કરતો હતો અને તેમાં મેં જે જ્ઞાન મેળવ્યું છે તે આ પ્રમાણે છે:—બ્રહ્મચર્યાવસ્થામાં અખંડ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું, એ દરેક બાળબ્રહ્મચારીનો ધર્મ છે, એમ સમજી શુદ્ધ બ્રહ્મચારી પ્રત્યક્ષ તો નહિ પણ સ્વપ્નમાં પણ મૈથુન નહિ કરે; પરંતુ મૈથુન કર્યા સિવાય વીર્યપાત થઇ જાય તો તેને રોકવો એ શક્તિબહાર છે અને આજકાલ એ રોગ (સ્વપ્નદોષ) ઘણા મનુષ્યોને હોય છે અને સ્વપ્નમાંથી થતા વીર્યપાતને રોકવા સારૂ પ્રાચીન આયુર્વેદતત્ત્વનિષ્ણાત મહર્ષિઓએ મુજ—મેખલાનો વિધાન પ્રચલિત કરેલો છે. મુજ—મેખલા ધારણ કરવાથી વીર્યસ્રાવ થતો નથી તેમજ સ્વપ્નાવસ્થામાં જતું વીર્ય પણ બંધ પાડે છે.

આજકાલના અત્યંત મૈથુનના કાળમાં આ રોગ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે અને એ કારણને લઇને દરેકે દરેક વ્યક્તિએ મેખલાઓ ધારણ કરવી જોઇએ અને ધારણ કરવાથી જળસમાન પાતળી થયેલી ધાતુ બંધાઇ જાય છે; તેમજ બીજા ઘણી જાતના ધાતુના વિકારો દૂર થાય છે અને વિનામૈથુને કદી વીર્યપાત થતો નથી. પ્રાચીન આયુર્વેદાચાર્યોના કષ્ટથી શોધેલા આવા ગહન, સાદા અને અત્યંત ફાયદાકારક ઉપાયોને આપણે વગરસમજે ઉંડો વિચાર કર્યાસિવાય માત્ર ઉપલક દૃષ્ટિએ નજીવા સમજી એવા દિવ્ય દૃષ્ટિએ શોધેલા અને અગાધ ફાયદાકારક એવી શોધોની આપણે અવહેલના કરી આપણા પગો ઉપર કુહાડી મારી બીજાની મદદની આશા રાખીએ છીએ ! એ સિવાય બીજું શું? (“વૈદ્યકલ્પતરુ” ઉપરથી)

# ૬૨–સત્યભામા અને દ્રૌપદી

એક પ્રસંગે મેળાપ થતાં સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે, 'સખિ ! તારા સ્વામી જે મંત્ર કે ઔષધવડે તારે વશ રહે છે, તે મને બતાવ, કે જેથી શ્રીકૃષ્ણ પણ મારે વશ થાય.'

દ્રૌપદીએ હસીને કહ્યું:–'સખિ! મંત્ર કે ઔષધથી તે કાંઇ સ્વામી વશ કરાતા હશે? ગુણહીન સ્ત્રીઓ મંત્ર અને ઔષધથી સ્વામીને વશ કરવાનો પ્રયત્ન કરીને ઉલટું સ્વામીને નુકસાન પહોંચાડે છે. સ્વામી મને કેવી રીતે વશીભૂત થયા છે તે સાંભળ. સ્વામી એજ સ્ત્રીનો દેવતા અને એકમાત્ર ગતિ છે, એમ જાણીને હું મન, વચન અને કર્મથી રાતદિવસ એમની સેવા કરૂં છું. સ્વામીસેવા એજ મારા જીવનનું એકમાત્ર વ્રત–એકમાત્ર ધર્મ છે. હું કોઇ દિવસ એમની સાથે કડવું વેણ બોલતી નથી, તેમના મનને ખોટું લાગવા દેતી નથી, તેમના જમવા પહેલાં ભોજન કરતી નથી, તેમના બેઠા પહેલાં બેસતી નથી અને સૂતા પહેલાં સૂતી નથી. જે વસ્તુ એમને પસંદ ન હોય તેનો હું પણ ત્યાગ કરૂં છું. જેની સાથે વાતચીત કરવાની તેમની ઇચ્છા ન હોય તેની સાથે હું પણ વાર્તાલાપ કરતી નથી. સ્વામીની જેનાપર પ્રીતિ હોય તેનાપર મારી અપ્રીતિ હોય તોપણ હું તેનું માન રાખું છું અને કાળજીપૂર્વક તેમની સેવા કરૂં છું. બહારથી સ્વામી જ્યારે થાકીને ઘેર આવે છે, ત્યારે આસન અને જળ આપીને હું તેમનો થાક દૂર કરૂં છું. બહારથી તેમનો અવાજ સાંભળતાંજ બારણા આગળ જઇ તેમનો સત્કાર કરૂં છું. દાસદાસીની પાસે એ કોઇ પણ વસ્તુ માગે તો હું જાતેજ ઉઠીને એ વસ્તુ આણી આપું છું. હું જ્યારે રાણી હતી, ત્યારે રાજ્યસંસારનો અને દાસદાસીઓનો સર્વ ભાર તેમણે મને સોંપ્યો હતો. હું દરરોજ પોતાને હાથે સ્વચ્છ રસોઇ કરીને યથાસમયે સર્વને જમાડતી; જાતેજ ધાન્ય અને ઘરની બીજી બધી જણસો કાળજીપૂર્વક સાચવી રાખતી; જાતેજ ઘરના નોકરો, ભરવાડો, ગોવાળો વગેરેની ખબર રાખતી; અને જાતેજ ઘરસંસારનો આવકખર્ચનો હિસાબ રાખતી. મહેલના આશ્રિતોની સેવામાં મને રાતદિવસનું ભાન રહેતું નહિ. રોજ બધાના જમી રહ્યા પછી હું જમતી, બધાના સૂઇ ગયા પછી હું સૂઈ જતી અને વહાણું વાતાં બધાના ઉઠવા પહેલાં હું ઉઠીને ઘરકામમાં ગુંથાતી.

સાસુજી કુન્તીને દરરોજ હું પોતે જમાડીને તેમની સેવા કરતી. કોઇપણ રીતે તેમના ઉપર હું મારો કારભાર દેખાડતી નહિ. તેમના કરતાં ઉંચા પ્રકારનું કપડું કદી પણ પહેરતી નહિ. ગૃહધર્મમાં સર્વથા એમને આધીન થઇને ચાલતી. બીજી તરફ સપત્નીઓને (શોકયોને) પણ માની જણી બહેન બરોબર ગણતી. કોઇ દિવસ તેમના ઉપર અદેખાઈ કરતી નહિ, તેમજ કોઇ દિવસ અનિષ્ટ વ્યવહાર કરીને કે કડવું વચન કહીને તેમનું દિલ દુભવતી નહિ.

સખિ ! એજ સ્વામીને વશ કરવાનો મંત્ર તથા ઔષધ છે. એથી સારો ઉપાય બીજો કોઈ નથી. એનો ઉપયોગ કરી જો; એટલે શ્રીકૃષ્ણ તને તદ્દન વશીભૂત થઇ જશે.'

# ६३–સતીમાહાત્મ્ય

पुरुषाणां सहस्रञ्च सती स्त्री च समुद्धरेत् ।
पतिः पतिव्रताणाञ्च मुच्यते सर्वपातकात्॥ १ ॥

એક સતી સ્ત્રી હજારો પુરુષોનો ઉદ્ધાર કરી શકે છે. પતિવ્રતાનો પતિ સર્વ પાપથી મુક્ત થાય છે. ( ૧ )

नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा।
तया सार्धञ्च निष्कर्मा मोदते हरिमन्दिरे॥ २॥

સતીઓના વ્રતના તેજથી તેઓને ( પતિઓને ) કર્મનો ભોગ રહેતો નથી. તેઓ નિષ્કર્મ (ક્ષીણકર્મ ) થઇને સતીની સાથેજ ઇશ્વરના ધામમાં વિહરે છે.(૨)

पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि।
तेजश्चं सर्वदेवानां मुनीनाञ्च सतीषु तत् ॥ ३ ॥

પૃથ્વીમાં જે તીર્થો છે તે સર્વ સતીના ચરણમાં છે, તેમ દેવતાઓનું અને મુનિઓનું તેજ પણ સતીઓમાં રહેલું છે. ( ૩ )

तपस्विनां तपः सर्वं व्रतिनां यत् फलं व्रते।
दाने फलं च दातृणां तत् सर्वं तासु सन्ततम्॥ ५ ॥

તપસ્વીઓનું સર્વ તપ, વ્રતીઓના વ્રતનું ફળ અને દાતાના દાનનું ફળ એ સર્વ સતીઓમાં નિરંતર રહેલું છે.( ૪ )

स्वयं नारायणः शंभुर्विधाता जगतामपि।
सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च सन्ततम् ॥ ५ ॥

નારાયણ પોતે, શંભુ, જગતના સ્રષ્ટા બ્રહ્મા, સર્વ દેવતાઓ અને મુનિઓ પણ સતીઓથી ભયભીત રહે છે.( ૫ )

सतीनां पादरजसा सद्यः पूता वसुन्धरा ।
पतिव्रतां नमस्कृत्य मुच्यते पातकान्नरः ॥ ६ ॥

સતીના ચરણરજથી પૃથ્વી તુરત પાવન થાય છે, પતિવ્રતાને નમસ્કાર કરી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. ( ૬ )

त्रैलोक्यं भस्मसात् कर्तुं क्षणेनैव पतिव्रता ।
स्वतेजसा समर्था सा महापुण्यवती सदा॥ ७ ॥

મહાપુણ્યવતી સતી સર્વદા પોતાના તેજથી ત્રૈલોક્યને પણ ક્ષણમાં બાળી મૂકવા સમર્થ છે. ( ૭ )

सतीनाञ्च पतिः साध्वीपुत्रो निःशंक एव च ।
नहि तस्य भयं किंचिद्देवेभ्यश्च यमादपि ॥ ८ ॥

સતીનો પતિ અને પુત્ર પણ સદા નિશ્ચિંત રહે છે; કારણ કે તેમને દેવોથી કે યમથી પણ ભય રહેતો નથી. (૮)

शतजन्मसुपुण्यानां गेहे जाता पतिव्रता।
पतिव्रताप्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥ ९ ॥

સો જન્મના પુણ્યવાનને ત્યાં સતીનો જન્મ થાય છે. સતીની માતા પુનીત બને છે અને પિતા જીવન્મુક્ત થાય છે. (૯)

श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ह्लादजननं,
न रत्नं स्त्रीभ्योऽन्यत्क्वचिदपि कृतं लोकपतिना।
ततः स्तो धर्माथौं सुतविषयसौख्यानि च ततो,
गृहे लक्ष्म्यो मान्याः सततमबला मानविभवैः ॥ १० ॥

દર્શનથી, શ્રવણથી, સ્પર્શથી અને સ્મરણથી પણ પુરુષને આહ્લાદ ઉત્પન્ન કરે એવું સ્ત્રીઓ વિના બીજું કોઇ રત્ન લોકપતિ બ્રહ્માએ કયાંય પણ પેદા કર્યું નથી; એટલુંજ નહિ પણ ધર્મ અને અર્થની ઉત્પત્તિ પણ સ્ત્રીઓમાંથીજ થાય છે. પુત્ર અને વિષયસંબંધી સુખોનો આધાર સ્ત્રીઓ ઉપરજ છે. એટલા માટે ઘરમાં લક્ષ્મીરૂપે વસનારી સ્ત્રીઓ સત્કાર અને વૈભવદ્વારા માન આપવા યોગ્ય છે. ૧૦

ये ह्यङ्गनानां प्रवदन्ति दोषान्वैराग्यमार्गेण गुणान्विहाय ।
ते दुर्जना मे मनसो वितर्कः सद्भाववाक्यानि न तानि तेषाम् ॥११॥

કેવળ વૈરાગ્યની દૃષ્ટિથી સ્ત્રીઓના ગુણોનો ઉચ્ચાર કરવાને બદલે જે કોઇ તેમને દોષ દે છે, તે દુર્જન છે. તેનાં એ વચનો સદ્બુદ્ધિથી નીકળેલાં નથી, એમ હું માનું છું. ( વરાહમિહિરકૃત-બૃહત્સંહિતા )

# ૬૪—દૂધની ભૂકીની બનાવટ

(લેખક–પોપટલાલ મોનજી યાજ્ઞિક મુ. ખરડ, તા. ધંધુકા.)

કેટલીક વખતે દૂધ મળતું નથી. તેમજ પ્રવાસી માણસને અને માંદા માણસને રાત્રે બીજી કેટલીક અડચણને વખતે દૂધની ઘણી જરૂર હોય છે પણ તે મળી શકતું નથી. તે વખતે આ ભૂકીનો ઉપયોગ કરવાથી ઘણીજ અડચણો ઓછી થાય છે. તે બનાવવાની રીતઃ—

સાકર તોલા ૪૦), સોડા બાયકાર્બોનેટ તોલો ૦૧, સ્વચ્છ વસ્ત્રગાળ કરેલું દૂધ તોલા ૧૨૫) ઉપરની ચીજો પહેલાં તૈયાર કરી રાખવી. પછી એક લોખંડની કઢાઇ (પેણો) લઇને તેમાં મલમલના કપડામાંથી ગાળેલું દૂધ નાખવું અને તે કઢાઇ ચૂલા ઉપર મૂકીને મંદ (ધીમી) ગરમી આપવી. પછી તે દૂધને અર્ધું અટાવી નાખવું; અને ગરમી જરા ઓછી કરી નાખવી. પછી અર્ધો તોલો પાણી લઇને તેમાં સોડા બાયકાર્બોનેટ નાખી તે મિશ્રણ થાળીમાં મૂકેલી સાકરની ઝીણી ભૂકી ઉપર છાંટવું અને હાથવડે તેને ચોળવી. એ મુજબ થોડા વખત સુધી ચાલુ રાખવું, જેથી ખાંડ અને સોડાનું ઉત્તમ મીશ્રણ તૈયાર થશે. પછી તે સાકરની ભૂકી થોડી લઇને તે કઢાઇમાંના દૂધમાં નાખી દૂધને હલાવતા રહેવું. એ મુજબ બધી ભૂકી મેળવી નાખીને નીચે ગરમી વધારવી અને તે દૂધને ખૂબ હલાવતા રહેવું, જેથી નીચે દૂધ બળશે નહિ. પછી તે દૂધ જેમ જેમ ઘટ્ટ (જાડું) થતું જાય તેમ તેમ તેને ખૂબ હલાવતા રહેવું, જેથી છેવટે તેની સફેદ ભૂકી તૈયાર થશે. ભૂકી તૈયાર થયા પછી ગરમી ઓછી કરવી અને કઢાઇ ઉપર ઢાંકણું ઢાંકી દેવું; જેથી હવા તે ભૂકીને લાગશે નહિ, નહિ તો તે ભૂકી ભીનાશપડતી થશે. તે પછી અર્ધા રતલના ટીનના ડબાઓ તૈયાર કરીને તે ડબામાં ભૂકી ભરીને તેનું ઢાંકણું ગરમ કરી ઉપર બંધ કરવું. પછી તે ડબાઓને સીમેન્ટથી ઢાંકણાવાળો ભાગ બંધ કરી નાખવો. આ ડબાઓ ચોખંડા અને ગોળ એવી બે જાતના થાય છે. ડબાઓ બંધ થયા પછી સીમેન્ટ તેના મોં ઉપર લગાડી બંધ કરવાથી હવા અંદર જવા પામશે નહિ. પછી તે ડબા ઉપર છાપેલી લેબલ ચોંટાડવી. તે લેબલમાં સૂચનાતરીકે લખવું કે, એક તોલો ભૂકી ૧૬ થી ૨૦ તોલા ગરમ પાણીમાં મેળવવાથી તાજુ દૂધ તૈયાર થશે. વિલાયતી આવા એક ડબાની કિંમત ૧) થી ૧ાા, રૂપીઓ પડે છે અને દેશી ડબાઓ દશથી બાર આના સુધી વેચી શકાય છે. મોટા વેપારીને આઠ આને એક ડબો વેચીએ તો બે આનાથી પણ વધારે ફાયદો પડે છે. શું આ કામ છોકરાઓ નહિ કરી શકશે ? મોટા માણસો આ કામ કરીને હિંદુસ્તાન બહાર જતાં નાણાંઓ અને વધુ અપાતી કિંમતો અટકાવી હિંદુ મજુરો અને વેપારીઓના ઘરમાં તે નાણાં આવી શકશે; અને પરદેશી લોકોનો માલ તેથી ઓછી કિંમતમાં અને હિંદુ લોકોએ બનાવેલો તરીકે વેચાઇ પૈસો, ચોખ્ખાઇ અને સસ્તાઇનો ઓહોળો લાભ હિંદુસ્તાનને ખરેખર થશે. ('વિશ્વજયોતિ'–સુરત.શ્રાવણ–સં ૧૯૮૧.)

# ૬૫–શકિતની દવા

( લેખક–લાભશંકર લક્ષ્મીદાસ, જુનાગઢ. )

## એ ખાઇને કેટલા પુરુષો મરી જતા હશે?

**૧. ત્રાસદાયક જાહેરખબરો**–આ દેશનાં વર્તમાનપત્રોમાં 'શક્તિની દવા'ની લાંબી લાંબી તથા ખેંચાણકારક ભાષાવાળી જાહેરખબરો હમેશાં છપાયા કરે છે.

(૧) "અર્ધા કલાકમાં પાવર પીલ્સનો અજબ ચમત્કાર,"–(૨) "પંદર મીનિટમાં કૌવતનો પૂર જોસ,"–(૩)"પ્રેમનાં વિલાસી જનોમાટે ગોળીઓ,"–(૪)"સંસાર-સુખ ગુમાવી બેઠેલા પુરુષોને આ ગોળીઓ સોનાના જેવી કિંમતી છે,"(૫) "આ કિંમતી ગોળીઓની હજારો બાટલીઓ ખપી ગઇ છે," વગેરે શબ્દો વાંચીને કેટલા બધા મૂર્ખ પુરુષો રાતદિવસ કામના વિચારો કરીને પોતાની જીંદગી ટુંકી કરતા હશે?

**૨. એકાએક મરી જતા તંદુરસ્ત જુવાન પુરુષો**–ઘણા જુવાન તંદુરસ્ત પુરુષો એકાએક બિમાર પડીને થોડા દિવસોમાં અથવા તો રીબાઇ રીબાઇને મરી જાય છે. આવા કેટલા હતભાગી પુરુષો "પ્રેમના વિલાસી જનોમાટેની ગોળીઓ"ના છુપા ભોગ બનીને પોતાનાં મા, બાપ, સ્ત્રી, બાળકો વગેરે વહાલાંઓને પોક મૂકાવતા હશે?

**૩. વર્તમાનપત્રમાં ચેતવણી**–તા૦ ૧૮–૧૨–૧૯૨૨ના એક રોજીંદા વર્તમાનપત્રમાં "શકિતની દવા વાપરનારાઓને ચેતવણી" એવા મથાળા નીચે એક લેખ છપાયો હતો. તેમાં જણાવ્યા પ્રમાણે "પુરુષોની ગુમાવેલી જીવનશકિતમાટે હજારો લેભાગુ દવાઓ નીમહકીમો તરફથી બહાર પડે છે; અને હજારો લોકો આ ઇલાજમાટે તેવી દવાઓ પાછળ પૈસાની બરબાદી કરે છે."

બધા વેપારીઓ પોતાની દવાનાં વખાણ કરે છે! કોઇપણ એમ કહેતો નથી કે, "મારી દવા જીવલેણ છે!"

**૪. સોળ વરસના એક જુવાનની વાત**–આશરે સોળ વરસનો મારો એક ઓળખીતો શ્રીમંત જુવાન પુરુષ હતો. તેની સ્ત્રી ઘણી ખૂબસુરત હતી. તે ઘણો તંદુરસ્ત હતો; પણ એક દિવસ તે એકાએક બિમાર પડીને અવાચક થઇ ગયો. તેનાં માબાપને વહેમ આવ્યો કે તેના એક મૂર્ખ મિત્રની સલાહથી તેણે કાંઇ 'શકિતની દવા' ખાધી હતી. તે સંબંધમાં તે પુરુષને ઘણું પૂછવામાં આવ્યું, પણ તે બીલકુલ બોલી શકયો નહિ અને મરી ગયો!

જ્યારે તેના શબને મસાણમાં લઇ જવામાટે તૈયારી થતી હતી, ત્યારે હું ત્યાં હાજર હતો. તે વખતે તેની મા, બ્હેન, સ્ત્રી વગેરે સગી બાઇઓ ગમે તેવા કસાઇને પણ રડવું આવે તેવી ત્રાસદાયક રીતે છાતી કૂટીને વિલાપ કરતાં હતાં. તે ભયંકર સ્થિતિ માટે જે 'શક્તિની દવા' બનાવનાર તથા તેની જાહેરખબર લોકોમાં ફેલાવનાર માણસો જવાબદાર હશે તેમના મરણ પછી કર્મના ઈશ્વરી ઇન્સાફી કાયદા પ્રમાણે કેવા બુરા હાલ થવા જોઇએ તેનો ખ્યાલ કરવો સહેલો છે.

૫. **વર્તમાનપત્રોના માલીકોને અરજ**–વર્તમાનપત્રોના માલીકોને બીજી સેંકડો નિર્દોષ જાહેરખબરોના હજારો રૂપીઆ મળે છે, માટે **કર્મ** તથા **પુનર્જન્મના** ઈશ્વરી ઇન્સાફી કાયદાનો ખ્યાલ કરીને 'શક્તિની દવા'ની જાહેરખબરો કદીપણ નહિ છાપવાનો ઠરાવ કરવાની તેઓ મહેરબાની કરે અને તેથી હજારો કુટુંબોના તેઓ આશીર્વાદ મેળવે એવી મારી પ્રાર્થના છે.

૬. **અરજ**–મારો આ લેખ છપાવીને, છૂટથી ફેલાવી મહાપુણ્ય કમાવા હું અરજ કરૂં છું.

**જેવું વાવશો તેવું પામશો, ઘઉં વાવશો તો ઘઉં પામશો, પથ્થર વાવશો તો પથ્થર પામશો, દુનિયામાં સુખ વાવશો તો સુખ પામશો, દુનીઆમાં દુઃખ વાવશો તો દુઃખ પામશો.**

**ઇશ્વરી ન્યાયાધીશને કદીપણ ઠગી શકશો નહિ!**

## ૬૬–દાદરનો સહજ–મફત ઈલાજ

**(લેખક–છગનલાલ મગનલાલ)**

મરચાંના છોડનાં લીલાં પાન લાવી પાણી નાખી ખૂબ ઝીણાં વાટી રસ કાઢી એની અંદર થોડુંક મીઠું નાખી થયેલી દાદર ઉપર ખૂબ મસળવાથી દિન પંદરની અંદર મટી ચામડી સુંવાળી બને છે. આ દવા જન્મોજન્મની થએલી દાદરને પણ મટાડી શકે છે. આ દવા લગાડવાથી અગન બળતી નથી, સહેજ લાગે છે. આ દવા જગજાહેર સારૂ બતાવવામાં આવી છે. દશ વરસની જૂની દાદર હોય અને કાળી કે લાલ હોય તોપણ મટે છે. મારા ભાઇઓ આ દવાથી ફાયદો લાગે તો બીજા ભાઇ એટલે ગરીબ લોકોને પણ બતાવશો. ગરીબોને દુઃખથી ટળવળતાં અટકાવવા તેમ ખબર પણ આપવી એ આપણી ફરજ છે. જેમને દાદર મટે તેમણે યથાશકિત કબુતરાંને મકાઇ અગર કૂતરાંને રોટલા નાખવા.

# ૬૭—મહાત્મા કબીર અને પાપીનો પસ્તાવો

## (લેખકઃ—બ્હેન વિનોદિની નીલકંઠ)

સંત કબીરની એક વાર્તા છે. એક નગરમાં કોઇએક બહુ પાપી સ્ત્રી રહેતી હતી. નગરની સ્ત્રીઓ એના ઘર આગળથી પસાર થવામાં પણ નાનમ માનતી; રસ્તામાં કદાચ તેમને પેલી સ્ત્રી સામી મળી જતી, તો તેઓ મુખ ફેરવી દેતી; ગામનાં સૌ માણસ એની નિંદા કરતાં.

આખરે ગામના આગેવાન માણસો ભેગા મળી તેને કબીરજી પાસે લઇ ગયા. તેમણે કબીરને પેલી સ્ત્રીની સઘળી હકીકતથી વાકેફ કર્યા, ત્યારે સાગરસરખી ગંભીરતાથી સંતે તેમને પૂછ્યું:—"તમે તે સ્ત્રીને શું કરવા માગો છો ?" લોકોએ જવાબ દીધો:—"પ્રભુ ! અમારે એને સખત શિક્ષા કરવી છે." કબીર બોલ્યા:— "આવતી કાલે તે સ્ત્રીને લઇ સૌ નગરજનો અહીં આવજો.

હજી તો પૂરૂં અજવાળું એ નહોતું થયું, ત્યાં તો કબીરજીની ઝુંપડી બહાર નગરજનોનાં પૂર ઉલટયાં. કબીરે પેલી પતિત સ્ત્રીને એક જગ્યાએ ઉભી રાખી; લોકોનો સમૂહ તેની આસપાસ વીંટળાઇને ઉભો. શાંત મીઠા સ્વરે સંત બોલતા સંભળાયા: "તમે કહો છો કે, આ સ્ત્રી પાપી છે, આવી પાપી સ્ત્રીને જરૂર સજા થવી જોઇએ. દરેક નગરજન એકકેક પથ્થર ઉપાડી એને મારજો." લોકોમાં આનંદના પોકાર થવા લાગ્યા; પણ એકેય પથ્થર પડે તે પહેલાં કબીર બોલ્યા:— "ઉભા રહો; થોભી જાઓ. તમે બધા આ બાઇને એના પાપની સજા કરો છો, પણ તમારી ખાત્રી તો છે ને કે તમે તેને શિક્ષા કરવા લાયક છો ? તમારામાંથી જે તદ્દન પાપરહિત હોય, તેજ એને પથ્થર મારે. તમે પણ પાપી હો તો આ પાપી સ્ત્રીને મારવાનો તમને શો હક્ક છે ?" લોકોમાં ખળભળાટ થયો. પેલી પતિત સ્ત્રીની આસપાસ થયેલું માણસોનું કુંડાળું ધીમે ધીમે દૂર ને દૂર ખસતું ગયું; દરેક જણ પાછળ પગલાં ભરી ચાલવા માંડતું હતું; દરેક પગલે તેમને પોતપોતાનાં પાપો યાદ આવતાં હતાં. ધીમે ધીમે લોકો અદૃશ્ય થઇ ગયા. સંત કબીર અને પેલી સ્ત્રી, એ બેજ હવે ત્યાં રહ્યાં. સંત કબીર પેલી સ્ત્રી પાસે આવ્યા અને તેને હાથ જોડીને કહ્યું:—"માતા! તું પાછી ઘેર ચાલી જા. મારી ખાત્રી છે કે, હવે પછી તું કદીએ પાપ નહિ કરે."

સ્ત્રીની આંખમાંથી આંસુની રેલ ચાલી. કબીરે તેને રડવા દીધી. આંસુદ્વારા એનાં પાપ ઓસરી જતાં હતાં.

તે દિવસથી પેલી સ્ત્રી કબીરની પરમભક્ત બની. કબીરપંથીઓએ તે મહાભાગ્યશાળી સ્ત્રીના બહુ ગુણ ગાયા છે.

[ "બાલમિત્ર"—(આણંદ) એપ્રીલ-૧૯૨૬ ]

# ૬૮—મહર્ષિના અમર આત્માને અનેક વંદન હો!

એ વાતને સો સો વરસ વીતી ગયાં. ગઇ સદીના એક સુધન્ય વરસમાં ટંકારાના પુણ્યતીર્થે એણે જન્મ લીધો. સનાતન ધર્મના તેજોમય કીર્તિદીપકની ઝાંખી પડતી શિખાઓને સંકોરવાને, તેને સતેજ કરવાને કાજે એનો અવતાર હતો—અને,—અને એ પુણ્યપુરાણ સંસ્કૃતિનાં ઓસરતાં પૂરને તેણે પાછાં વાળ્યાં!

એ હતો મહર્ષિ! મહાનથીયે મહાન ઋષિમુનિઓથી ન પળાયલાં વ્રતોના એણે પરચા બતાવ્યા. મહત્તમ વિભૂતિઓની પરમ મહિમામયી શક્તિઓના ભૂલાતા જતા ઇતિહાસોને એણે પાછા સજીવન કર્યા. સદ્ધર્મના અંધકારપછેડા હેઠળ છુપાયેલા અધર્મના મહાપટલોને એણે દુનિયાની દષ્ટિએ આણ્યા. સનાતન હિંદુત્વના દેહપર થતા જખમોને નિવારવાના એણે માર્ગ બતાવ્યા.

એ હતો એકનિષ્ઠ બ્રહ્મચારી. ઇતિહાસને ચોપડે સુવર્ણાક્ષરથી ઝળહળતા ભીષ્મ-પિતામહના જીવનાદર્શોને અશક્ય માનવા લાગતી થયેલી પ્રજાને આંગણે એણે બ્રહ્મચર્યનાં ઓજસ્ ઉતાર્યાં, સત્ય તપશ્ચર્યાનાં બ્રહ્મવર્ચસ્વ દાખવ્યાં. સંન્યાસીઓનો પરમ સંન્યાસી, સંસારીઓનો પરમ પૂજનીય, સનાતન હિંદુધર્મનો મહા ઉદ્ધારક—હિંદુત્વના પુનરુજ્જીવન કાજે જીવનભર ભેખ ધારણ કરી તેને ખાતર પ્રાણ ન્યોછાવર કરનાર—એ હતો દયાનંદ સરસ્વતી.

વીસ વરસની દૂધમલ ઉંમરે એણે ઘર તજ્યું અને ભગવાં ધારણ કર્યાં. આઠ આઠ વરસો સુધી ન જોયાં ઉંઘ ને થાક, ન જોઇ ભૂખ કે તરસ, અને વિદ્યાભ્યાસ કર્યો; યોગનાં ચિંતન કર્યાં; સારૂં હિંદ તેમની ગર્જનાના ટંકારોથી પછે ગાજી રહ્યું. આર્યત્વનો તેણે ઝુંડો ધર્યો અને હિંદુત્વને હાકલ નાખી; વહેમ ને અજ્ઞાન-નાં, મિથ્યાચાર ને આડંબરનાં, ધતીંગો અને ધર્મઘેલછાઓના જાળાં ઝાંખરાં તેણે સાફ કરવા માંડયાં. બ્રહ્મચર્યના તેણે આદેશ આપ્યા. દુઃખના ડુંગરાઓ હેઠળ સેંકડો વરસનાં રૂઢિબંધનોથી કચડાતી રાંકડી વિધવાઓની તેણે બાંય ઝાલી. હિંદુઓના કહેવાતા અસ્પૃશ્યતાવાદના મૂળના તેણે ઉચ્છેદન આદર્યાં—અને સારી હિંદુ આલમમાં ચેતનાની ચિણગારી ચમકી ઉઠી.

ને સત્યનો જપ જપવા ખાત્તર, નેકીની નેકી પુકારવા ખાતર જેમ સૉક્રેટીસે ઝેરના પ્યાલા ગટગટાવ્યા, તેમ ગરવી ગુજરાતના એ પનોતા સંતાનને પોતાનો કીર્તિધ્વજ ફરફરાવતાં, ઝેરીલાં ભોજનો આરોગી દેહ કુરબાન કરવો પડયો.

સેવા એ જેનો મંત્ર હતો, બ્રહ્મચર્ય એ જેનું વ્રત હતું, ધર્મ એ જેનો પ્રાણ હતો, આત્મત્યાગ એ જેનો દેહધર્મ હતો—દયા, ક્ષમા અને ઋજુતા જેના અંગે અંગમાં ઉભરાતી એવા એ યોગીને, તેના અમર આત્માને વારંવાર વંદન હો, કોટિ કોટિ નમસ્કાર હો! ( 'ગાંડીવ' સુરત, તા.૧૪–૨–૨૬નું મુખપૃષ્ઠ. )

# ૬૯—સ્વામી વિવેકાનંદનો એક મહામંત્ર

( લેખક—સ્વામી વિવેકાનંદ )

ઓ હિંદુસ્તાન ! સીતા, સાવિત્રી અને દમયંતી, એ તારી સ્ત્રીજાતિનો આદર્શ છે એ તું ભૂલતો નહિ; તારો ઇષ્ટદેવ યોગીઓનો યોગી અને ત્યાગી ઉમાપતિ શંકર છે, તે તું ભૂલતો નહિ; તારૂં લગ્ન, તારી દોલત અને તારી જીંદગી ઇંદ્રિયવિલાસમાટે કે તારા અંગત સુખને માટે નથી, એ તું ભૂલતો નહિ; જગદંબાની વેદિમાં હોમાવાને માટેજ તું જન્મ્યો છે, એ તું ભૂલતો નહિ; તારા દેશનું સામાજિક બંધારણ અનંત વિશ્વવ્યાપી માતૃત્વનોજ પડઘો છે, એ તું ભૂલતો નહિ; અંત્યજો, અજ્ઞાનીઓ, ગરીબ લોકો અને ભંગી લોકો પણ તારા ભાઇઓ છે, એ પણ તું ભૂલતો નહિ.

હે હિંદુસ્તાનના વીરપુત્ર ! તું બહાદૂર થા, હિંમતવાન થા, તું હિંદુ છે તે-માટે મગરૂર થા અને જગતને જાહેર કર કે:-"હું હિંદુ હિંદુસ્તાનમાં જન્મ્યો છું અને દરેક હિંદવાસી બ્રાહ્મણથી માંડીને ભંગી સુધીના સર્વ મારા ભાઇઓ છે."

ઓ હિંદવાસી ! તારી કેડ ઉપર એકમાત્ર લંગોટીજ રહેલી હોય તોપણ તું ગર્વથી મોટે સાદે કહેજે કે:-"હિંદનું જીવન એજ મારૂં જીવન છે, હિંદના દેવોજ મારા ઉપાસ્ય છે; હિંદનો જનસમાજ એ મારા બાળપણનું પારણું, જુવા-નીની વિલાસભૂમિ અને ઘડપણની સ્વર્ગસમી કાશી છે."

ઓ મારા ભાઈ ! તું જગતને કહેજે કે:-" હિંદુસ્તાનની પવિત્ર ભૂમિ એજ મારી સ્વર્ગભૂમિ છે અને હિંદુસ્તાનનું કલ્યાણ એજ મારૂં કલ્યાણ છે."

હે ભારતીય! આ મહામંત્રનો તું રાતદિવસ જપ કરજે કે:-" હે લક્ષ્મીપતિ! હે ગૌરીપતિ ! હે જગદંબા ! મને ખરૂં પુરુષત્વ આપજો. હે સર્વ પ્રકારના બળ-ઐશ્વર્યના ભંડાર ! મારી નિર્બળતાનો, મારી ભીરુતાનો નાશ કરજો અને મને ખરો મર્દ બનાવજો."

# ૭૦–મૃત્યુલોકનું અમૃત–છાશ

મળાવરોધ–કબજીઅત થવાથી શરીરમાંથી કચરો બહાર નીકળી જવાને બદલે અંદર ને અંદર સડયા કરે છે; અને પછી હરવખત તેના થોડા થોડા કણ લોહીસાથે મળી જઇને રક્તવાહિની નાડીઓમાં ભરાઇ બેસે છે, તેથી રક્તવાહિની નાડીઓ ફૂલે છે અને અક્કડ–જડ થઈ જાય છે, એટલે લોહીના ફરવામાં વિઘ્ન આવવાથી શરીરના જૂદા જૂદા અવયવોને લોહી યોગ્ય પ્રમાણમાં મળતું નથી; તેથી શરીર વૃદ્ધ જેવું દેખાવા લાગે છે અને તેથીજ મગજ, નેત્ર, હૃદય, ઉદર ( આમાશય, પકવાશય ) જનનેંદ્રિય વગેરે અવયવો વ્યાધિગ્રસ્ત તથા શિથિલ રહે છે. જો ઉત્તેજક (માદક–તામસી) પીણાં હૉટલોમાં કે રખડપટ્ટુ લોકો પાસેથી અઢારે વર્ણના એઠા ઉચ્છિષ્ટ રકાબીપ્યાલાદ્વારા પીવામાં આવ્યાં હોય ત્યારે તો પીનારાઓ ઉપદંશ, પ્રમેહ આદિ ચેપી વ્યાધિઓના ભોગ પણ થઇ શકે છે. એકની એક સોડાની બાટલી ઢેડ, ભંગી, મુસલમાને મોઢામાં ખોસેલી તે આજનો સુધરેલો બ્રાહ્મણ વગરસંકોચે પી શકે છે. તેમાં હવે ચેપી રોગોને ઉત્પન્ન થવા માટે અવરોધ શુ રહ્યો ? દેશી અને પરદેશી વિદ્વાનો કહે છે કે, જમ્યા પછી ગાયના દૂધની સ્વચ્છ મોળી છાશ પીવામાં આવે તો તેથી બહુ ફાયદા થાય છે, રક્તવાહિનીમાં સંચિત થયેલો જડ પદાર્થ–કણ પીગળી જાય છે અને તેનો કોઈપણ અવયવમાં સંચય થતોજ નથી; તેથી રુધિરાભિસરણને સારી મદદ મળે છે એટલે શરીર હૃષ્ટપુષ્ટ થઈ નાની વયમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી. છાશમાં જઠરાગ્નિ પ્રદીપ્ત કરવાનો ગુણ હોવાથી વિકૃત પદાર્થ ઉત્પન્ન થતો નથી અને કોઇ કારણવશાત્ થયો તો છાશનો મળશોધક (દસ્ત સાફ લાવવાનો) ગુણ તે વિકૃત પદાર્થને બહાર ધકેલી કાઢે છે; એટલે લોહી, માંસ, મેદ, મજ્જા, વીર્ય આદિમાં કોઇ પણ વ્યાધિનો ઉદ્‌ભવ થવાનો બહુ થોડો સંભવ રહે છે.

અમુક અમુક વ્યાધિવાળાને શાસ્ત્રકારો છાશનોજ ખોરાક લેવાની ભલામણ કરે છે. એકલી છાશ ઉપર ૧૫–૨૦ દિવસ કાઢેલા માણસો મેં ઘણા જોયેલા છે. દરેક વ્યાધિવાળાને તથા નિરોગીને દરેક ઋતુમાં દરેક પ્રકૃતિવાળાને દરેક સ્થળમાં દરેક વખતે છાશને પથ્ય ગણેલ છે. અનુભવ પણ એ વાતને પુષ્ટિ આપે છે. ખોરાકમાં અથવા ખોરાકતરીકે છાશનો છૂટથી ઉપયોગ થાય છે. તે સિવાય વૈદક શાસ્ત્રમાં છાશથી અમુક અમુક વ્યાધિઓ પણ જૂદા જૂદા અનુપાનથી મટી શકે છે, એમ વર્ણવ્યું છે. એ છાશનું ગામઠીઉં વૈદું પણ જાણવા જેવું છે. લખે છે કે, ઔષધતરીકે અથવા અનુપાનમાં ઓસડીઆ સાથે વાપરવાની ગાયના દૂધના દહીંમાંથી બનાવેલી છાશ તાજી મોળી સ્વચ્છ ગોળી ( કલાઈ દીધેલ પીતળની અગર માટીની)માં બનાવેલી વાપરવી. (ખોરાકમાં પણ એવીજ વાપરવાનું સમજવું.) લીંડી-

પીંપરનું વાલ ૧ ચૂર્ણ અને છાશથી ખાંસી, છાતીનો કફ મટે છે: અજીર્ણમાં સિંધાલુણ અને મરી સાથે, ગરમીના તાવમાં સાકર સાથે; ઝાડા–મરડામાં જીરૂં તથા સાકર સાથે; મગજની ગરમી, મગજનું ખાલીપણુ વગેરેમાં જેઠીમધના મૂળસાથે; નેત્રની ઝાંખ, ગરમી વગેરેમાં છાશ એકલી પીવી; સાદ બેસી ગયો હોય તો સેકેલી બહેડાંની છાલના ભૂકાસાથે; છાતીના દુખાવામાં તેમજ ધબકારામાં પીપળીમૂળના ભૂકાસાથે, લોહીના ઝાડામાં બીલાંના ગર્ભસાથે; સૂકા હરસમાં ગોળસાથે; દુઝતા અર્શમાં ઈંદ્રજવસાથે; સાપના દંશ ઉપર સરસડાની છાલના ક્વાથસાથે; કમરનો દુખાવો, વા વગેરેમાં લસણના રસસાથે; છાતીમાંથી પડતા લોહીમાં અરડુસાના રસસાથે; કાંકચીઆના ભૂકાસાથે બધી જાતના તાવમાં; માથાનો દુખાવો તથા આદાશીશીમાં જાયફળસાથે; પેટના કૃમિ–જીવડામાં વાવડીંગના ચૂર્ણસાથે, સુવારોગમાં ત્રિકટુનાં ચૂર્ણસાથે; મૂત્રકૃચ્છ્રમાં જવખારના ભૂકાસાથે; ગુલ્મવાયુમાં વડાગરા મીઠાના ભૂકાસાથે; અને સુકૃપ્રમેહમાં ગોખરૂના ચૂર્ણસાથે લેવી; દાદર, ખસમાં કુંવાડીઆંના બીજસાથે વાટી લેપ કરવો.

ઉપરનાં અનુપાન અથવા ઓસડીઆં સાથે છાશનો ઉપયોગ કરવાથી તે તે વ્યાધિ મટે છે. તે ઉપરાંત સ્ત્રી, બાળક, યુવાન, વૃદ્ધ, રોગી, નિરોગી, સર્વને સામાન્યરીતે સર્વ દેશકાળમાં પથ્યરૂપ છે, તેથીજ તેને **મર્ત્યલોકસુધા** નામ આપેલ છે. છાશ જ્યારે એવા એવા ફાયદા આપે છે, ત્યારે અર્વાચીન સુધરેલાં પીણાં તે તે રોગોને ઉત્પન્ન કરનારાં તથા અનેક રોગનાં બીજ આરોપણ કરી માનવશરીરને હીન દશાએ પહોંચાડનારાં માલમ પડે છે. સુધરેલાં પીણાં પીનારા વર્ગને સ્વપ્ને પણ અનુભવ નહિ હોય કે કડકડીને લાગતી ભૂખ કેવી હશે!

જે સુખ અને શરીરબળનો અનુભવ એક ગરીબ કે સામાન્ય સ્થિતિનો માણસ બાજરાનો ટાઢો રોટલો અને છાશ કે ખીચડીનો ખાનારો જે આનંદ અને આરોગ્ય મેળવી શકતો હશે, તે સુખ ને આરોગ્ય દિવસમાં ત્રણ ચાર વખત ચા, કાફી, કોકોના ઉકાળા અને સોડાના બાટલા ચઢાવનારા મેળવી શકતા હશે! )

( "**ભજનમાળા**" ભાગ ૫ માંથી )

# ૭૧—કિંમત અંગ્રેજીની કે શાની ગણાય?

( લેખક—**મહાત્મા ગાંધીજી** )

મોટી જવાબદારીનો હોદ્દો ભોગવવાને સારૂ અંગ્રેજી ભાષાનું કે બીજું ભારે અક્ષરજ્ઞાન હોવાની જરૂર હોયછે તેના કરતાં ઘણી વધારે જરૂર તો સચ્ચાઇ, શાંતિ, સહનશીલતા, દઢતા, સમયસૂચકતા, હિંમત અને વ્યવહારબુદ્ધિની હોય છે. આ ન હોય ત્યાં સારામાં સારા અક્ષરજ્ઞાનની સામાજિક કામમાં દુકાનીભર પણ કિંમત નથી હોતી. ( 'નવજીવન' તા. ૨૭–૪–૨૪ )

## ૭૨—" આગળ ધસો " માંથી સોનેરી વચન

"મને વખત મળતો નથી; મને તક મળતી નથી; એવું કોઇ મહાન કાર્ય કરનાર કહેતો નથી. 'તક મળતી નથી' એ નબળા અને એદિ મનુષ્યોનુંજ હમેશનું બહાનું છે. દરેક મનુષ્યને જીવનમાં અનેક તક મળે છે."

× × × × ×

"માણુસ ઝુંપડીમાં જન્મેલો હોય કે મહેલમાં જન્મેલો હોય, તે કાંઇ મહત્ત્વનું નથી; દૃઢ હેતુનો આવેશ તેનામાં હશે અને તે સ્વાશ્રય રાખશે તો માણુસ, દેવ કે દાનવ પણ તેને આગળ વધતાં અટકાવી શકશે નહિ."

× × × × ×

"તમારે શું કરવું તે વિષે જગત કંઈ કહેતું નથી; પણ તમે જે કાંઈ માથે લો તેમાં સર્વોપરી શ્રેષ્ઠ બનો, એમ તેનું કહેવું છે; પહેલા વર્ગના ભલે ઉંચકનાર થવું, પણ કોઇ પણ કામમાં બીજા વર્ગમાં આવવું નહિ. એમાં ખરી ફતેહ રહેલી છે."

× × × × ×

"તમે શું જાણો છો અગર તમે કોણ છો, તે હાલના જમાનામાં પૂછવામાં આવશે નહિ; તમે શું કરી શકો એમ છો, તેજ આ જમાનાનો પ્રશ્ન છે."

## ૭૩—ક્યા જર્મની ભારતકા ઉપનિવેશ થા ?

---

"જર્મન" શબ્દ "શર્મન" કા અપભ્રંશ હૈ. 'શર્મન' મેં 'શૄ' 'હિંસાયામ્' ધાતુ હૈ, જીસકા અર્થ હૈ મારકાટ. પ્રાચીન સમયમેં બ્રાહ્મણ અપની ધર્મરક્ષાકે લિયે યુદ્ધ કરતે થે; ઉસ સમય ઉનકા નામ 'શર્મા' અર્થાત્ ધર્મ-યોદ્ધા પડા. જર્મનીમેં બ્રાહ્મણોંકી એક મંડલી ગયી થી. ઉસીકી 'શર્મા' ઉપાધિકે અનુસાર જર્મનીકા યહ નામ પ્રસિદ્ધ હુઆ. ઉચ્ચારણકી શિથિલતાસે 'શ' કા 'જ' હો ગયા. દોનોં અક્ષર તાલુસે હી બોલે જાતે હૈં. જર્મનોંકે ઇતિહાસમેં લિખા હૈ કિ, વે 'મૈન' અર્થાત્ મનુકી સન્તાન હૈ. ભોરકો ઉઠકર હાથ–મુંહ ધોના ભારતીય આચાર હૈ. જર્મનીમેં યહ પ્રથા હૈ. પહલે વહાં શિખાકી તરહ કેશ બાંધતે થે. રોમ–ઇતિહાસલેખક ટાસીટસને અપને ઇતિહાસમેં જર્મનોંકે શિખાબંધનકી ચર્ચા કી હૈ. બહુતોંકી ધારણા હૈ જર્મન અપને પૂર્વજોંકે ભારતીય સંસ્કારકે કારણ હી સંસ્કૃત ભાષાકે પ્રેમી હોતે હૈં.

**'મતવાલા'** તા. ૫–૧૨–૨૫–**શિક્ષા ( પટના )**

---

# ૭૪—ગામડાંઓનો—આર્તનાદ પાણી! પાણી!!

"વિવિધ ગ્રંથમાળા" ના વાંચનાર! "સૌરાષ્ટ્ર"ના પરોપકારી તંત્રી મહાશયનો નીચલો ઉલ્લેખ અને બીજી હકીકત ધ્યાનપૂર્વક વાંચીને એવાં શુભકાર્યમાં સહાયક થવાય તેટલા થવાને (ખરા અર્થમાં પુણ્યભાગી થવાને) ચૂકશો નહિ.

**મંત્રી–સસ્તું સાહિત્ય.**

આ વર્ષનો ઉનાળો અગ્નિ વરસાવતો વરસાવતો આ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર જેમ જેમ આગળ પગલાં માંડતો જાય છે, તેમ તેમ સૌરાષ્ટ્રનાં ગામગામડાંઓનાં નવાણુ સૂકાતાં જાય છે અને અસહાય, અકિંચન, અનાથ ગામડીઆઓ 'પાણી! પાણી!!' નો આર્તનાદ કાઢી કોઈ દાતાઓની સહાયને માટે પોકાર કરે છે. છેલ્લાં ત્રણ વર્ષ થયાં એ આર્તનાદને 'સૌરાષ્ટ્ર' ની કટારોમાં સંગ્રહી સૌરાષ્ટ્રના વાંચનારાઓ સન્મુખ અમે ધરતા આવ્યા છીએ અને તેમની સહાયવડે 'સૌરાષ્ટ્ર પાણીફંડ કમીટી' દ્વારા એ દુઃખનું યથાશક્તિ નિવારણ યોજવા પ્રયત્નશીલ રહ્યા છીએ. આ વર્ષે પણ અમે એ ગામડાંઓનું પાણીનું દુઃખ ટાળવાના પ્રયાસ ચાલુજ રાખ્યા છે. આજસુધીમાં–ઉનાળાના પ્રથમ મહિનામાં 'સૌરાષ્ટ્ર' થી જેટલું કામ થયું છે તેનો સંક્ષિપ્ત અહેવાલ આ નીચે છે અને હજી પાણીનો પોકાર તો ધોધમાર ચાલ્યોજ આવે છે. તેમાંથી જેટલાં કામો પૈસાની સહાયને વાંકે વણઆદર્યાં રહ્યાં છે, તેની ટીપ પણ આ સાથે છે. અમારી આશા છે કે, કાઠિયાવાડમાં અને કાઠિયાવાડ બહાર વસતો કાઠિયાવાડી તેનાં ગામડાંમાં વસતાં બંધુઓનો આ દુઃખસ્વર સાંભળી, તેનો હિસ્સો મોકલી, પાણીફંડની ઝોળીને છલકાવી નાખશે.

## પરબો બેસી ગયાં.

૧. **ખડીઆ:**–ને પાદર કલકત્તાવાળા શેઠશ્રી અંબાલાલ પુરુષોત્તમદાસ તરફથી માસ્તર રાજારામમાર્ફત પરબ બેસાડી દીધું. ખર્ચ આશરે રૂા. ૫૦) આવશે.

૨. **અણીડા:**–ને આંગણે મુંબાઇવાળા શેઠશ્રી ગોકળદાસ ધરમશી તરફથી અમારા પ્રતિનિધિદ્વારા, કામદાર ગૌરીશંકરમાર્ફત પરબ ખોલાવ્યું. ખર્ચના રૂા. ૩૪) આવ્યા.

૩. **અરજણસુખ:**–કોઇ સજ્જન તરફથી સહાય મળી રહેશે, એ આશાએ 'સૌરાષ્ટ્ર પાણી ફંડ' તરફથી અમારા પ્રતિનિધિદ્વારા માસ્તર ચકુલાલ માર્ફત પરબ બેસાડી દેવામાં આવ્યું. ખર્ચ રૂા. ૩૦) આવશે.

૪. **કોટડા–મોટા:**–અહીંને માટે પણ મદદ આવી પહોંચશે એમ ધારી રા. મણિલાલ સંઘવીમાર્ફત પરબ શરૂ કરાવી દીધું છે. ખર્ચ રૂા. ૫૦) આવશે.

૫. **કેશાળા:**–અને ગાવડકા વચ્ચે, ત્રણ ગામને ત્રિભેટે, વલસાડવાળા શેઠ શ્રી મથુરાદાસ તરફથી મળેલી મદદ રૂા. ૯૦ માંથી, અમારા પ્રતિનિધિદ્વારા, જોશી મયારામ પ્રાણજીવનમાર્ફત પરબ બેસી ગયું.

૬. **કુંકાવાવ:**–અને જૂના વાઘણીયા વચ્ચેની સડકે, એક બીજું પરબ એજ ગૃહસ્થ તરફથી મળેલી મદદમાંથી અમારા પ્રતિનિધિએ જાતે જઈ ખોલ્યું છે, કેશાળા અને કુંકાવાવ, આ બન્ને પરબોમાટે કુલ રૂા. ૧૨૫)નું ખર્ચ આડસટાયું છે.

૭. **કેરીયા–નાગસ:**–અને અમરેલી વચ્ચે, તેમજ બીજું કેરીયાનાગસ અને મતીરાળા વચ્ચે, એમ બે પરબો, સુરતવાસી શેઠશ્રી છબીલદાસ ધરમચંદ તરફથી મળેલી મદદમાંથી પટેલ રણછોડભાઇમાર્ફત ચાલુ કરાવી દીધાં છે. બન્ને પરબો પાછળ રૂા. ૮૦) નું ખર્ચ થશે.

૮.–૧૨. **પાંચ પરબો:**–(૧) લુણકી ને ભીલાના રસ્તાપર, (૨) ઈંગોરાળાને પાદર, (૩) ચરખાને પાદર, (૪) ખીજડીયા જંકશને, (૫) પીપરીયા ને લાઠી વચ્ચે એમ પાંચ પરબો: બાબરાવાળા ભાઇ નાનાલાલ નારણદાસમાર્ફત શરૂ કરી દેવામાં આવ્યાં છે. આ પરબોનો કુલ ખર્ચ રૂા. ૩૦૦) થશે. આને માટે મદદની જરૂર છે.

૧૩. **જામવાળી:**–ને પાદર, બાલવા સ્ટેશનથી ઉતરતાં ઉતારૂઓ અને બીજા વાટમાર્ગુઓનું પાણીનું સંકટ ટાળવા શાહ પોપટલાલ માર્ફત બેસાડયું છે. મદદ મળવી બાકી છે. રૂા. ૫૦) જોઇશે.

૧૪. **હુડલી:**–અને ગરમલી વચ્ચે, માસ્તર જેઠાલાલ માર્ફત પરબ બેસાડી દેવામાં આવ્યું. રૂા. ૨૫) ની જરૂર છે.

× × × × ×

## કૂવા–હવાડાનાં કામો આરંભાયાં.

૧. **મેથા–પીપળીયા:**–ગામને પાદર એકજ કૂવો, અને તેમાં પાણીનું ટીપુંએ નહિ. 'સૌરાષ્ટ્ર' ના પ્રતિનિધિને દોડાવી, તપાસ કરાવી; અને ખોદાવવાનું કામ કામદાર ત્રિભુવન બેચર હસ્તક શરૂ કરાવ્યું. આ કૂવો ખોદાવવાનો ખર્ચ શેઠશ્રી મહેરઅલ્લી હરજીભાઈ–મુંબાઈવાળા તરફથી મળેલા રૂા. ૨૦૦) માંથી થશે.

૨. **જૂના વાઘણીઆ:**–સાત કાઠી–દરબારોના આ ગામના ચારે કૂવા ખાલી પડેલા. તેની અમારા પ્રતિનિધિમારફત તપાસ કરાવી, રૂા. ૨૦૦) ની શેઠશ્રી મહેર અલ્લીભાઇની મદદમાંથી ત્યાંના બે કૂવા ખોદાવવાનું કામ ત્યાંના સ્કુલ માસ્તર, તલાટી હીરાચંદભાઇ અને પટેલ હસ્તક શરૂ કરાવ્યું છે. એક કૂવામાં તો સારી રીતે પાણી થઈ પણ ગયું.

૩. **કેશાળા:**–( બાબરા ) ગામને પાદર કૂવો તો છે, પણ તેમાંથી ગાળ કઢા-

વવાની જરૂર હતી. તેમજ ગાયોને કાજે હવાડાની પણ એટલી આકરી જરૂરત હતી. ગામલોકોની અરજપરથી, અમારા પ્રતિનિધિને ત્યાં મોકલી, કૂવો ગળાવવાનું અને નવેસર પાકો હવાડો બંધાવવાનું કામ ત્યાંના શા. ધનજી, શા. વનમાલી, રેવન્યુ પટેલ વગેરે કમીટી હસ્તક તાત્કાલિક શરૂ કરાવ્યું છે. આશરે રૂા. ૨૦૦) ખર્ચ થશે. તેને માટે મદદ જોઇએ છે.

૪. **ઓળીટા:**–ને પાદર, નવો હવાડો બંધાવવાનું અને કૂવો ગળાવવાનું કામ રા. કનૈયાલાલ કોઠારીમારફત શરૂ કરાવી દેવામાં આવ્યું છે. આમાં કુલ રૂા. ૫૦૦) ખર્ચ થશે. તેમાંથી રૂા. ૨૫૦) ની કિંમતની મજુરીની મદદ ગામ લોકોએ આપી છે. મદદ જોઇએ છે.

૫. **તરવરી:**–ના બન્ને કૂવામાંથી પાણી ખૂટયાં છે. માગણી આવતાં, બન્ને કૂવા ખોદાવવાનું કામ મેધા પીપળીયાના કામદાર ત્રિભુવનદાસ હસ્તક શરૂ કરાવી દીધું છે. ખર્ચ રૂા. ૫૦) જેટલું થશે. કોઇએ એ હુંડી સ્વીકારવી જોઇએ.

૬. **કુતાણા:**–ની ગામલોકોએ હાલમાંજ ખોદેલી નવી કૂઇ, જયપુરવાસી ઝવેરી દુર્લભજીભાઈ તરફથી મદદ પહોંચતાં, પાકી બંધાવવાનું કામ શરૂ કરાવી દીધું છે. ખર્ચ રૂા. ૭૦) નો થશે.

**દેવલીયા:**–ચાંદગઢ વગેરે ગામડાંમાંથી અમરેલી જતાં સેંકડો મજુરોને પાણી પાવા માટે ચકરગઢ અને અમરેલી વચ્ચે, અવેડી નજદીક એક પરબ બેસાડવાની જરૂર છે. ખર્ચ રૂા. ૫૦) થશે.

**મેધા પીપલીયા:**–ને સીમાડે, સુલ્તાનપુર, રાણશીકી, તરવરી વગેરે ગામોના ત્રિભેટે એક પરબ મંડાય તો વટેમાર્ગુઓને પાણી મળે. ખર્ચ રૂા. ૪૦) આવશે.

**પીપરડી** રોડ:–સ્ટેશને નથી છાંયો કે પાણી. ઉનાળાના આ દિવસોમાં પાણીવિના મુસાફરોના દુઃખની સીમા નથી રહેતી. રૂા. ૭૦) કોઇ દાતા આપે, તો એ ખર્ચ ઉપડે.

**ત્રંબોડા:**–ને નડાલા વચ્ચે પરબ ખોલવા રૂા. ૫૦, ની જરૂર છે.

**વીંછીઆ:**–અને એરીના રસ્તા પર એક પરબ બેસાડવા માટે અને કૂવો ગળાવવા માટે રૂા. ૫૦, ની મદદ જોઇએ.

× × × × ×

## પાણીનો પોકાર કૂવા–હવાડાઓ

**લતીપુર:**–ત્રણ વર્ષથી તો આ ગામમાં દુષ્કાળ છે. આઠે કૂવા તદ્દન ખાલી પડયા છે ને બાકીના એક કૂવામાં પાતાળ સુધી પાણી ઉતરી ગયું છે. રૂા. ૨૦૦) ખર્ચાય, તો ગામનું દુઃખ ફીટી જાય.

**કુબાળા:**–થાણાદેવળીના આ ગામે, કુસંપના કારણે, પટેલતલાટી કૂવો નથી ગળાવતા; દરબારશ્રી ગાયોની ધા સાંભળે તો સારૂં.

**પાણાખાર:**–નદી તો સૂકાઇ ગઇ છે, કૂવામાંથી પાણી ખૂટયું છે ને હવાડો તો છે નહિ. કોઇ સખીજન રૂા. ૩૦૦) ની મદદ આપે, તો હજારો ગાયોના આશીર્વાદ પામે.

**કમીગઢ:**–અને કેરાળાવચ્ચે, ખીજડીઆના એક મજુર ભાઇએ દયાવૃત્તિથી પ્રેરાઈ, પેટે પાટા બાંધી એક કૂઇ બંધાવી છે; પણ તેને ગળાવવાની અને એક પાકી અવેડી બંધાવવાની જરૂર છે. રૂા. ૫૦) ખર્ચ થશે.

**મોટા કોટડા:**–અને બીલખા વચ્ચે, બગસરાના ધોરી માર્ગ ઉપર એક વાવ છે. તેને ગળાવવાની જરૂર છે અને તેનાં પગથીઆં પણ તૂટી ગયાં છે. જીર્ણોદ્ધાર કાજે રૂા. ૨૫૦) જોઇએ છે.

**કેરાળેશ્વર:**–જેતપુર પાસેના આ મહાદેવના ધર્મસ્થાનમાં કૂવો ખોદાવવા માટે રૂા. ૧૦૦) ની જરૂર છે.

**લીંબલી:**–વઢવાણ કેમ્પ પાસેના આ ગામે એકજ કૂવો, તેમાંનું પાણી સાવ ખૂટયું છે. જો કોઇ દાતા રૂા. ૧૦૦) ની મદદ આપે, તો ગાયો પાણી પામે.

## પરબો

**ભડકવા:**–સેવાસમાજ તરફથી શરૂ થએલાં પરબોને ચાર માસ માટે માસિક રૂા. ૧૫) ની મદદ જોઇએ છે.

**બગસરા:**–થી અમરેલી જતા ધોરી માર્ગે, ટીંબલાના ચોકે એક પરબ ખોલવાની જરૂર છે. ખર્ચ રૂા. ૫૦) થશે.

**જાબુડા:**–અને કેરીઆ વચ્ચે એક પરબ ખોલાય તો સેંકડો પથિકો પાણી પામે. રૂા. ૫૦) ની આવશ્યકતા છે.

× × × × ×

## હુંડી સ્વીકારો

નીચેની માગણીઓ 'સારાષ્ટ્ર' ને પાને ચઢી ચૂકી છે; પણ હજીસુધી તેની હુંડી નથી સ્વીકારાઇ. 'સૌરાષ્ટ્ર' ના વાંચનારાઓની દયા ઉપર લખેલી હુંડીઓ સ્વીકારવીજ જોઇએ.

**કરમદ:**–( ભોઇકા ) ગામને પાદર કૂવો અને હવાડો બાંધવા માટે રૂા. ૪૦૦) જોઇએ.

**જામવાલી:**ને પાદર કૂવો ગળાવવા અને પાદરના પરબમાટે રૂા. ૧૫૦) જોઇએ.

**સાતુદડ:**–કૂવો સહેજ ઉતરાવવા ને હવાડો સમરાવવા રૂ. ૧૦૦) જોઇએ

**સરપદડ:**–ના હવાડામાટે રૂ. ૨૦૦, ની અગત્ય છે.

**દુધાલાના નેસ:**–નો કૂવો ખોદાવવા રૂ. ૨૦૦) ની મદદ જોઇએ છે.

**પચ્છમ:**–માં કૂવો કરાવવાનો છે. રૂ. ૫૦૦) જોઇએ.

**ચાવડા:**–નો કૂવો ખોદાવવો છે. રૂ. ૧૫૦) જોઇએ.

**મોટામાત્રા:**–માં નવો કૂવો કરાવવાની જરૂર છે. રૂ. ૪૦૦) જોઇએ.

**અરજણસુખ:**–નો કૂવો ખોદાવવા રૂ. ૨૦૦) ની મદદ જોઇએ.

**લાખાવડ:**–નો કૂવો ખોદાવવા માટે રૂ. ૧૦૦) ની મદદ જોઇએ.

**બાબરા:**–થી ચીતળ જતાં, માર્ગમાં એક કૂવો ગળાવવા અને પરબ બેસાડવા રૂ. ૧૫૦) મદદ જોઇએ.

**પાંચ ગામના કૂવા:**–ઇંગોરાળા, લુણકી, ટાણા, અલમપુર અને સરોડીઆ એ ગામોના કૂવા ગળાવવા માટે રૂ. ૨૫૦) ની મદદ જોઇએ.

**રીબડા સ્ટેશને:**–પાણી નથી મળતું. ત્યાં પરબ બેસાડવા માટે ચાર માસ માટે રૂ. ૧૫૦) ની જરૂર છે.

**લાલાવદર:**–અને અમરેલી વચ્ચે, પીરની જગ્યા પાસે પરબ બેસાડવા માટે રૂ. ૫૦) ની મદદ જોઇએ.

**બારપટોર:**–ના પરબમાટે પણ રૂ. ૫૦) મળે તો કામ થાય.

**જુનાસાવર:**–અને જીરા રોડ વચ્ચે પરબ ખોલવા રૂ. ૫૦) ની મદદ જોઇએ.

("**સૌરાષ્ટ્ર**"–તા. ૧૦–૪–૨૬)

# ૭૫–જરા નેપોલિયન તરફ પણ જોશો ?

"નેપોલિયન મુસાફરીદરમિયાન પોતાની સાથે ગાડું ભરાય તેટલાં પુસ્તકો રાખતો અને બે-પાંચ મિનિટનો અવકાશ મળતાં પણ કાંઇક વાંચી લેતો."

"સાહિત્ય, વિજ્ઞાન કે ધર્મ—કોઇપણ વિષયને લગતાં જે જે નવાં પુસ્તકો દેશમાં પ્રકટ થતાં તેની નકલ તે અવશ્ય ખરીદતો. તેનાપર (મુસાફરીદરમિયાન ઘોડા-ગાડીમાં) આંખ ફેરવી જતો; અને જે પુસ્તક તેને નિરુપયોગી જેવું લાગતું તેને તે ચાલતી ગાડીએ બારીમાંથી ફેંકી દેતો; અને આ રીતે કાગળોની કાપલીઓ તથા માર્ગમાં વેરાતાં પુસ્તકો ઉપરથી તે કયે રસ્તેથી ગયો હશે તે જણાઇ આવતું હતું."

("**મહાન નેપોલિયન**" **માંથી**)

## ૭૬—ગૃહદેવીઓનું મંગળ ગીત

( લેખક—નર્મદાશંકર બાલાશંકર પંડયા )

"અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ;
અમે સ્વર્ગથી સંસારતટે ઉતર્યાં રે લોલ.
અમે શાન્તિ ને આનંદ બધે રેલીએ રે લોલ;
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ.
અમે વાણીથી સ્વર્ગસુધા રેડીએ રે લોલ;
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ.
અમે ધાત્રીઓ સંસારની કહેવાઇએ રે લોલ;
અમે વીર કાંઇ ઉછંગમાં હુલાવીએ રે લોલ.
અમ ઉરથી અમૃતની શેરો ઝરે રે લોલ;
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએ રે લોલ.
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ;
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ.
દુ:ખી માનવીનું શિર અંક રાખીએ રે લોલ;
અમે ઉતર્યાં રોતાંનાં આંસુ લુછવા રે લોલ.
અમ હાસ્યથકી શોભતો સંસાર છે રે લોલ;
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતારશાં રે લોલ.
અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ;
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ.
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ;
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ."

## ૭૭—કહાં હૈ વીર શેર શિવરાજ?

( લેખક કવિ શ્રી હરિશંકર શર્મા )

દેખ હીનતા આર્યજાતિ કી, હોતા દુઃખ મહાન !
સંકટ સહ સહ સિસક રહી હૈ, હા! હા!! ઋષિસંતાન !
નષ્ટ હો ગયે સભી સુખ—સાજ
કહાં હૈ, વીર શેર શિવરાજ ?

ગાય, વિપ્ર, અબલાઓંપર હા ! હોતે અત્યાચાર !
વીર કહાને વાલે કાયર, સોયે પાંવ પસાર !
બચાવે કૌન આજ હા લાજ ?
કહાં હૈ વીર શેર શિવરાજ ?

દૂધ, દહીં, પટ, અન્નાદિક સે ભરે રહે ભંડાર,
પર અબ ટુકડે, ઔર ચીથડે તક કો હૈ લાચાર;
બન ગયે ઔરોં કે મુહતાજ
કહાં હૈ, વીર શેર શિવરાજ ?

કિસી સમય જગતીપર જિનકા દમકા દિવ્ય દિનેશ,
આજ વીર બનને કી ક્ષમતા રહી ન ઉનમેં શેષ ;
કહો ફિર કૌન કહે સરતાજ
કહાં હૈ વીર શેર શિવરાજ ?

મંદિર, મૂર્તિ, મઠોંપર ફિર સે હોને લગે પ્રહાર,
ચોટી ઔર જનેઉ બચના હુઆ હાય ! દુરવાર ;
પુકારે પીડિત પડા સમાજ
કહાં હૈ, વીર શેર શિવરાજ ?



# ૭૮—બતાવો ક્યાં હકીમી છે?

(લેખક-પ્રો. એન. પી. દવે, એમ. એ.)

ગઝલ

સનમ ! સંસારમાં પરવશ બની ફરવું રહ્યું હરદમ;
તમે આવી બીમારીમાં બતાવો ક્યાં હકીમી છે ?
હકુમત જ્યાં રહી પરની પરાયા રોષ ઝીલવાના;
અને આ દોષમય દોષે બતાવો ક્યાં હકીમી છે ?
ન દેખો દોષ કંઈ ખાલે જીગરમાં રોગ પેઠો છે;
બરાબર નાડ પરખીને બતાવો ક્યાં હકીમી છે ?
તપાસો નાડ આલમની કરી તયારી સાલિમની;
મને ના ગર્ઝન-માલમની બતાવો ક્યાં હકીમી છે ?
તબીબીમાં તમે હરગીઝ પુરા કુશાદે આલમમાં;
મહરબાની જરા કરીને બતાવો ક્યાં હકીમી છે ?
ઉભળતું દર્દ છે વસમું જીવન ઘેરાતું ચાલ્યું છે;
ઉગરવાની નથી બારી બતાવો ક્યાં હકીમી છે ?
અમારાં બેનુરાં ચશ્મો મહીં જો નૂર રેડો તો—
અમારી જીંદગી છે હક—બતાવો ક્યાં હકીમી છે ?
કરી કુરબાની તો ધાયું જીગર જાદું સનમ શરથી;
હવે મરતાં પુકારૂં છું બતાવો ક્યાં હકીમી છે ?

( 'પ્રજાબંધુ' ના રૌપ્યમહોત્સવના વિશેષાંક ઉપરથી ).

## ૭૯—શિવાજી કી પ્રતિજ્ઞા

જનની સમાન, જન્મ ભૂમિ કષ્ટ પા રહી,
જકડી પડી અનાથ અશ્રુ હૈ બહા રહી;
કોઈ નહીં સહાય, હાય હાય કર રહી,
તન છીન, મન મલીન દીન આહ ભર રહી;
સબ પાશ કાટકર ઇસે સ્વતંત્ર બનાઉં,
તબ મૈં યથાર્થ હી શિવાજી વીર કહાઉં. ૧
આયે ન આર્યવર્ત મેં યે શત્રુ–ભૂપ હૈં,
ઉતરે મનુષ્ય વેશ મેં નિશીચર સ્વરૂપ હૈં;
મંદિર બીગાડ, ઘર ઉજાડ કર સતા રહે,
હિંદૂ સ્રીયોં ને કયા ન અત્યાચાર હૈં સહે;
ઈનકે સિરોં કી ભેંટ ભવાની કો ચઢાઉં,
તબ મૈં યથાર્થ હી શિવાજી વીર કહાઉં. ૨
કીતને કુલોં કી માન મર્યાદા વિનષ્ટ કી,
સીમા નહીં હૈં ગાય બેચારી કે કષ્ટ કી;
મેરી પવિત્ર માતૃભૂમિ દલિત હો રહી,
માલિક બને હૈં આજ ઉસકે કોઈ ઔર હી;
ઈનકા મિટાઉં નામ હિંદૂ નામ બચાવું,
તબ મૈં યથાર્થ હી શિવાજી વીર કહાઉં. ૩
કિતને સિરોં સે ચોટિયાં જબરન ઉતાર લીં,
બદલે મેં ચોટિયોં કે યા ગરદન ઉતાર લીં;
કયા કયા કહું હા! સોચતે હી દિલ દહલ જાતા,
બાહેં ફડકતી ખૂન આંખોં ઉતર આતા;
ઈન કો પરસ્ત કર વિજય કે કેતુ ફહરાઉં,
તબ મૈં યથાર્થ હી શિવાજી વીર કહાઉં. ૪
ઐસી લગાઉં આગ યવનવન વિનાશ હો,
ઇસ અંધકાર મેં પુનઃ સુંદર પ્રકાશ હો;
ઉલટી બહાઉં ધાર ગંગા કી પહાડ કો,
મૈં એક દાને સે દીખા દૂં ફોડ ભાડ કો;
કોઈ બચે ન શત્રુ ઐસી ખડ્ગ ચલાઊં,
તબ મૈં યથાર્થ હી શિવાજી વીર કહાઉં. ૫

## ૮૦—હર હર મહાદેવ

( ચાકન દુર્ગ જીતને કે લિયે શિવાજી મહારાજકા ચારણ મહારાષ્ટ્ર સિપાહિયોંકો ઉત્સાહિત કરતા હૈ ઔર સૈનિકગણ ઉસકા પ્રત્યુત્તર દેતે હૈં )

**ચારણઃ**—ચાકન કે ઉત્તુંગ કિલેપર શત્રુ પતાકા ફહરાઈ,
મહારાષ્ટ્રપર તુર્કી દલ કી દીખ રહી હૈ પ્રભુતાઇ;
ઉઠો રાષ્ટ્ર કે ઉદ્‌ભટ વીરો સુત દારા કા મોહ તજો,
છુરા વ્યાઘ્રનખ ખડ્‌ગ તીર સે વીર બાંકુરે ખૂબ સજો. ૧

**સૈનિકગણઃ**—રાષ્ટ્ર હમારા ઘર હૈ, ઈસકે પહરેદાર સિપાહી હમ,
સોચ સમઝકર રખના ઈસમેં તુર્કો કે એ ભૂપ! કદમ;
આતે હૈં હમ ચાકન પર સે યવની ધ્વજાગિરાને કો,
માતૃ-ભૂમિ કી છાતી પર સે તેરા કદમ હટાને કો. ૨
મહાકાલ ઉસ રૂદ્રમૂર્તિ કી શક્તિ હમારી માતા હૈ,
મહારાષ્ટ્રકી દિવ્ય દેવતા તન મન ધન કી ત્રાતા હૈ;
ગોબ્રાહ્મણહિત છોડ પ્રાણ હમ ધર્મધ્વજા ફહરાયેંગે,
ખડ્‌ગવજ્ર સે શત્રુ શૈલ કા મસ્તક તોડ ગિરાયેંગે. ૩
જીયે દેવતા જીજીબાઈ પૂર્વ દિશાસી કાન્તિમયી,
જુગજુગ જિયે શિવાજી ભાસ્કર જીનકી જ્વાલા તેજમયી;
કિરણ સદશ હમ ઘિર જાયેંગે દિશા દિશામેં ફૈલેંગે,
માર માર કર તુર્કોંકો હમ પૈરોં તલે મસલ દેંગે. ૪
ચઢે ચલો બાદલ સે વીરો તોરણ કે ચહું ઓર ઘિરો,
ઉમડ ઘુમડ કર બેહદ બરસો, ટૂટ ટૂટ કર ખૂબ કરો;
માતા કા સ્તનપાન કિયા હૈ ઉસે ન બટ્ટા લગ જાયે,
છત્રપતી કા માન બઢે જગ મેં શુભ ડંકા બજ જાયે. ૫
મહારાષ્ટ્ર કી આન રહેગી ગોબ્રાહ્મણ રક્ષિત હોંગે;
તુર્કી દલ કી રુધિરનદી મેં વીર ચરણ વિપ્લુત હોંગે;
હિન્દૂપન કી લાજ બચેગી દેવાલય સજ જાયેંગે,
હોંગે હમ સ્વાધીન આજ, યા, વીર મૃત્યુ કો પાયેંગે. ૬
હર હર મહાદેવ

## ૮૧—આનંદસાગર બ્રહ્મની આરાધના વિષે

આનંદસાગર બ્રહ્મ આરાધીએ, એવું વેદવચન નિર્ધાર જો;
આનંદમાંથી સૌ જગ ઉપજે, જીવે આનંદે સંસાર જો. આ૦ ૧
અંતે આનંદમાં સરવે સમે, તે આનંદ અચલ કે'વાય જો;
અણુ ને આદિ તે બ્રહ્માલગી, સૌમાં સરખો આનંદ થાય જો. આ૦ ૨
આનંદ વિષયોમાં જે કહે, તેને ગુરુની ગમ ના હોય જો;
જડ વિષયોમાં આનંદ ના રહે, આનંદ ચૈતનમધ્યે જોય જો. આ૦ ૩
વિષયવિષે જે આનંદ થાય છે, તેનો જોજો કરી વિચાર જો;
ભમતી વૃત્તિ હોય છે જીવની, દેખી વિષય ઠરે છે ઠાર જો.
તેમાં પડે પ્રતિબિંબ બ્રહ્મનું, તેમાં છે આનંદ નિર્ધાર જો. આ૦ ૪
સૂકાં અસ્થિવિષે જ્યમ શ્વાનને, ખાતાં મુખનું લોહી લપટાય જો;
ત્યમ ત્યમ ખાય ઘણું ખાંતે કરી, કારણ પોતેના પ્રીછાય જો. આ૦ ૫
એમ વિષયમાં આનંદ જે કહે, તે નર શ્વાનસમા કહેવાય જો;
વિષયો નિદ્રામાં રેહેતા નથી, પણ આનંદનો અનુભવ થાય જો. આ૦ ૬
એથી સહજ સમાધીને વિષે, ઉપજે આનંદકેરા ઓઘ જો;
એવો અક્ષય આનંદ માણવા, સદાય કરવો સાચો જોગ જો. આ૦ ૭
આનંદ વિષયોનો સઘળે વદે, ઇંદ્રાદિક અજપદ કૈલાસ જો;
છોટમ બ્રહ્માનંદ જેને મળ્યો, તે તો ન કરે કોઇની આશ જો. આ૦ ૮

## ૮૨—સૌ છે એનું એ.

(લેખક—કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા)

અંજની ગીત

દેશતણા દીવા પ્રકટાવ્યા, દેશ મહીં હીરા નીપજાવ્યા;
અણમુલાં રત્નો કંઈ દીધાં, માતા એની એ.
રામ અને દેવાંશી કૃષ્ણ, સતવ્રતધારી હરિશ્ચંદ્ર;
સતી સીતા દમયંતીની, જનની એની એ.
શંકર ગઉતમ ને ગઉરાંગ, નાનક વીર વિવેકાનંદ;
ધરમપ્રચારક ભકતવરોની, ભૂમિ એની એ.
વીર પ્રતાપ પૃથુ શિવાજી, ચાંદબીબી ને લક્ષ્મી જેવી;
યુદ્ધવિશારદ વીર દેવીની, જન્મભૂમિ તે એ.
શીયળનો શણગાર સજીને, જોહરવ્રતમાં પ્રેમ ધરીને;
બળતી બાળા ભડભડ ચીતે, જે ભૂમિ તે એ.
કરે ન પાછી પાની સ્વામી, સુંદરીના સૌંદર્યે મોહી;
ક્ષત્રાણીઓ ભેટ ધરંતી, નિજ શિરની તે એ.
દાદા ને સુરેન્દ્ર સરીખા, ગાંધી ને ગોપાળ સમાણા;
દેશભક્તનાં કીધાં લ્હાણાં, દાતા એની એ.
રે! ગૌરવ સૌ નષ્ટ થશે શું? સુર ઇતિહાસો લુપ્ત થશે શું?
ઉઠો, જાગો, પ્રાસ કરોને, સઉ છે એનું એ.

# ૮૩–શૂરવીર પતીને મહાસતિની વિદાયની ભેટ

માત્ર ગઇ કાલેજ તેમનાં લગ્ન થયેલાં. હાથનાં મીંઢળ તો જાણે હજુ છૂટયાંજ ન હતાં, પીઠીની પીળાશ જાણે હજુ શરીરપર આછી આછી છવાઇ રહી હતી, ત્યાં તો ઉમળકાભર્યાં એ પતિદેવને–મેવાડના શૂરા સરદાર ચંદાવત રત્નસિંહને યુદ્ધનાં કહેણ આવ્યાં.

શરીરે યુદ્ધના વાઘા સજી ભેઠપર તલવાર લટકાવી પણ કંઇક ઉદાસચિત્તે ગઇ કાલેજ પરણી આણેલી નવજોબના નવોઢાની રજા લેવા સરદારે રણવાસમાં પ્રવેશ કર્યો.

યુદ્ધના વાઘા જોઇ આંખના પલકારામાં ચંદ્રમુખી બધું સમજી ગઇ. ક્ષત્રિય-ની કુંવરીને યુદ્ધની શી નવાઇ? પણ એક મહાઆશ્ચર્યે ચંદ્રમુખીના હૃદયમાં તુમુલ યુદ્ધ જગાવ્યું–ચંદાવતજીને યુદ્ધે જતાં વદનપર આ શી ઉદાસિનતા? મરણીઆ ક્ષત્રિયને રણે ચઢતાં ક્ષોભ કેવો?

રૂપેરી ઘંટડી રણકે તેમ ચંદ્રમુખીએ નાથને સાદ કર્યો:–સ્વામિન્! સ્વપ્ને ન ચિંતવી શકાય એવું આ એક જગતનું મહાઆશ્ચર્ય આજે ભાળું છું. ચંદાવતોનો સરદાર રણે ચઢે તે વેળા તેને હૈયે ક્ષોભ હોય? તેનો આત્મા આમ નિસાસા નાખે? અસંભવ! અસંભવ! એ મહાઆશ્ચર્યોનું આશ્ચર્ય, નાથ! સમજાવશો?

ચંદાવતના મુખપરની રેખાઓ સહેજ ઘેરી બની: રાણીજી! એમાં શું આશ્ચર્ય? હજુ હમણાં મીંઢળેય નથી છૂટયાં. હજી આપણી પીઠી પણ નથી ઉતરી! ત્યાં આવો પ્રસંગ, રાણીજી! યુદ્ધે જતાં હું નથી કંપતો, નથી ડરતો, નથી ગભરાતો; પણ હું હથેળીમાં મારૂં માથું લઇને જાઉં તે ટાણે, રાણીજી! તમારી સંભાળ કોણ લેશે?

સંભાળ? તે વીરક્ષત્રાણિ તડૂકી: રાજપૂતની કન્યાની સંભાળ કેવી? મારી સંભાળ લેનાર હું સિંહણ જેવી બેઠેલી છું. નાથ, સુખેથી પધારો. જે અનાથ બાળાએ પોતાનો ઉદ્ધાર કરવા કાજે રાણાજીને સંદેશા પાઠવ્યા છે, તેની સહાય-માટે આપ ભલે પધારો. યશના આવા પ્રસંગ ઝાઝેરા હાથ નથી આવતા. પધારો અને મેવાડની તથા ચંદાવતની કીર્તિને તેજવંતી કરો.

તેજવંતીજ રહેશે, રાણીજી! સલુંબરાના તે સરદારોની અક્ષય કીર્તિ! એકજ શબ્દ ઉચ્ચારૂં છું. મારા પ્રયાણકાળે મારી એકજ સૂચના છે. રાણીજી! ચંદાવ-તોના આ પરમ કીર્તિશાળી કુળની પ્રતિભામયી કીર્તિને ઝાંખ લાગે એવું કશુંય આચરણ ન બને.

એ શું? નાથ! હાડાની કન્યા પોતાનો સ્વધર્મ નથી સમજતી? તમે પૂર્ણ શાંતિથી યુદ્ધે સિધાવો.

પતિપત્નીએ—ગઈ કાલેજ પરણેલાં એ નરનારે એકબીજાની વિદાય લીધી. જાણે છેલ્લીજ વાર ન હોય તેમ બંને એકબીજાને ભેટયાં—ને હૃદયદાન દીધાં-લીધાં; ને છેલ્લું ચુંબન દેતી વેળા રત્નસિંહ બોલ્યોઃ—જાઉં છું. હાડીજી ! મેં કહી તે વાત ધ્યાન રાખજો. તમારૂં સ્વત્વ !.......................................

સરદાર ગયા.

* * * *

આખા શહેરમાં દુંદુભિનાદ થઈ રહ્યો. રાણા રાજસિંહ એક અનાથ બાળાની વહારે જતા હતા. સારૂં શહેર ગાજી રહ્યું, નિશાન ડંકાવાગ્યા અને સવારી ચાલી. નગરનાં નારીજનો ઝરૂખામાંથી, અગાશીમાંથી, બારીમાંથી એ વિજયયાત્રા નિહાળી રહ્યાં. હાડી ચંદ્રમુખી પોતાના ઝરૂખામાંથી, એ સારૂંયે દૃશ્ય જોઇ રહી.

સવારી સહેજ દૂર ભાગ્યેજ ગઇ હશે. હાડીરાણી ઝરૂખામાંજ ઉભી ઉભી એ દૃશ્ય જોઇ રહી હતી. એવામાં પાછળ સાદ સંભળાયોઃ—રાણીજી !

રાણી પાછું ફરી જુએ છે તો પતિનો રાવત ઉભો હતો.

કેમ, રાવત ? ઝરૂખામાંથી દિવાનખાનામાં આવી પ્રશ્નસૂચક આંખોએ ચંદ્ર-મુખીએ પૂછયું.

પ્રણામ, રાણીજી ! સરદાર ગયા. જતાં જતાં એક વાત આપને સંભારવાનું મને કહેતા ગયા છે. રાણીજી ! ચંદાવતોના કુલની કીર્તિને કશુંયે કલંક ન આવે, એ ધ્યાનમાં રાખજો. એટલા શબ્દો સિંહજીએ કહાવ્યા છે—રાવતે સંદેશો સુણાવ્યો.

હાય ! આ શી સરદારને લગની ! હાડી રાણીને રોમે રોમે સતીત્વ વ્યાપી ગયુંઃ—રાવત ! તારા સરદારને એક વસમી ચિંતા લાગી છે. હાડી રાણી પોતાની ગેરહાજરીમાં શીલ કદાચ ન સાચવે એવી એમને ભ્રમણા લાગી છે; પણ હાડાના રુધિરનું એક એક બિંદુ કયાં તત્ત્વોમાંથી ઘડાયું છે, તેની સરદારને ખબર નથી.

ખીંટીએ લટકતી તલવાર હાડીએ ઉપાડીઃ રાવત ! લ્યો, તમારા સરદારને કાજે યુદ્ધે જતી વખતની એક સરસ ભેટ તમને આપું છું, તે તેમને આપવા લઇ જજો. આ ભેટમાં એમની સર્વ ભ્રમણાઓનો સંપૂર્ણ જવાબ છે. લ્યો, આ ભેટ સરદારને દઇ દેજો.

રાવત હાં હાં કરતો આગળ ધસે તે પૂર્વે પેલી તલવાર હાડીના ગળાની આસ-પાસ ફરી વળી. સતીના શરીરમાંથી જાણે તેજની એક જવાળા પ્રગટી નીકળી. જુદા પડેલા મસ્તકને એ ધડવિહોણા હાથે ઝાલી રાવતના હાથમાં આપ્યું અને—અને પોતાનું છેલ્લું કર્તવ્ય બજાવીને એ ધડ ધબ દઇને ભૂમિ પર પડયું.

* * * *

પોતાના હૃદયની એકજ નિર્બળતા કાજે ચંદાવત સરદારે પોસ પોસ આંસુ સાર્યાં; ને હાડી રાણીના એ મસ્તકને હૃદયદેશે સ્થાપવા તેમણે ચોટલાવડે તેને

ગળામાં ધારણ કર્યું. તે દિવસથી સ્વર્ગમાં આતુર નયને વાટ જોઇ રહેલી એ વીરાંગનાને ભેટવા તેનો પ્રાણ ઝંખી રહ્યો. ને-ને આત્મબલિદાનનો દૃઢ નિશ્ચય કરી યુદ્ધમાં તેમણે પોતાની આહુતિ આપી.

("ગાંડીવ" (સુરત)નું તા. ૧૪-૩-૨૬ નું મુખપૃષ્ઠ)

# ૮૪--એક કેળવણીકારનો અભિલાષ

એક વર્ષ શિક્ષકનો ધંધો કર્યો. કેળવણીમાં કંઇક જાણવાનો દાવો પણ કર્યો. પ્રાથમિક શિક્ષણના ગુંચવાડાભરેલા સવાલો ચર્ચ્યા. માધ્યમિક શિક્ષણના સિદ્ધાંતો નક્કી કરવા માટે બહુ બહુ અખતરા કર્યાં, કંઇએ તત્ત્વનિર્ણયો કર્યા અને કંઇએ પ્રયોગો પણ કર્યા. બધી મહેનતને પરિણામે એકજ સત્ય લાધ્યું છે.

આપણા દેશની દશા પલટાવવા માટે દરેક શિક્ષકે, દરેક શિક્ષણશાસ્ત્રીએ, દરેક કેળવણીકારે આપણા લોકસમૂહ સુધી પહોંચી જવું જોઇશે. ગમે તેટલી સંખ્યામાં અને ગમે તેટલી શાસ્ત્રીયતાવાળી નિશાળો ચલાવો, પરંતુ સમાજના કેટલા અંશને સ્પર્શી શકાશે? અને આપણી બૂમો ક્યાંસુધી પહોંચે છે? લોકનાં ઝુપડાંમાં તે સંભળાય છે? કેળવણીમારફત દેશનો ઉદ્ધાર ઇચ્છનારા આપણે કેળવણીને ક્યાં સુધી પહોંચાડી છે તેનો ખ્યાલ આપણને નથી. **આપણે તો સમાજના ઉપલા પડનેજ માત્ર સ્પર્શી શકયા છીએ, ભીતરમાં તો હજી એટલું બધું ભર્યું છે કે તે ત્યાં પહોંચી તેને નજરે નિહાળીએ ત્યારેજ ખરી ખબર પડે.**

શિક્ષકે સ્થાવરજંગમ બન્ને પ્રકારની નિશાળો ચલાવવી પડશે. ગામમાં ગોંદરે તેની નિશાળ હોય તો પાણી શેરડે પણ તેની નિશાળ હોય; ઢેડની શાળ પાસે તેની નિશાળ હોય તો ગામના દેવમંદિરે પણ તેની નિશાળ હોય; કણબીની કમાણમાં તેની નિશાળ ચાલે તો સાથે સાથે લુહારની કોઢે પણ હોયજ; ભંગી ચમારના ફળીઆમાં તેની શાળ દેખાય અને બ્રાહ્મણના યજ્ઞકુંડ પાસે પણ નજરે આવે. આમ હોવા છતાં પણ ગામને ચોરે ગામના છોકરાછોકરીઓને ભેગાં કરીને અક્ષરજ્ઞાન પણ આપતોજ હોય.

**શિક્ષક એટલે ગામડાનો સેવક, શિક્ષક એટલે ગામડાનું સુધરાઇ ખાતું. શિક્ષક એટલે ગામડાની કૉર્ટ, શિક્ષક એટલે સમાજસુધારક, શિક્ષક એટલે દેવમંદિરનો પૂજારી અને ધર્મગુરુ, શિક્ષક એટલે ભંગીનો ભાઇ અને ખેડૂતનો મિત્ર! શિક્ષકની** આ ભાવના આપણામાં જાગશે ત્યારેજ કેળવણીદ્વારા સ્વરાજ્ય લેવાનાં આપણાં સ્વપ્નાં સાચાં પડશે. પ્રભુ સર્વ શિક્ષકોમાં, સર્વ શિક્ષણશાસ્ત્રીઓમાં, સર્વ કેળવણીકારોમાં આ ભાવનાનો ઉદય કરો.

("નવયુગ" તા. ૨૦-૨-૨૫)

# ૮૫–જીવતા જોગીઓ

## સ્વામી સર્વદાનંદજી

આ ઉત્સવની વિશિષ્ટતા એના સાધુસમુદાયમાં હતી. કોઇ વેદવ્યાસ જેવા લાગતા. કોઇ જ્ઞાનના કુબેરભંડારી જેવા દીસતા, જેને વચને વચને અમી ઝરતું, જેના વાકયે વાકયે શાસ્ત્રો સમજાતાં એવા સ્વામીશ્રી સર્વદાનંદજીનાં વ્યાખ્યાન જેમણે જેમણે સાંભળ્યાં તે બધાય, સારો દિવસ સૂર્યની ગરમીથી તપી ગએલ ભૂમિને ચંદ્રિકાની શાંતિ મળે અને ખુશ ખુશ થાય તેમ, સર્વદાનંદજીની વાગ્ધારાથી તૃપ્ત થતા હતા અને એ કોઈ રાજસંન્યાસી નહોતા, એ પુરુષને વસવાને ટંકારાની મહેલાત મળી હતી, પણ એ તો ત્યાગનો પૂજારી ! એ કહે કે, મારે તો આ મહેલાત ન ખપે, અમે સંન્યાસીને તો "શૈય્યા ભૂમિતલ" ટંકારાની મહેલાત છોડી આર્યનગરના તંબુમાં એ અને એમની જમાત વસવા ચાલી. તંબુમાં આવી એ આજ્ઞા કરે છે કેઃ–'ભૈયા પંદર પાવડા લાવો.' 'સ્વામીજી આપ એને શું કરશો ? ' ત્યારે શું અમે અહીં મફતનું ખીચડું ખાવા આવ્યા છીએ? મંડપમાં પાણીનો તૂટો છે પણ ધરતી માતાનાં અમી કાંઈ તૂટયાં છે? અમે બધા સંન્યાસીઓ નદીમાં વીરડા ગાળીશું અને ખાધેલું હક્ક કરીશું.' નદીમાં બે ચાર વીરડા ગાળ્યા પછીજ એ સ્વામીએ નિરાંત કરી.

સર્વદાનંદજીના જ્ઞાનની સીમા નથી. એમની વાણીની મીઠાશનો જેમ પાર નથી, તેમ એમની સાદાઇ પણ અપરંપાર છે, એમને ગુરુપદ નથી જોઇતું. એમને રાજમાન્ય–લોકમાન્ય નથી થવું; એ તો જ્ઞાનની પરબ માંડીને બેઠા છે ! કોઇ પણ આવો, કોઇ તૃષાતુર આવો, એ પરબનાં પાણી રાજા અને રૈયત સૌ કોઇને માટે એકસરખાં દુઃખહારી છે.

## સ્વામી શ્રદ્ધાનંદજી

આર્યસમાજી સાધુ વળી રામાયણની કથા કરતા હશે? જગત પણ કેવું ભ્રમમાં ભમનારૂં છે? આર્યસમાજી હોય એ તો રામાયણ અને મહાભારતનો ભક્ત હોય. આર્યસમાજ એ આપણી આર્યતાને વિકસાવવા–ખીલવવા જન્મ્યો છે અને રામાયણમાં રામમાં, સીતામાં લક્ષ્મણમાં, ભરતમાં, જે આર્યતા છે એવી કયા ગ્રંથમાં કે કયા જીવનમાં છે ? સંન્યાસી શ્રદ્ધાનંદજી એટલે રામાયણના અભ્યાસી, પૂજારી અને કથાકાર ! સંસારમાં અને સંસારોદ્ધારની પ્રવૃત્તિમાં શ્રદ્ધાનંદજીને આજે જે વેશ પહેરવો પડયો છે, તે ઉપરથી શ્રદ્ધાનંદજી એટલે રામાયણના અભ્યાસી એ વાત લોકને નવાઇભરી લાગતી હતી; પણ જ્યારે એમણે રામાયણનું

રહસ્ય સમજાવ્યું, ત્યારે આખા સમુદાયમાં એટલી શાંતિ અને તૃપ્તિ હતી, કે શ્રોતાઓને એમજ થઇ ગયું કે ટંકારામાં આપણું આવવું સફળ ઉતર્યું.

બાકી શ્રદ્ધાનંદજી એટલે તો નગ્ન સત્ય. એમની કડકાઇ એમના સદા બીડેલા હોઠ અને ભાગ્યેજ સ્મિત કરતું મુખ કહી દે છે. જગત એ એક માયા છે. એ માયા ચાલ્યાજ કરવાની છે. એનો આપણને શી ચિંતા છે? આપણે તો કોઇ પણ સ્થિતિમાં આનંદમાંજ રહેવું. એ પ્રકારની સદા હસતી મૂર્તિ સ્વામીજીની નથી, એ તો કોઈ જગતની વેદનાથી ત્રાસી ગએલો, દુષ્ટોના નાશની લાખ હિકમતો ગોઠવતો, મજબૂત ડગ ભરતો, કોઈ પહાડ ચાલ્યો આવે, તેમ ટટ્ટાર ચાલ્યો આવતો પુરુષવર છે. કેટલાક બોલે છે ત્યારે બોલતા નથી લાગતા—રડતા લાગે છે! કેટલાક બોલતા નથી પણ હસતા લાગે છે અંદરની આગને કોઈપણ ઉપાયે દાબી રાખતા બોલતા હોય અને જ્યારે બોલી નાખે, ત્યારે આગ વર્ષાવતા હોય એવા શ્રદ્ધાનંદજી લાગે છે.

'સ્વામીજી, બે શબ્દો ઉપદેશના સંભળાવે તો ઠીક!' સભામાંના કેટલાક ક્ષત્રિયોએ ઇચ્છા બતાવી.

"હાં, હું સાંભળું તો છું કે, કાઠિયાવાડમાં ક્ષત્રિયો ઘણા છે; પણ તો ક્યાંય ક્ષત્રિય જોતો નથી. ક્ષત્રિયોને મારે શું સંભળાવવું આ તમારી આસપાસ તો બધી વાણીઆવટ હું જોઈ રહ્યો છું. ક્ષત્રીવટ છે ક્યાં ?" આપણા કાઠિયાવાડના માંધાતાઓને પહેલે ઝપાટે સાફ સાફ કહી દેવાની—સભા સન્મુખ આમ બોલવાની હિંમત સંન્યાસીજ કરી શકે અને તે પણ સ્વામી શ્રદ્ધાનંદજીજ કરી શકે. એ પુરુષનાં આ ભૂમિમાં પગલાં એ કાઠિયાવાડનું ભાગ્ય હતું. દુઃખની વાત એટલીજ બની કે, પોતાનો પ્રવાસ અત્રે લંબાવી શકયા નહિ. એમ થયું હોત તો અવશ્ય એમનાં દર્શન અને ઉપદેશનો લાભ લઇ સૌરાષ્ટ્ર કૃતાર્થ થાત.

## ધન્ય યુવક ડૉ. આનંદપ્રિયજી

ટંકારાના મહોત્સવમાં એક પુરુષ એવો હતો, કે જેના ચહેરા ઉપર નિર્દોષતા અને આનંદના બસ ફુવારા ઉડતા છતાંયે, એની સાથે વાત કરે અગર એનું વ્યાખ્યાન સાંભળે તો જાણે કે એના અંતરમાં કોઇ કારમી વેદનાની આગ બળી રહી હતી. એનું સ્થૂલ બટુકડું—નાનકડું હતું; પણ એના અંદર કોઇ પહાડી આત્મા વસી રહ્યો હોય એવું ભાન એ કથની સાંભળી થયાવિના રહે નહિ. ઉંમરમાં એક જુવાનીઓ માત્ર હતો, પણ ભલાભલા પ્રૌઢ મરદોને શોભાવે એવું સુંદર કાર્ય એણે એના ખાતે જમા કરાવ્યું છે. એ પુરુષ તે વડોદરાના પ્રખ્યાત તત્ત્વચિંતક અંત્યજોદ્ધારક માસ્ટર આત્મારામજીના ચિરંજીવી ડૉકટર આનંદપ્રિયજી. એમણે શુદ્ધિસંબંધમાં જે વ્યાખ્યાન સભામંડપમાં આપ્યું તે સાંભળીને નામર્દીને પણ પાનો ચઢે—અંધશ્રદ્ધાળુને પણ આંખો આવે એવું તેજસ્વી હકીકતવાળું;

કમકમાટી ઉત્પન્ન કરાવે તેવું હતું. મલબારના બે લાખ અસ્પૃશ્યોની તેણે વાત કરી. મલબારના અસ્પૃશ્યો કોઇ ઢેડભંગીઓ નથી. તેમાંથી તો હાઇકૉર્ટના જડ્જો, વકીલો, સ્કૂલમાસ્તરોના થોકે થોક નીકળ્યા છે. અંગ્રેજી ભાષાના પંડિતો પાકયા છે. બ્રાહ્મણ ચાલતો હોય તેનાથી ચાળીસ ફુટના અંતરમાં આ લોકો આવી ન શકે, એવી રૂઢી ત્યાં છે. સ્પર્શ કરવાની તો વાતજ શી? પણ હિંદુ—આ કેળવાએલો હિંદુ તેમની નજદીક આવી ન શકે, તેમના ઉપરના આ જુલમે એમને એટલા રોષમાં લાવી મૂકયા કે કાં તો તે બધા આજે મુસલમાન હોત અને કાં તો તેઓ ખ્રિસ્તી હોત. આનંદપ્રિયજી ત્યાં બે માસ રખડી આવ્યા, આપણા બ્રાહ્મણોને પગે પડયા, તેમની પાસે રડી પડયા, હિંદુધર્મની વહારે આવવા આજીજીઓ કરી અને છેલ્લે એ અસ્પૃશ્યોને આર્યસમાજમાં લેવાની પદ્ધતિ જે સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ નક્કી કરી તેનો પ્રચાર કરી તે બે લાખ મનુષ્યોને હિંદુધર્મનો ત્યાગ કરતા છોડાવ્યા. એ બધું કામ એ પચીસ વર્ષના જુવાનના હિસાબે છે. એ જુવાનીને આપણા સાનાં વંદન હો!

( 'સૌરાષ્ટ્ર' તા. ૨૦–૨–૨૬ માંથી

# ૮૬—સૌરાષ્ટ્રનો સપૂત

આદર્શ સુધારક મહર્ષિ **દયાનંદ સરસ્વતીના** પુનિત નામથી સૌરાષ્ટ્રનો શિક્ષિતવર્ગ ભાગ્યેજ અપરિચિત હોય; પરદેશી કેળવણીના પ્રચારથી ગુલામીમાં જકડાયેલી અશક્ત પ્રજાને સશક્ત બનાવવા તથા સ્વતંત્રતાના મંત્રો પઢાવવા, પ્રાચીન શિક્ષણપ્રણાલીને પોષતી ગુરુકુલાદિ રાષ્ટ્રીય સંસ્થાઓના પુનરુદ્ધારક એ પરમ યોગીથી ભાગ્યેજ અજ્ઞાત હોય. અનેક ધર્મશાસ્ત્રોનાં મંથન કરી, સત્યાસત્યને તારવી, સનાતન વૈદિક ધર્મ તથા ઈશ્વરના શુદ્ધ સ્વરૂપને સમજાવનારા એ ધર્મતત્ત્વવેત્તાથી કયો હતભાગ્ય અજાણ્યો હશે? ચૌદ વર્ષની કુમળી વયે મૃત્યુની અસહ્ય વેદનાઓ નીહાળી, અમરત્વને પ્રાપ્ત કરવા, સાચા શંકરની શોધમાં ગૃહત્યાગ કરી વનવાસ વેઠનાર એ બાલયોગી મૂલશંકરનું નામ સ્મરણ થતાં કોને રોમાંચ નાહ થતા હોય? બ્રહ્મચર્યની સાક્ષાત્ મૂર્તિસમા એ તપસ્વીના દિવ્ય તેજથી કયા અભિમાનીને માન મૂકી, તેના ચરણનું શરણ નહિ શોધવું પડયું હોય? ધર્મના મર્મને જાણનાર એ ધર્મધુરંધરના ઉપદેશામૃતથી કયા આર્યનું હૃદય નિઃસંદેહ બની ઈશ્વરપરાયણ નહિ થયું હોય? કર્મયોગી કૃષ્ણ અને મર્યાદાપુરુષોત્તમ શ્રીરામના પુનિત ચરિત્રના ઉજ્જ્વલ આદર્શોનું સત્ય સ્વરૂપ સમજાવનાર એ સત્યમૂર્તિના ઉપદેશપર કોણ મુગ્ધ નહિ થયું હોય? આર્તનાદ કરતી ગામા-

તાના બલિદાનથી અપવિત્ર બનેલી ભારતની પુણ્યભૂમિને પુનઃ દેવભૂમિ બનાવવા 'ગોકરુણાનિધિ' રચનાર એ કરુણાનિધિના પુણ્યકાર્યથી કોનું હૃદય પ્રસન્ન નહિ થયું હોય ? દયા અને આનંદના સાગરસમ દિવ્ય ગુણયુક્ત એ દેવ દયા-નંદના દર્શનમાત્રથી પરાજિત થઈ, કયા દુશ્મને તે ચરણરજને સ્વમસ્તકે નહિ ચઢાવી હોય ? સ્વરાજ્યપ્રાપ્તિના સર્વમાન્ય સિદ્ધાંતોના પ્રથમ પ્રચારક એ આદ્ય રાષ્ટ્રનિર્માતાને કયો રાજયોગી ( લીડર ) પોતાના રાષ્ટ્રગુરુ કહી નહિ પુકારતો હોય ? લોકહિતનો સદુપદેશ કરતાં તેમના તરફથી પ્રસાદરૂપ મળેલા, ઈંટ અને પથ્થરા-દિના પ્રહારો તથા વિષની વિષમ વેદનારૂપી પુષ્પમાળને હસતે મુખે દેહપર ધારણ કરનાર એ આદર્શ સહિષ્ણુનું કોણ ઉદાહરણ નહિ લે ? એવા એવા અનેક દિવ્ય ગુણોથી વિભૂષિત એ અદ્વિતીય યોગીના પ્રાતઃસ્મરણીય નામથી કયો અજ્ઞ અજાત હશે ? ટંકારા ( સૌરાષ્ટ્ર )માં જન્મ લઇ વેદટંકાર કરવાને સરજાયેલા એ તપ-સ્વીનું નામ સાંભળી કયા સૌરાષ્ટ્રવાસીનું મસ્તક ગર્વથી ઉન્નત નહિ થતું હોય ? છાતી વેંત વેંત નહિ ફુલતી હોય ? આંખો હર્ષાશ્રુથી નહિ ઉભરાતી હોય ?

સૌરાષ્ટ્રવાસીઓ ! આજે ધર્મવેદીપર પોતાના આત્માનું બલિદાન દેનાર એ આપણી માતાના પનોતા પુત્રને આ અવનીપર અવતર્યાને સો વર્ષ પૂરાં થાય છે, સૌરાષ્ટ્રનો એ વીરપુત્ર સ્વદેશબંધુઓનાજ હાથથી વિષપાન કરી સ્વર્ગે સીધાવ્યો છે. વીરપૂજામાં અપૂર્વ આનંદ માનતી સૌરાષ્ટ્રની પ્રજા શું એ પોતાના ધર્મવીર-ની પૂજા નહિ કરે ? તેના આત્માનાં આરાધન નહિ આદરે ? અને સૌરાષ્ટ્રના ઓ બ્રહ્મદેવો ! તમે ? ઉચ્ચ ઔદીચ્ય કુલમાં અવતરી સમસ્ત બ્રાહ્મણકુલને દીપા-વનાર એ તમારા બ્રહ્મબંધુનું શ્રાદ્ધ શું તમે નહિ કરો ? તેના આત્માનાં તર્પણ નહિ આરંભો ? પોતાના દેશબંધુ તરફ દુર્લક્ષ્ય રાખી શું સૌરાષ્ટ્ર ધર્મભ્રષ્ટ ( અનડ્યુટીફુલ ) થવાનું પાતક શિરપર વહોરશે ? સૌરાષ્ટ્રવાસીઓ ! સુખ-નિદ્રામાં ક્યાંસુધી સૂતા રહેશો ? ( " **રાષ્ટ્રશક્તિ** "–કરાંચી, તા. ૧-૯-૨૫ )

# ૮૭—કેટલીક ઘરાળુ બાબતોનું જ્ઞાન

**( નીચેના પેરા—' ચાંદ ' નવેમ્બર ૧૯૨૫ ઉપરથી અનુવાદિત. )**

**આંખો નસાડવાનો ઉપાય:**–ચ્હાનાં સૂકાં પાનને બાળતા અંગારા ઉપર બાળવાથી મા ા જતી રહે છે.

**ખાસડાંનો ડંખ:**–જોડો કોઇ કારણથી ડંખે તો એક વાસણમાં એરંડીઉં રાખીને તેમાં મૂકવો. એરંડીઉં ચૂસી લીધા પછી તે ઠીક થઈ જશે.

**લીંબુનો રસ:**–લીંબુને ચીરતા પહેલાં થોડીવાર ગરમ પાણીમાં મૂકી રાખવાથી તેમાંથી વધારે રસ નીકળશે.

**માંકડનો અને ઠંડકનો ઉપાય:**–ગાદીતકીઆ ભરતી વખતે રૂમાં થોડું કપૂર મેળવવાથી ગરમીના દિવસોમાં તે ઠંડા રહેશે અને તેમાં માંકડ પણ થશે નહિ!

**મીઠું ઉઘાડું ન રાખવું:**–મીઠાને હમેશાં ઢાંકીનેજ રાખવું જોઇએ. મીઠા ઉપર ઘરોળી બેસવાથી તે મીઠું ખાનારને કોઢ થાય છે.

**શાહીના ડાઘ:**-લુગડાપર શાહીથી પડેલા ડાઘ તાજા હોય તો તેના ઉપર બારીક વાટેલું મીઠું ભભરાવીને લીંબુની ફાડ ઘસવાથી તે સહેલાઇથી જતા રહે છે.

**કાચનું વાસણ ફૂટે નહિ:**–કાચના વાસણમાં ગરમ ચીજ રાખવી હોય તો તેની નીચે પાણીમાં ભીંજવેલું કપડું મૂકવું જોઇએ. આથી શીસાનું વાસણ ફાટી જતું નથી.

**ચાકની ભૂકીવડે થતી સફાઇ:**–હારમોનિયમ કે પિયાનાના પરદા સાફ કરવા હોય તો તેપર ફ્રેંચ ચાકની ઝીણી ભૂકી ઘસવી.

**ધાતુના વાસણની સફાઇ:**–શાણી સ્ત્રીઓ નીચોવેલાં લીંબુની છાલ ફેંકી દેતી નથી, પરંતુ તે છાલને મીઠાસાથે વાટીને તેનાથી તાંબાપીતળની વસ્તુઓ સાફ કરે છે.

**લીંબુથી જોડાની સફાઇ:**–જૂના લેધરના જોડાપર પણ લીંબુ (નીચોવેલાં)ની છાલ ઘસીને લૂગડાવતી સાફ કરીએ તો જોડા સાફ (પૉલીશ) થઇ જાય છે.

**શાકભાજીની લહેજત:**—શાકભાજી ચઢતી વખતેજ એક ચમચો ખાંડ નાખી દઇએ તો તેમાં અપૂર્ણ લહેજત આવે છે.

**મધની પરીક્ષા:**—પાણીમાં મધનું ટીપું નાખીએ અને તે ફેલાઇ ન જાય અને એમનું એમજ રહે તો જાણવું કે તે સાચું છે, નહિ તો બનાવટી જાણવું.

**સોનીના દગાની પરીક્ષા:**—સોનાના ઘરેણાપર નાઇટ્રીક એસીડનાં બે ટીપાં નાખતાંવેંતજ જો ધોળો ડાઘ પડી જાય તો જાણવું કે, સોનીએ પોતાની કારીગરી અજમાવી છે અર્થાત્ સોનામાં ભેળ સમજવો.

**અત્તરની પરીક્ષા:**–કાગળપર અત્તરનાં બે ટીપાં નાખી તેને જરા અગ્નિપર શેકવો; જો ડાઘ ઉડી જાય તો જાણવું કે અત્તર ખરૂં છે અને જો ડાઘ રહે તો જાણવું કે અત્તર બનાવટી છે.

**હીંગની પરખઃ**–હીંગ અગ્નિમાં નાખતાંવેંતજ ભપકી ઉઠે તો જાણવું કે સાચી છે; પણ જરા વાર પછી ધૂમાડો નીકળે તો જાણવું કે બનાવટી છે.

**કેસરની પરખઃ**–સલ્ફ્યુરીક એસીડમાં કેસર નાખતાંજ તેનો રંગ કાળો થઇને લાલ થઇ જાય તો જાણવું કે સાચું છે, પણ જો લીલો થાય તો બનાવટી સમજવું.

**ટાંક અને સોયમાટઃ**–હોલ્ડરની ટાંક અને સોય બરાબર કામ ન આપે તો તેને દીવાસળી સળગાવી જરા આંચ આપવી એટલે તુરત કામ આવશે.

**શાહીના** ડાઘઃ–શાહીના ડાઘા ઉપર રાંધેલા ચોખા ઘસવાથી તે સહેલાઇથી જતા રહે છે.

**માંકડ નસાડવાનેઃ**–ખાટલાના ચારે પાયે કપૂરની પોટલી, કે ટસુનાં ફૂલ વા અજમો બાંધવાથી માંકડ પલાયન કરી જાય છે.

**ઉંદર નસાડવાનો ઉપાયઃ**–ટર્પેન્ટાઇન તેલમાં ભુચને ભીંજવી ઉંદરના દર પાસે મૂકીએ તો ઉંદરમામા પલાયન કરી જાય છે.

**કાચની સફાઈઃ**–ચાર શેર ઉના પાણીમાં એક મોટો ચમચો ઘાસતેલ નાખી બરાબર મેળવીને તે પાણીથી બારી–બારણાં તથા શીશા–શીશીઓ ધોવાથી તે બરાબર સાફ અને તેજદાર થાય છે.

---

## ૮૮–કેટલીક ઘરગતુ દવાઓ

(“**ભાગ્યોદય**” જાન્યુઆરી–૧૯૨૫ લેખકઃ–**કે. સી.** મહેતા)

**કોઈ પણ પ્રકારના તાવપરઃ**–સાત પાંદડા તુળસી અને સાત કાળાં મરી સવારે પાણીમાં વાટીને પીવાથી અવશ્ય તાવ ઉતરી જશે.

**ચોથીઓ** તાવઃ–બાવળનાં પાંદડાં સુંઘવાથી ચોથે દિવસે આવનારો તાવ ઉતરી જશે.

**પ્લેગથી બચાવવાવાળી ગોળીઓઃ**–લીમડાનાં પાંદડાં ૨ તોલા, સુંઠ, મરી, પીંપર, સિંધાલુણ, સંચળ, જીરૂં અને કાળુંજીરૂં, આ દરેક એકેક તોલો અને હીંગ છ માસા, આ સર્વને ખાંડીને ચાળીને લીંબુના રસમાં ખરલ કરીને ચણીબોરની બરાબર ગોળીઓ બનાવી લો. આમાંથી રોજ ત્રણ ગોળીઓ સવારે, બપોરે અને સાંજે સેવન કરવાથી પ્લેગથી રક્ષા થાય છે.

**દાંત** કઢાવવા બાદ જો દર્દ થાય તો મીઠું પાણીમાં ઘોળીને કોગળા કરાવવાથી દર્દ બંધ થશે.

**બાળકના દસ્ત** (ઝાડા) બંધ કરવાઃ–જરાક જેટલા ડુંગળીના રસમાં બાજરીની બરાબર અફીણ ઘોળીને આપવાથી બંધ થશે.

**બાળકના ટાઢીઆ તાવપરઃ**–કાળી તુળસીનાં ચાર પાંદડાં, બાવળનાં ચાર પાંદડાં અને અજમો એક માસો, આ બધાને પાણીમાં ઉકાળીને ટંડુ કરીને જવરના ચઢવા પહેલાં પાવાથી બાળકોનો તાવ ઉતરી જાય છે.

**જુલાબ લેવો:**–૩ થી દશ વર્ષના બાળકમાટે એક તોલો એપસમ સોલ્ટ (વિલાયતી મીઠું) પાણીમાં પાવું. દશથી પચ્ચીસ વર્ષના નવયુવકોમાટે દોઢ યા બે તોલા અને પચ્ચીસથી ૧૦૦ વર્ષના પુરુષો માટે અઢી તોલા લેવું.

**પાચનશકિત વધે:**–જમ્યા પહેલાં સિંધેલુણ અને આદુ ખાવાથી પાચનશક્તિ વધે છે, ખાવાની રુચિ વધે છે, કંઠ, જીભ અને મુખની શુદ્ધ થાય છે.

**પાચક ચૂર્ણ:**–સુંઠ બે તોલા, વરિયાળી બે તોલા, કાળાં મરી બે તોલા, પીંપર એક તોલો, સાંભરલુણ બે તોલા, સંચળ બે તોલા, સૂકો ફુદીનો બે તોલા, તજ બે તોલા, ટંકણખાર (ફુલાવેલો) બે તોલા અને નવસાગર બે તોલા, આ બધાને વાટી, ચાળીને, ચૂર્ણ કરીને પછી તેમાં ૧ માસો પીપરમીંટનું સત્ત્વ મેળવીને શીશીમાં ભરીને બુચ લગાવીને રહેવા દો. આની એક માસાની માત્રા ભોજનની બાદ બન્ને વખત સેવન કરવાથી અજીર્ણનો નાશ થાય છે, ક્ષુધા વધે છે અને અન્નનું પાચન થઇને દસ્ત સાફ આવે છે.

**ભુખ ન લ.ગે** તેનો ઉપાય:–સેકેલી રાઈ, ફુલાવેલી હીંગ, સેકેલી સુંઠ, સેકેલું જીરૂં અને સિંધાલુણ અંદાજથી દહીંમાં મેળવીને મથે અને સેવન કરે.

જો સરસવનું તેલ અને બારીક સિંધાલુણ રોજ દાંતોપર ઘસવામાં આવે તો કોઇ રોગ મસુઢમાં નથી થતો.

**દેવતાથી દાઝયાપર:**–કાચો બટાટો વાટીને મલમના ટુકડાપર પાથરીને તેની પટ્ટી બાંધવાથી આરામ થાય છે. લીમડાની છાલ બાળીને તેની રાખ લગાડી દેવાથી પણ બળ્યાનો ઘાવ ઠીક થઇ જાય છે.

**કમરનું દર્દ:**–ગુગળ બે ભાગ અને કાળાં મરી એક ભાગ વાટીને લગાડવાથી કમરનું દર્દ સારૂં થઇ જાય છે.

**ઉલટી:**–ચોખાના ધોવરામણમાં જરાક જાયફળ વાટીને પાવાથી ઉલટી બંધ થઇ જાય છે.

હડતાલનો ધૂમાડો આપવાથી વીંછી નથી રહેતા.

**કાનખજુરો** કાનમાં ચાલી ગયો હોય તો મીઠાનું પાણી કાનમાં નાખવું.

**ખસ** થઇ હોય તો આંબળાનું ચૂર્ણ મધમાં મેળવીને ખાવું.

**ખીલ** જો થવાનો હોય તો લવીંગ યા કાળું મરી પાણીમાં વાટી લગાડવાથી ખીલ જોર નહિ પકડે.

**નખમાં વાગવાથી** તે ઉતરી ગયો હોય તો ગરમ પાણીની ધાર છોડવાથી દરદ મટી જશે.

**નાસ્કોરી ફુટી હોય** તો માટીને પાણીમાં નાખીને સુંઘવાથી તરત બંધ થશે.

**ઉંદરના ઝેરપર** અફીણને પાણીમાં ઘસીને લેપ કરવાથી આરામ થાય છે.

**શરીરપર કોઇ ઠેકાણે માંકડીકુકડી મૂતરી ગઈ હોય તો** કેરીની ખટાઇ પાણીમાં ઘસીને ચોપડયાથી આરામ થાય છે.

**વાઈ આવતી હોય તો** અરીઠા પાણીમાં ઘસીને બેચાર ટીપાં નાકમાં નાખવાથી છીંક આવીને આરામ થઈ જાય છે.

**માથામાં દર્દ થતું હોય તો** બદામ ઘસીને લેપ કરો.

**(નીચલા ઉપચાર હિંદી ઉપરથી આપેલા છે.)**

**મરડાનો(ઝાડા સાથે લોહી પરૂ પડે છે તેનો) ઉપાય**—કડાછાલ તોલા ૪) અને સુંઠ તોલો ૧) તેનું બારીક ચૂર્ણ કરીને તેમાંથી દિવસમાં બે થી ત્રણવાર પા પા તોલો છાશ સાથે ઉતારી જવું. છાશ ન મળે તો પાણી પણ ચાલશે. આનો બીજો ઉપાયઃ-વરિયાળી તોલા ૧૦, સુંઠ તોલા ૨।।), હીમેજ તોલા ૫) આ સર્વનું ભેગું બારીક ચૂર્ણ તોલો ૦। થી ૦।। સુધી દિવસમાં બે વખત તાજા પાણીસાથે ઉતારી જવું.

**આંખોનો ઉપાય**—ફટકડી, સાકર અને સિંધવ, એ ત્રણે અકેક તોલો લઇ બારીક કરવી. પછી ગુલાબનું પાણી ( અને તે ન મળે તો પછી સ્વચ્છ પાણી ) તોલા ૪૦) માં તે નાખીને ઓગળી જાય એટલે જાડે કપડે ગાળી લઇ સ્વચ્છ શીશીમાં ભરી રાખવું. બંને વખત એનાં બબ્બે ત્રણ ત્રણ ટીપાં આંખોમાં નાખવાથી આંખો દુખવી, આંખોની દુર્બળતા, આંધળાપણું વગેરે રોગોમાં ફાયદો થાય છે.

**દુખતા દાંતનો ઉપાય**—આંબાહળદર તોલા ૦।, સાધારણ હળદર તો. ૦। ફટકડી તો. ૦।, સિંધવખાર તો. ૦।, આ ચારેનું બારીક ચૂર્ણ કરીને તેમાંથી એક માસો ચૂર્ણ લઇને લીંબુની ચીરી ઉપર નાખવું. પછી તે ચીરીને ગરમ કરીને પછી તે ચીરી દુખતા દાંતની નીચે દબાવીને રાળનું ટપકું દેવું. બે ત્રણ દિવસ એ પ્રમાણે કરવાથી દાંતનું દરદ દૂર થઇ જાય છે.

**અજીર્ણ, મંદાગ્નિ, આફરો અને કબજીઆત ઉપર લાભદાયક ગોળીઓ**—લસણની કળીઓ, સફેદ જીરૂં, સિંધવ, સુંઠ, કાળાં મરી, પીંપર, શુદ્ધ ગંધક, આ દરેક પાંચ તોલા અને હીંગ તોલો ૦।।।, આ સર્વનું બારીક ચૂર્ણ કરીને લીંબુના રસમાં તેની ગોળીઓ બનાવી છાંયે સૂકવી લેવી.

**સર્વ પ્રકારની ખાંસીનો ઉપાય**—કાળાં મરી તોલા ૧૦, બ્હેડાંની છાલ તોલા ૧૦, લવીંગ તોલા ૧૦, કાથો તોલા ૩૦, આ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી બાવળની છાલના ઉકાળામાં તેની ગોળીઓ ચણા ચણા જેવડી કરવી અને છાંયે સૂકવી લેવી. આ ગોળીઓ મોઢામાં નાખીને ચાવવી નહિ પણ ચૂસીને ઓગળે તેમ ગળે ઉતારતા રહેવું. આથી સર્વ પ્રકારની ખાંસી મટે છે.

**ઉત્તમ દંતમજન**—૧-(દાલચીની) તજની ભૂકી તોલા ૪) ૨-અરીઠાંની ભૂકી (બીજવગરનું) તો.૧, ૩-ફટકડીની ભૂકી તો. ૦।।, ૪-કાથાની ભૂકી તો. ૨, ૫-પીપરમીંટ રતી ૧૦, ૬-અજમાનાં ફૂલ રતી ૧૦, ૭-કપૂર રતી ૨૦, ૮-ઇલાયચીના કણની ભૂકી તોલો ૧), ૯-તજનું તેલ માસા ૪, ૧૦-સફેતાનો-ચાકનો બારીક ભૂકો તોલા ૩૬ ).

ઉપલામાંની ૧–૨–૩–૪–૮ એ પ્રથમ બરાબર ભેગી કરવી. પછી ૫–૬–૭–૯ એ ચીજો બારીક કરીને ઉપલી ચીજોમાં મેળવવી. પછી સફેતાના આપેલા બારીક ભૂકામાં એ બધું બરાબર ભેગું કરી દેવું.

આ દંતમંજન દાંતોની ઉપરના તેમજ એકબીજાની વચ્ચે ભરાતા મેલ તથા જંતુઓને સાફ કરે છે.

## ( નીચેના ઉપાય "વૈદ્યકલ્પતરુ"માંથી આપેલા છે. )

**કબજીઅત મટાડવામાટે "દાડમ પાક":**–નીચે જણાવ્યા પ્રમાણે બનાવીને ખાવાથી પરદેશી વીલાયતી જુલાબની ગોળીઓની માફક અવગુણ બીલકુલ થતો નથી–તાજા નવા દાડમના ઠળીઆ શેર ||, કાળાં મરી બે તોલા, જીરૂં બે તોલા, લાલ સંચળ ૨ તોલા અને મોટી કાળી દ્રાક્ષ ઠળીઆ કાઢેલી શેર ૧. પહેલાં દાડમના ઠળીઆને ખૂબ બારીક છુંદી તેમાં દ્રાક્ષને મેળવીને મસાલો પીસવાના પથ્થરના પાટ ઉપર રગડીને ચટણી જેવું બનાવવું. પછી તેમાં સંચળ મેળવી નાખ્યા બાદ, મરી તથા જીરૂં જૂદું કપડછાણ કરી સઘળાંને એકરસ કરવું. છેલ્લે, આ "પાક" ની સોપારી જેવડી ગોળી કરી કાચના વાસણમાં ભરી રાખવી; અને જ્યારે જોઇએ ત્યારે તેમાંથી એક ગોળી ચાવીને ખાધી હોય તો ખાણું હજમ થશે, ભૂખ સારી લાગશે, પેટ સાફ આવશે, અને અજીર્ણ, વાયુનું દરદ તથા આમવાયુનો નાશ થશે.

**કબજીઅતનો સહેલો ઉપાયઃ**–જેઓને કોઠાની કબજીઅતને લીધે ઘડી ઘડી માથું દુખવાની આદત હોય તેઓએ યાદ રાખવું જોઇએ કે, જે લોકો ખાઇ–પીને એક ઠેકાણે બેસી રહે છે, તેમનામાં વિશેષ કરીને કબજીઅતની ફરિયાદ જોવામાં આવે છે, ન પચે એવો જડ ખોરાક ખાવાની જાથુની ખરાબીભરેલી ટેવથી પણ કબજીઅત થાય છે. કબજીઅતના સહેલા ઉપાયતરીકે ગરમ પાણીમાં લીંબુનો રસ જેટલો લેવાય એટલો અથવા માફક આવે એટલો નાખી ગોળ કે મધ નાખી સવારના પહોરમાં પીવું. જૂનો ગોળ પ્રમાણ જોઈ ખાવો. તેથી કબજીઅત તુટે છે. "ઓલીવ ઑઇલ અથવા "સેલેડ ઑઇલ" ખાવાના ખોરાકની સાથે હરવખત લેવાથી જાથુની કબજીઅતથી પીડાતા માણસોને અતિશય ફાયદો થાય છે.

( નીચેનું લખનાર–ડા. હંસરાજ રવજી રાણાવાવવાળા )

**હરસ માટે અકસીર અને વગર પૈસાની દવાઃ**—હું પોતે હરસની બીમારીથી બહુજ પીડાતો હતો, ઘણા ઉપચારો કર્યા પણ આરામ થયો નહિ. છેવટ રાણાવાવના વૈદ પ્રભાશંકર દયારામની સલાહ પૂછતાં તેમણે બતાવેલા ઉપચારોથી મને આરામ થયેલ છે. જરાપણ ઇજા નથી. તદ્દન આરામ થયેલ છે.

ઉપચાર કરવાની રીત નીચે મુજબઃ-પોતાના પેશાબથી હરસને દરરોજ ધોવા. દીશાએ (જંગલ) જતી વખત હરસ બહાર દેખાય તે વખતે પોતાના પેશાબથી ધોવામાં આવતાં થોડા દિવસમાં આરામ થાય છે.

પેશાબથી ધોયાબાદ ૧૦-૧૫ મીનીટ પછી સારા પાણીથી ધોવાથી બળતરા થતી નથી. બહાર દેખાતા મસાને સારા પાણીથી ધોઇ પછી અંદર બેસાડી દેવા. ત્યારબાદ નાહી ધોઈ પવિત્ર થઈ પ્રભુભજનમાં જોડાવું. હરસ બટકા ભરે તો તે ઉપર દહીં ચોપડવું તેમજ સવારે દહીં પીવું; દહીં ખાટું ન હોવું જોઇએ તે ખાસ ધ્યાનમાં રાખવું. જેટલું મેં અનુભવ્યું છે તે લખી જણાવું છું. બાકી તો પરિણામ પ્રભુને હાથ છે.

નીચેનું ( 'ગુજરાતી' તા. ૧-૪-૨૬ માંથી છે. લેખક-યાજ્ઞિક લક્ષ્મીરામ રામજી-ધાંધળીવાળા )

**આંખનાં ફૂલાંનો અકસીર ઉપાયઃ**—આંખનાં દર્દો જેવાં કે, છારી વળવી, ઝાંખ આવવી અને ફૂલાંનું પડવું, એ બધાંને મટાડવાનો ઉપાય ખાખરાનાં મૂળનો એક સિવાય બીજો પણ છે. ખાખરાનાં મૂળનો અર્ક શુદ્ધ રીતે કાઢનારા જવલ્લેજ છે. ખાખરાનાં ઝાડો ડુંગરમાં થાય છે. ઘણી વખત એમ પણ બને છે કે, ખાખરો જ્યાં નીપજતો હોય ત્યાં ખાખરો મળવા મુશ્કેલ પડે છે. એ એકની કિંમત બહુ ભારે થવા જાય છે તેથી શ્રીમંતો મેળવી શકે; પણ ગરીબ વર્ગ નાણાંના અભાવે મેળવી શકતો નથી. એ તો સહેલો સટ્ટ, કામ થાય ઝટ્ટ એવો ઉપાય છે કે, દરેક મનુષ્યને તે દવા આંખોને સારી ફાયદો કરી શકે અને જુજ કિંમતે મળી શકે તથા દર્દોને મટાડવાના અકસીર ઉપાયરૂપ બની શકે છે. સાબરતું શીંગડું, ગધેડાંનો દાંત, વડાગરૂં લૂણ (મીઠું) અને જૂનું અફીણ મેળવવું. સાબરશીંગડા અને ગધેડાંના દાંતને તાંબાના વાસણ ઉપર ઘસી, થએલ ઘસારો એક ચીનાઇ માટીના ગ્લાસમાં લઈ લેવું. તાંબાના વાસણપર જોઇએ તેવો ઘસારો ન ઉતરે તો પછી પથ્થરપર તે બંને ઘસવાં. પછી વડાગરૂં મીઠું અડદના દાણા જેટલું ઘસીને તેમાં અફીણ નાખી મિશ્રણ કરી એ ચારે ચીજોનો ઘસારો વાસણમાં એકંદર મિક્ષ્ચર કરીને વાદળાં વિનાને દિવસે બપોરે અર્ધો કલાક આંખની અંદરના પેઢા અને કોળાપર આંજણની માફક આંજી સૂઇ રહેવું. એમ આંજવાથી ખાખરાના મૂળના અર્કનો ઉપયોગ કરતાં દર્દ દફે થઇ સારૂં થતાં જેટલો વખત લાગે છે, તે કરતાં થોડી મુદતમાંજ આરામ થઇ જશે અને ઉપરનાં તમામ દરદો નાબૂદ થઇ જશે. આમાં સારી ડીગ્રી મેળવેલા અનુભવી ડૉકટરો અને દેશી વૈદો મેળવી સેવન કરતાં પહેલાં સર્વે તવંગર અને ગરીબ જનસમાજને જરા અખતરો કરી જોવા અમારી વિનતિ છે.

## નીચલા ઉપાય હિંદી "સ્ત્રીચિકીત્સક ઉપરથી છે."

**બરોળમાં:**—આકડાનાં પાકેલાં ( પીળાં ) પાન અને સિંધાલુણ એ બન્નેને દેવતાપર બાળીને પછી પાણીની સાથે અથવા મધ સાથે રોજ ત્રણ માસા ખાતાં રહેવાથી રોગ દૂર થાય છે.

**ખુજલીમાં:**—આંબળાંનું ચૂર્ણ રોજ ૩ માસા મધ સાથે ખાવું.

**સ્ત્રીઓનું ધાવણ વધારવા માટે:**—મુનક્કા નામે મોટી દ્રાક્ષ વાટીને ઘીમાં મેળવી પીતાં રહેવાથી વધારે દૂધ ઉતરે છે.

**અંડકોશ સૂજી આવવું:**—એક તોલા ત્રિફળાંના કાઢામાં ગોમૂત્ર નાખીને પીવાથી તરત આરામ થશે.

**બહુમૂત્રમાં:**—ઉમરડાના મૂળનું રોજ ત્રણ માસા મધ સાથે સેવન કરવું.

**હરસમાં:**—છાશમાં સિંધાલુણ નાખીને કેટલાક દિવસ સુધી લાગટ પીતા રહેવાથી રોગ નાબુદ થાય છે.

**હરસના મસામાં:**—રસવત, ચિનિયુ કપુરને વાસી પાણીમાં ઘુંટીને લેપ કરવો. કેટલાક દિવસ આ પ્રમાણે કરવાથી મસા સૂકાઇને આરામ થશે.

**શ્વાસ, ખાંસી, કફ:**—કાયફળ, મોથ, ધાણા, ભારંગી, કાકડશીંગી, પિત્તપાપડા, સૂંઠ, વજ, હરડે, દેવદાર, રોહિસનાં ફૂલ, એ દરેક તોલા તોલાભાર લઇને સાત ભાગ કરવા અને એક ભાગનો કાઢો બનાવીને પીવો. કાઢામાં એક શેર પાણીમાંથી નવટાંક પાણી રહે ત્યારે ઉતારી લેવો. પાણી ગરમ પીવું. કોઈ પણ જાતની ખટાઇ, તેલ, ઘી, ગોળ તથા અડદની ચીજો ન ખાવી.

**બરોળ ઉપર:**—સૂંઠ, કાળાં મરી, પીંપર અને સિંધાલુણ સમભાગે લઇને કપડછાણ કરી તેમાંથી બે પૈસાભાર ચૂર્ણ કુંવારપાઠાના ગર્ભમાં મેળવીને ગાયના ઘીની સાથે રોજ આપવું. તેનાથી ગોળો અને બરોળ નાબુદ થાય છે.

**છએ પ્રકારના અતિસાર ઉપર:**—ભાંગરાનો રસ પાંચ પૈસાભાર સાત દિવસ સુધી ગાયના દહીં સાથે આપવાથી સર્વ પ્રકારના અતિસાર નાબુદ થાય છે.

**બાળકોની ખાંસીમાટે:**—જવખાર, અતિવિષની કળી, કાકડાશીંગી, પીપર, પુષ્કરમૂળ, એ સર્વનું ચૂર્ણ મધની સાથે ચટાડવાથી બાળકોની પાંચે જાતની ખાંસી નાબુદ થાય છે.

**શૂળ તથા પેટના સર્વ પ્રકારના વિકાર ઉપર:**—કણઝીનાં બીજ બે તોલા, હીંગ ૦। તોલો, સંચળ બે તોલા, જીરૂં એક તોલો, અજમો એક તોલો, સુંઠ અર્ધો તોલો, પીપર ૦। તોલો અને ફૂદીનો એક તોલો, એ બધાને વાટીને ઘીમાં એક એક માસાની ગોળી બનાવવી. ગરમ પાણી સાથે તે આપવાથી શૂળ તથા પેટના બીજા વિકારો નાબુદ થશે.

**કાનના દર્દમાટે:**—ઘેટાનું મૂત્ર, સિંધાલુણ અને લીમડાનાં પાન તલના તેલમાં પકાવીને કાનમાં નાખવાથી કર્ણશૂળ અને કાનના સણકા બંધ થઈ જાય છે.

**દાઢના દુખવા ઉપર:**—વાવડીંગને ચલમમાં ભરીને તેની ધૂમાડી પીવાથી તેના ધમાડાને લીધે દુખારો બંધ થશે અને કૃમી હશે તો તે પણ મરી જશે.

**નીચેના અનુભવસિદ્ધ ઉપાયો અમદાવાદના પ્રાંતિક વૈદ્યસંમેલનમાં વૈદ્યોએ બતાવેલા ઉપાયોમાંના રસાયણી ઉપાય પડયા મૂકીનેજ " ભાગ્યોદય " (અમદાવાદ)ના પોષ-૧૯૮૨ ના અંકમાંથી લીધા છે.**

**તાવ:**—અતિવિષ ા તોલો, સુરોખાર ૧ તોલો, બન્ને મિશ્ર વાટી લુગડે ચૂર્ણ ચાળી રાખવું. તેના ૩ ભાગ કરી મધની સાથે બે દિવસ તાવવાળા દરદીને ચટાડવું. ઉપર મગનું ઓસામણ આપવું, જેથી તાવ મટશે.

**તાવ:**—લવીંગ ૧ વાલ, મરી ૧ વાલ, લીંબોળી ૩ વાલ, એ બધું ખાંડી લીમડાના પાનના રસની અંદર ઘુંટી રતી રતીની ગોળીઓ બનાવવી. દિવસમાં ત્રણ વખત બબ્બે ગોળી એમ ૭ ગોળી લેવી, જેથી તમામ જાતના તાવ મટે છે.

**હિક્કા-હેડકી**—નેતર ઘસી પાવલીભાર પાવાથી હિક્કા હેડકી મટે છે. સાધારણ રીતે હેડકીનું જોર ૯ દિવસ રહે છે, તેમાં પેટની કબજીઅતની હિક્કા મટે છે, સન્નિપાતના તાવની હિક્કા અસાધ્ય ગણાય છે.

**વીસ્ફોટકની ચાંદી:**—બશેર વડાગરૂ મીઠું અને ત્રણ શેર લીંપવાની માટી, બન્નેને સરખે ભાગે લઇ સાત ગોળા બનાવવા. તેમાંનો ૧ ગોળો લાલ થાય ત્યાંસુધી દેવતામાં તપાવવો, પછી તેને પાણીમાં બુઝાવી દેવો. તે છમકારેલું પાણી ગાળીને પાઇ દેવું. ઉપર ઘી, સાકર ને રોટલી ખાવાં. સાત દિવસ પ્રયોગ કરવાથી વીસ્ફોટકની ચાંદીઓ મટી જાય છે.

**રક્તપ્રદર:**—વાપાણની ભસ્મ ૧ા તોલો સાકર અને મધ સાથે આપવાથી રક્તપ્રદર મટી જાય છે.

**રક્તપિત્ત:**—ભેંસની પાડીનું છાણ પાણીમાં પલાળીને ઠરવા દઇ તેનો રસ કાઢી તે લુગડે ગાળી લઇ તે પાણી સાકર નાખી દિવસમાં બે ત્રણ વખત પાવાથી લોહી પડતું બંધ થાય છે.

**ગુમડાં:**—સુંઠ, ઝેરકચોલું ને વજ, ત્રણે પાણીમાં ઘસીને લેપ કરવો, પછી મકરોડનાં પાન તે ન મળે તો આમલીનાં પાન કે નગોડનાં પાન છાશની પરાસમાં બાફી તેને ઝીણાં વાટી લુગદી કરી વ્રણ ઉપર બાંધી દેવાથી ત્રીજે દિવસે વ્રણ પાકી પરૂ નીકળી જશે. પછી તેના ઉપર શંખજીરૂ વાટીને દબાવી દેવાથી રૂઝ આવી જશે.

**આંખના રોગ:**—જસતનાં ફૂલ ૧૦ તોલા, ૦ાા તોલો એલચીનાં બી, ૦ાા તોલો સાકર, બેઆનીભાર શુદ્ધ મોરથુથુ, બેઆનીભાર બાવળનો ગુંદર, એ બધાંને વાટી કપડેથી ચાળી પછી તેમાં જસતનાં ફૂલ ભેળવી બે દિવસ ગુલાબજળમાં ઘુંટવું. તેની ચણા જેવડી ગોળીઓ બનાવવી. તે ગોળી તરભાણામાં પાણી સાથે ચોથો ભાગ ઘસીને આંજવાથી દુઃખતી આંખો મટે છે.

**પાઠું:**—જાડા થારનું મૂળ કાઢી તેનું છોડું કાઢી નાખી ગરમ પાણીમાં ઘસી પાઠાપર ચોપડવાથી પાઠું ઓગળી જશે.

**વાળો:**—ભીલામાને સોય ઘોચી દીવા ઉપર ધરવાથી દૂધ નીકળે છે. તે એક–બે ટીપાં પાસેર દૂધમાં પડવા દઈ તે દૂધ પાવાથી વાળો મટે છે, વાયુની ગાંઠો વેરાય છે.

**તાવ:**—ભૂરા કોળાનો વાટકો કરી તેમાં સુરોખાર નાખી તે વાટકો તાવમાં માથે ગરમી ચઢી માથું ઘણું ચઢે ત્યારે માથે મૂકવાથી બરફ જેટલી ઠંડક આપી માથું ઉતારે છે. ભૂરા કોળાને બદલે દુધી પણ ચાલે. દુધીને છુંદી તેમાં સુરોખાર ભેળવી તે લુગદી માથે મૂકવાથી ઠંડક વળી તાવ ઉતરે છે.

**માથું ચઢે તો:**—દશાંગ લેપ ૧ તોલો, ૧૦ તોલા પાણીની અંદર નાખી તેમાં કપડું પલાળી તે માથે મૂકવાથી ઠંડક આપે છે. દશાંગલેપમાં તગર અને જટામાંસી, રતાંજળી એલચી એવી ચીજો આવે છે કે તે માથાની પીડા મટાડનાર છે. વળી તે રક્તપિત્તના શોથમાં સારો ફાયદો આપે છે.

**તાવની ગરમી:**—કુંવારપાઠાનો ગર્ભ માથે રાખવાથી તે તાવની ગરમી ઓછી કરે છે; અથવા ખેતરની કાળી માટી પાણીમાં પલાળી તે માથે રાખવાથી માથે ઠંડક થાય છે.

તગરની ગાંઠો ઘસી બહાર લેપ કરવાથી બહારની વેદના મટાડે છે.

**હિક્કા:**—નગોડનાં પાન અને લીંડીપીંપરનો ઉકાળો કરવો. પાંચ પાંચ મિનિટે ચમચો ચમચો દવા આપવી. અડદ અને હળદર વાટી તેની બીડી પીવાથી હિક્કા મટે છે

અણિયારનો ગુંદર અને હળદર ચલમમાં પીવાથી હિક્કા મટે છે.

**ઉંઘ આવે:**—દરદીને ઉંઘ ન આવતી હોય તો ખોરાસાની અજમો પાંચ રતી આપવાથી ઉંઘ સારી આવે છે. પેશાબ સાફ થાય છે. પોટાસ બ્રોમાઈડને બદલે મગજના વ્યાધિમાં ખુરાસાની અજમો વાપરી શકાય છે.

પીપરીમૂળ અને કમળનાં ફૂલનો કાઢો આપવાથી ઉંઘ આવે છે.

**ભીલામું ફુટી નીકળે તો:**—બે કેળાં અને ૧ શેર દહીં મિશ્ર કરી શરીરે ચોપડવું અને કેળાં તથા રોટલી ખવરાવવાથી ભીલામાનું ઝેર બેસી જાય છે, ચાંદીઓ સૂકાઈ જાય છે.

**પિત્તજ્વર:**—ખડસલીઓ અને મોથનો ઉકાળો આપવાથી મટે.

**શ્વાસ-ખાંસી:**—બેઆની ભાર કડુ, ૪ પાવલીભાર સાકર, એકત્ર વાટી આઠ પડીકીઓ કરવી. આખા દિવસમાં ૮ વખત એ આઠ પડીકીઓ આપવાથી વિષમજ્વર મટે છે. તેમ શ્વાસ ખાંસી પણ મટે છે.

**તાવથી માથું ચઢયું હોય તો:**—બકરીના દૂધ સાથે નવસાર અને સુરોખાર મેળવી માથે મૂકવાથી તાવ નરમ પડે છે.

**પ્રમેહ:**—હરડે તોલો ૧।, બેહાં તોલો ૧।, આમળાં તોલો ૧।, જેઠીમધ તો. ૨;

એ સર્વેને ખાંડી તેનો બશેર પાણીમાં ઉકાળો કરવો. તેમાં ૪ તોલા ચણાની પોટલી અદ્ધર રહે તેમ લટકાવવી. પાણી બળી જાય અને ચણા ફુલી જાય એવા તે કવાથના કૂચા સાંજે તેટલાજ પાણીમાં ઉકાળવા અને તેમાં ૪ તોલા બીજા ચણાની પોટલી અદ્ધર મૂકીને બાફવી. તે પાણી બળી ગયે સવાર માફક તે ચણા કાઢી ઠંડા થયે ખવરાવવા. તેની સાથે ફુલાવેલી:ફટકડી વાલ બે, ચીનીકબાલાનું ચૂર્ણ વાલ ૨, ચીની સાકર વાલ ૪, ત્રણે ચીજો મેળવી બાર વાગે ૧ પડીકું આપવું અને તેવીજ રીતે રાત્રે ૧ પડીકું ૮ વાગે આપવું. તે ઉપર પાણી પીવું. હીંગ, રાઇ, તેલ, મરચાં ન ખાવાં, બ્રહ્મચર્ય પાળવું. ૨૧ દિવસ આ પ્રયોગ કરવાથી પ્રમેહ મટે છે.

**હેડકી:**—આદાનો રસ અને મધ શ્વાસકુઠાર કે આનંદભૈરવ સાથે આપવાથી હેડકી મટે છે.

**શંખદ્રાવ કાઢવો:**—૧ તોલો નવસાર, ૧ તોલો સુરોખાર, ૧ તોલો સિંધવ અને ૧ તોલો ફટકડી કાચી લઇ વાટી તેને એક ઘડાની અંદર નાખી તેના ઉપર ૧ાા રતલી જાડો દુંટાવાળો શીશો છતો મૂકવો. તે શીશાને તળેના દુંટામાં વચ્ચે કાણું પાડવું. તે શીશાનું તળીઉં ઘડાના મોં સાથે મુલ્તાની માટીથી કપડબંધ કરી સૂકવવું. તેમ તે શીશાના મોંને ઇંટનો દાટો મારીને મુલ્તાની માટીથી કપડછાણ બંધ કરી સૂકવવું. પછી તે ઘડો ચૂલા ઉપર મૂકી, તળે ધીમો તાપ આપવો. તેથી શીશામાં શંખદ્રાવ ચઢશે. તે શીશામાં તળીએ જે ઉપસેલો દુંટો છે તેની આજુબાજુ ભેળો થશે. જ્યારે બધો શંખદ્રાવ થઇ જાય ત્યારે ઉતારવું અને શીશો ઠંડો થયે કાઢી લેવું.

**ધાતુપુષ્ટિ:**—ચોપચીની તો. ૦ાા, જાવંત્રી તો. ૦ાા, બરાસ તો. ૦ા એકત્ર ઘુંટી ૮ પડીકાં કરવાં, માખણ અને સાકર સાથે આ દવા સવારસાંજ ચાર દિવસ લેવાથી ધાતુપુષ્ટિ થાય છે.

**ધોળા કોઢ:**—બાવચો તોલા ૧૬, ખેરસાર તોલા ૪, ત્રિફળાં તોલા ૧૦, ભાંગરો તોલા ૧૦, ગળો તોલા ૫, એકત્ર વાટી તેમાંથી રોજ બે તોલાનો ઉકાળો કરી ધોળા કોઢવાળાને ૧ાા માસ આ દવા આપવી. તેલ, મરચું, ખટાશ, ખાર, મીઠું બંધ કરવું; દૂધ, ભાત, રોટલી આપવાં. સાથે હરતાલ ભસ્મ એક રતી કવાથ પીતા પહેલાં મધ સાથે આપવી.

**લેપ:**—બાવચો તો. ૧૦, હરતાલ તોલા ૪, મનશીલ તોલો ૧, ચિત્રક તોલા ૨, હળદર તોલા ૨ એકત્ર વાટી ઘુંટી ગોમૂત્રમાં વાટી તેનો કોઢનાં ચાઠાંપર લેપ કરવો. તેનાથી ફોલ્લા ઉઠી પાણી ઝરીને રૂઝ આવે છે અને કોઢ મટે છે.

**નીચેના વૈદક પ્રયોગ પણ "ભાગ્યોદય" ના ઉપલાજ અંકમાંથી લીધેલા છે.**

**ધોળા કોઢ:**—ધોળા કોઢ મટાડવામાં બાવચી ઘણી ઉપયોગી વસ્તુ છે. ધોળા કોઢને અસાધ્ય ગણાય છે, તેના ઉપર લાંબો વખત બાવચીનો ઉકાળો પીવાથી અને બાવચી વાટી ચોપડવાથી સારૂં થાય છે. બાવચી લગાડવાથી કોઢના ધોળા

ડાઘા કાળા પડે છે. બાવચીનું તેલ કાઢી તે કોઢ ઉપર લગાવવાથી સફેદ ડાઘ પહેલો લાલ થાય છે. પછી તેનો દુઃખાવો થાય છે. થોડા દિવસ વધુ તેલ લગાવવાથી તે ડાઘ ઉપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય તો થોડા દિવસ દવા બંધ કરવી જેથી ફોલ્લીઓ સૂકાઇ જશે અને ચામડી કાળી થઇ જશે, આજુબાજુનો ભાગ પણ ધીમે ધીમે ચોખ્ખી ચામડીની આકૃતિનો થઈ જાય છે.

બાવચીને મીઠા તેલમાં કે કણઝીઆ તેલમાં થોડો વખત પલાળી રાખી પછી પીલવાથી તેલ નીકળે છે. તે તેલ કોઢ ઉપર વપરાય છે.

હરતાળ ૧ તોલો, આમળાં બે તોલા અને બાવચી આઠ તોલા, ત્રણેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને ગોમૂત્રની સાથે ઘુંટી કોઢનાં ચાઠાં ઉપર લગાડવું જેથી કોઢ મટે છે.

**ઝાડા:**—ઇંદ્રજવ, ધાણા, પટોળ સરખે વજને લઇ ઉકાળો કરી તે ઉકાળો ૪ તોલા પીવાથી ઝાડા, રક્તાતિસાર, આંતરડાંના વ્યાધિ, ઝાડે લોહી પડવું અને બાળકોનો સખ્ત મરડો મટે છે. ઇંદ્રજવ ઝાડો બંધ કરે છે તેમ આમનું પાચન થાય છે. ઝાડો બંધ થવાથી પેટ ચઢતું નથી. તાવ પણ મટાડે છે. પેટનો દુઃખાવો અને કૃમિ પણ મટાડનાર છે.

**આફરો, ચુંક, મંદાગ્નિ, ઉપર સર્જીકાદિ ક્ષાર:**—સાજીખાર ૨ ભાગ; જવખાર ૧ ભાગ અને પંચલવણ ૫ ભાગ ત્રણેને વાટી બીજોરાના રસમાં કે દાડમના રસમાં ખૂબ ઘુંટી તે ચૂર્ણ તડકે સૂકવવું. આ ક્ષાર પાવલીભાર લેવાથી જમ્યા પછી પેટમાં આફરો ચઢતો હોય, ખાટાં ઘચરકાં આવતાં હોય, દાંત અંબાઇ ખાટા થઇ જતા હોય તો મટે છે. જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, પેટની ચુંક મટે છે.

**બાળકોની વરાધ:**—અરડુસીના પાનનો સ્વરસ નવશેકો પાવાથી અને તેનાં પાંદડાંના ડુચાથી છાતી ઉપર રસ ચોપડી ધીમે સેક કરવાથી બાળકની વરાધ મટે છે. બાળકનો તાવ મટે, શ્વાસ જલદ ચાલતો હોય તો તે મટે, ગળામાં સસણી બોલતી હોય અને કફ ભરાયો હોય તે પણ મટે છે.

**સાપનું ઝેર:**—અરીઠાના ફળને ઘસી આંખમાં આંજવાથી સાપનું ઝેર ઉતરે છે

**દમ:**—આકડાનાં રવૈયાં (ફૂલ) ૧૨૫ લઇ તેમાં જાયફળ ૧ તોલો, લવીંગ તોલો, જાવંત્રી ૧ તોલો અને અક્કલગરો ૧ તોલો મેળવી વાટી ચૂર્ણ કરી તેને મધ સાથે ઘુંટી બબ્બે આનીભારની ગોળીઓ કરવી. તે બબ્બે ગોળી દમના દરદીએ સવારસાંજ લેવી. તેથી દમ મટે છે. **આકડાના મૂળનું ચૂર્ણ**–૬ વાલ ઉના પાણી સાથે દમવાળાને આપવાથી ઉલટી થાય છે અને ચઢેલો દમ બેસી જાય છે. પછી રોજ ઉપરની ગોળીઓનું સેવન કરવાથી દમ ફરીથી ઉપડતો નથી.

**કૌવત આપનારી દવા:**—અર્ધો તોલો એખરો, દૂધસાકરમાં સવારસાંજ ઉકાળીને પીવાથી શરીરમાં ઘણું કૌવત આવે છે. નબળાઇને લીધે સાંધા દુઃખતા હોય, કળતર થતી હોય તો મટે છે.

## ૮૯-તુલસીમાહાત્મ્ય અથવા ધર્મ અને આરોગ્ય

**( હિંદી "શ્રીધર્મ શિક્ષક" ઉપરથી )**

આપણા પ્રાચીન આચાર્યોએ તુલસીના છોડને પૂજવાયોગ્ય કેમ માન્યો હશે ? તુલસીના છોડ પ્રત્યેક હિંદુને ઘેર અને બાગબગીચામાં ઉગાડવાની આજ્ઞા શામાટે કરી હશે ? કારણુ એજ છે કે, તે આપણા ધર્મકર્મની સહાયક છે, અનેક કઠોર વ્યાધિઓથી પણ તે આપણું રક્ષણ કરે છે, આપણા સર્વના હિતાર્થે તુલસીના ગુણ વૈદકશાસ્ત્રમાં નીચે પ્રમાણે બતાવે છે.

**તુલસીના ગુણ**

**हिक्काकास विश्वास पार्श्वशूल विनाशनः ।**
**पित्तकृत्कफवातघ्नः सुरसः पूतिगन्धनुत् ॥ ( चरक )**

અર્થ—તુલસીનાં ખાંસી, વિષવિકાર, શ્વાસ તથા પાર્શ્વશૂળનો નાશ કરે છે. વળી તે પિત્તકારક, કફ અને વાયુનો નાશ કરનાર તથા દુર્ગંધ નાશક છે.

**कफानिलविनिःश्वासकासदौर्गन्ध्यनाशनः ।**
**पित्तकृत्पार्श्वशूलघ्नः सुरसः समुदाहृत ॥ ( सुश्रुत )**

અર્થ—તુલસી કફ, વાયુ, વિષ, શ્વાસ, ખાંસી અને દુર્ગંધીનો નાશ કરે છે, પિત્તકારક છે અને પડખાના શૂળને દૂર કરે છે.

**तुलसी कटुका तिक्ता हृद्योष्णा दाहपित्तकृत् ।**
**दीपनी कुष्ट कृच्छ्रास पार्श्वरुक्काफवाताजित् ॥**

અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

**श्वेताचकृष्णा तुलसी कटूष्णो कथ्यते ।**
**दाहपित्तकरी हृद्यातुवरा ग्निदीपिका ॥**
**लघ्वी वातकफश्वासकासाहिक्काःक्रमाज्जयेत् ।**
**वान्तिदौर्गन्ध्यकुष्ठानि पार्श्वशूलविषापहा ॥**
**मूत्रकृच्छ्रं रक्तदोषं भूतबाधां च नाशयेत् ।**
**शूलज्वरं च हिक्कां च नाशयेदितिकीर्तिता ॥**

અર્થ—સફેદ અને કાળી તુલસી તીખી, કડવી, ગરમ, તીક્ષ્ણ, દાહજનક, પિત્તકારક, હૃદયને હિતકારી, અગ્નિદીપક, હલકી તથા વાત, કફ, શ્વાસ, ખાંસી, હિક્કા, કૃમિ, ઉલટી, દુર્ગંધ, કોઢ, પાર્શ્વશૂળ, તથા વિષનો નાશ કરનાર; અને મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ, ભૂતબાધા, શૂળ, જ્વર અને હેડકીને દૂર કરનારી છે.

**अस्थिजस्य कीलासस्य तनूजस्य च यत्वचि ।**
**दूष्या कृतस्य ब्रह्मणा लक्ष्मश्वासमनीनशत् ॥**
**सरूपकृत्त्व औषधे [illegible] कृधि ।**

श्यामा सरूपकरणी पृथिव्या अध्युद्भृता ॥
इदमूषु प्रसाधय पुनारूपेणा कल्पय । ( अथर्व )

અર્થ—ચામડી, માંસ તથા હાડકાંમાં જે મહારોગ પહોંચી ગયો હોય, તેનો પણ ધોળી તુલસીથી નાશ થાય છે. કાળી તુલસી રૂપવાન કરવાવાળી છે અને તેના સેવનથી શરીરની ઉપરના ધોળા ડાઘ તથા ચામડીના અન્ય રોગ પણ નાબુદ થાય છે. પુરાણોમાં પણ લખ્યું છે કે:—

तुलसीकाननं चैव गृहे यस्यावतिष्ठते ।
तद् गृहं तीर्थवत्तत्र नायांति यमकिंकराः ॥
तुलसीगंधमादाय यत्र गच्छति मारुतः ।
दिशो दश पुनात्याशु भूतग्रामांश्चतुर्विधान् ॥ पद्मोत्तर०

જે મકાનમાં તુલસીના છોડ હોય છે, તે મકાન તીર્થસમાન છે. ત્યાં યમદૂતો આવતા નથી. તુલસીની સુગંધ આપવાવાળો વાયુ જ્યાં જ્યાં જાય છે. ત્યાં ત્યાં દશે દિશાઓને અને ચારે પ્રકારનાં ભૂતગ્રામને તત્કાળ શુદ્ધ કરે છે.

તુલસીની અનેક જાતો થાય છે પરંતુ રામા ( શ્વેત ) તથા કૃષ્ણા ( કાળી ) તુલસી, એ બેજ જાતની તુલસી વિશેષે કરીને આપણા દેશમાં વપરાય છે. તેનો ઉપયોગ અનેક રોગો ઉપર થાય છે.

## તુલસીના અનુભવેલા પ્રયોગ

**ખાંસી, જીર્ણજ્વર અને છાતીનું દર્દ**—તુલસીનાં પાનનો રસ, કાળાં મરી અને સાકર એકત્ર કરીને પીવાથી દૂર થાય છે.

**વાયુ કે કફથી થયેલો ઉન્માદ**—એના ઉપર તુલસીનાં પાન સુંઘવાથી, ચોપડવાથી તથા ખાવાથી અત્યંત લાભ થાય છે.

**મૂત્રરોગમાં:**—લીંબુનો રસ તેની સાથે મિલાવી તેનું સેવન કરવાથી ફાયદો થાય છે.

**જીભ અને હોઠનાં ચાંદાં:**—તેનાં પાન ચવડાવવાથી મટી જાય છે.

**મોંઢાની બદબો** જતી રહે છે. **અવાળાં અને દાંત** મજબૂત થાય છે અને **દાંતનાં દરદો** નાબુદ થઇ **કંઠ શુદ્ધ થાય છે.**

**પાચનશકિત**—તેનાં પાન વાટીને પીવાથી વધે છે, **વાયુ** શુદ્ધ થાય છે તથા **શુદ્ધ** ઓડકાર આવે છે તેમજ ભૂખ લાગે છે.

**યકૃત, પ્લીહા અને હરસમાં:**—તેને ખાવાથી અને લગાવવાથી ફાયદો થાય છે.

તેનાં પાન કૃમિઘ્ન છે. તેનો લેપ કરવાથી **મચ્છર** કરડતા નથી, તેનાં પાનનું **ચૂર્ણ** બળરાવવાથી **ઘામાં પડેલા કીડા** મરી જાય છે.

**કૉલેરામાં:—તેનાં** પાનની કાળાં મરી સાથે ગોળી બનાવીને આપવાથી ઉલટી અને ઝાડા બંધ થઇ જાય છે.

**સાપ કરડે ત્યારે:**—તરતજ આશરે બેએક તોલા તુલસીનાં પાન દશ પંદર કાળાં મરી સાથે ઘુંટીને પાવાં જોઇએ તથા તેનાં પાન અને મૂળને વાટીને જે જગ્યાએ સાપ અથવા વીંછી કરડયો હોય ત્યાં ચોપડવું જોઇએ.

**ઉંદર કરડે ત્યારે:**—તે ખાવાં અને ચોપડવાં ગુણકારક છે.

**સળેખમ, ખાંસી તથા છાતીનાં દરદોમાં:**—કાળી તુલસીની ચ્હા અત્યંત ગુણકારી છે.

**પ્લેગમાં:**—તુલસીદાળ ને કાળાં મરી તથા સાકર સાથે ખવડાવવાથી અને તેનાં પાનને શરીર ઉપર લગાવવાથી બહુ લાભ થાય છે.

**શરીરના કોઇપણ ભાગ ઉપર સોજો હોય તો:**—તેનાં પાન વાટીને ચોપડવાથી શાંતિ થાય છે.

**તુલસીનું નિત્ય સેવન કરવાથી:**—શુદ્ધ લોહી પેદા થાય છે અને મનુષ્ય દરેક પ્રકારના રોગોથી બચી જાય છે.

**કોઢમાં:**—તેનાં પાન ખાવાં અને ચોપડવાં હિતકારક છે.

તુલસી ચેપી રોગોની નાશક, કૃમિઘ્ન અને મેલેરિયા તાવનો નાશ કરવાના ગુણોવાળી છે. એવું તો આજકાલના અનેક મોટા મોટા ડૉકટરોએ અમેરિકા અને વિલાયતની પરિષદોમાં સ્વીકાર્યું છે. જે વાત આપણા ઋષિઓ હજારો વર્ષ પહેલાંથી કહેતા આવ્યા છે, તે જાણવાનું પાશ્ચાત્ય ડૉકટરોએ હજુ હમણાંજ શરૂ કર્યું છે. ભારતવાસીઓનું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન બગડતું ચાલે છે, તેનું કારણ એજ છે કે, જ્યાં પહેલાં પ્રત્યેક હિંદુને ઘેર તુલસીવન શોભતાં હતાં, ત્યાં આજે પ્રત્યેક મહોલ્લામાં તુલસીના પાંચ દશ છોડ પણ જોવામાં આવતા નથી ! કાળની કેવી વિચિત્ર ગતિ !

હવે અમે ભારતીય વૈદ્ય અને ડૉકટરોને પ્રાર્થના કરીએ છીએ કે, તેઓ ઘોર નિદ્રાનો ત્યાગ કરી ધ્યાનપૂર્વક આ મહાન સંરક્ષક અને પવિત્ર તુલસીનો પ્રચાર પ્રત્યેક ઘરમાં કરાવવાનો પ્રયત્ન કરે અને તેના ગુણોનું પૂર્ણરૂપે સંશોધન કરે. તુલસીના અપૂર્વ ગુણો જોઇનેજ આપણા પૂર્વજોએ તેને ધાર્મિક વૃક્ષ માન્યું છે; કેમકે તે શરીરને આરોગ્ય રાખે છે અને આરોગ્યથીજ સર્વ પ્રકારના ધર્મોનું પાલન થાય છે. **("સ્ત્રીચિકિત્સક" હિંદી ઉપરથી)**

**સર્વ પ્રકારના તાવને માટે:**—કાળાં મરી વાટીને તુળસીનાં પાનના રસમાં ભીંજવી છાંયડે મૂકી રાખવાં. સૂકાઇ જાય ત્યારે ફરી તુલસીના રસમાં ભીંજવવાં. આ રીતે સાતવાર ભીંજવીને છાંયડે સૂકવવાં. પછી ચણા બરાબર ગોળીઓ વાળીને એક શીશીમાં ભરી લેવી. જેને તાવ આવતો હોય, તેણે તાવ આવતા પહેલાં ત્રણ કલાક અગાઉથી કલાકે કલાકે એક એક ગોળી ગરમ પાણી સાથે ગળવાથી સર્વ પ્રકારનો તાવ જતો રહેશે.

**બાળકના પેટની પીડામાં:**—બાળકોના પેટમાં પીડા થતી હોય તો તુલસીનાં પાનનો રસ અને આદુનો રસ બન્ને બરાબર લઇ ગરમ કરીને બાળકને પાવાથી સર્વ પ્રકારની પીડા દૂર થશે. જો રોજ તેનું સેવન કરાવવામાં આવે તો બાળકોના પેટમાં કોઇ પણ વિકાર કદાપિ થશે નહિ.

**બાળકનું પેટ ફુલે તે ઉપર:**—બાળકને દસ્ત સાફ ન આવતો હોય અથવા પેટ ફુલી જતું હોય તો એક તોલો તુલસીનાં પાનનો રસ ગરમ કરીને હશેકો હશેકો પીવાડવાથી દસ્ત સાફ આવે છે, પેટનો ગડગડાટ તથા પેટનું ફુલવું વગેરે રોગ દૂર થઈ જાય છે.

**માથાની પીડામાં:**—તુલસીનાં પાન છાંયડે સૂકવીને રાખી મૂકવાં. જ્યારે માથામાં પીડા થાય ત્યારે તેનો નાસ લેવાથી તે પીડા જરૂર દૂર થાય છે.

**બાળકોના પેટના કીડાઓમાં:**—તુલસીનાં પાનનો રસ ગરમ કરીને પીવડાવવાથી તરતજ આરામ થાય છે.

**ધાતુ ક્ષીણતામાં:**—કોઇ પુરુષને પિશાબ પહેલાં અથવા પછી ધાતુ જતી હોય અથવા સ્વપ્નદોષમાં ધાતુ જતી હોય તો તુલસીનાં પાન ૬ માસા અને દૂધનો રસ ૬ માસા સાત દિવસસુધી રોજ પીવાથી જરૂર આરામ થશે.

**ટાઢીઆ તાવનો ઉપાય:**—સુંઠને પાણીમાં ઘસી જરા ગરમ કરી કપાળે ચોપડી, માથે ઓઢીને સૂઇ જવાથી પરસેવો વરી તાવ ઉતરી જશે તથા ઘેન મટશે.

**વિષમજ્વરનો ઉપાય:**—એક દોકડાભાર તુળસીના પાનનો રસ તથા દોકડા ભાર મધ લઇ એમાં મરીનો ભૂકો નાખી પીવાથી વિષમજ્વર અટકી જાય છે.

**રોજીઆ તાવનો ઉપાય:**—ફુદીનો તથા તુળસીનો ક્વાથ પીવાથી રોજીઓ તાવ ઉતરે છે.

**રતાંધળાપણાની દવા:**—કાળાં મરચાંની ઉપલી છાલ કાઢી નાખી તુલસીનાં પાંદડાંના રસમાં મેળવી રતીભાર ગોળી બનાવવી. તેને મધમાં ઘસી સાંજે અંજન કરવાથી બે દિવસમાં રતાંધળાપણું જતું રહેશે.

# ૯૦–જુવાનોને પડકાર

બંગાળી લોકસાહિત્યમાં એક વાર્તા છે; મુગ્ધાવસ્થામાં ઇશ્વિરી ગોદ સેવતો કોઇ બાળક બજારોના ભવ્ય ઠઠારાથી અંજાઇ કંઇ કંઇ ચીજો લેવા દુકાને દુકાને આથડયો ને હતાશ થઈ પાછો ફર્યો–કારણ? તેની પાસે પૈસા નહોતા. ભગ્ન હૃદયે તે નિર્જન અરણ્યમાં પહોંચ્યો અને પૈસામાટે કરુણ આક્રંદ કરવા લાગ્યો. વનદેવ-

તાએ તેને દેખા દીધી ને કહ્યું:-"આ પેટીમાં પૂરાવાનું કબૂલ કર અને તારી આગળ સુવર્ણના ઢગ ઉભા કરી દઉં." બાળક હરખાઇને પૂરાયો. પેટીનાં છિદ્રોવાટે તેણે જોયું તો ચોમેર સોનારૂપાના ચળકતા સિક્કા પથરાયા હતા.

પણ ભૂખતરસની તીવ્ર વેદના આગળ એનાં સુવર્ણસ્વપ્નો સરી પડયાં અને પૈસા ઉપર શાપનો પોકાર કરી તેણે અન્નપાનની-મુક્તિની માગણી કરી.

સમાજના તારણહારસમા ઓ તરુણો! તમારેમાટે આ એક નીતિકથા છે. પૈસા પાછળ રચ્યાપચ્યા રહેવું એ જીવનનું ધ્યેય નથી. એ તો અનિષ્ટ બંધન છે. જીવનનો ઉદ્દેશ એથી ઉંચેરો છે, વધારે પવિત્ર છે, જીવનનું અન્ન અને જીવનનું પાન એ ઝગઝગતી દોલત કરતાં વધુ મહત્ત્વનાં છે.

અને જુવાનીમાં તરવકતા તરુણોમાટે જીવન કેવું હોઇ શકે? બ્રહ્મચર્ય, તાકાત, હિંમત એજ જુવાનીનો ખોરાક છે. નિર્બળતા એ જીવનનું અવસાન છે. ઈશ્વરનો આદેશ છે કે, જુવાનો! બલહીન, શકિતહીન મા થજો. જીવનનો ૧૩ થી ૨૫ વર્ષનો આંતરગાળો તો આખી જીંદગીની ફતેહનો પાયો છે. એમાં વિલાસ કે વૈભવ ન જોઇએ, ટોનિક દવાઓના બાટલા કે તીખા તમતમતા ક્ષુદ્ર ખોરાકને દફનાવવા જોઇએ. અંગકસરત-વ્યાયામ એજ સાચું ટોનિક છે, અખાડાઓ ને મલ્લકુસ્તી એજ સાત્ત્વિક ખોરાક છે,વજ્રાંગ બનવું એ જુવાનોનો અપરિહાર્ય ધર્મ છે.

જીવનના એ અમોલા સમયમાં વાચન, આહાર અને આચારવિચારમાં પણ નર્યું બળ જોઇએ, સમાજનો ઉદ્ધાર દર્શાવતું વેગવંતી ભાવનાભર્યું સાહિત્ય, પ્રજા-પ્રજાના નરકેસરીઓનાં પ્રેરણાવંત જીવનચરિત્રો અને પ્રજાપીડક રાજ્યોની માર-માર મહાશક્તિશી પ્રજાઓના પ્રચંડ વિપ્લવના ઇતિહાસ એજ યુવાવસ્થાનો ખરો અભ્યાસક્રમ છે, જીવનનો એ અખૂટ અન્નભંડાર છે.

અને જીવનનું અમૃતપાન શું છે? પ્રાર્થના ને સેવાભાવના મહાન પિતાની જીંદગીમાં રણચંડીનું છુપું બળ ભર્યું છે. સેવાની ભાવનામાંય શક્તિના દિવ્ય ચમકાર લપાઇ રહ્યા છે, એનો આવિર્ભાવ સમાજસેવકોને અજબ રીતે થાય છે.

સમાજને—જ્ઞાતિને અત્યારે "આદર્શ" ના ઉપાસકો-પરમ સેવકો જોઇએ. છે. વિલાસના ને મર્દાનગીહીન મોજશોખના અનુરાગી, માયકાંગલા તરુણોનો આ યુગ નથી. બ્રહ્મચર્ય અને વ્યાયામના ખોરાકથી વજ્રકાય બનેલા, સાદા ને સેવા-ભાવી જીવનથી પ્રેરણા પીને જનતાના સાચા સેવકો થએલા યુવક વીરોની જનની રાહ જુએ છે.

ઉઠો તરુણો! જીવનમાં આ મહાશક્તિ રેલાવવા કમ્મર કસો.

"કડીઆ સુદર્શન" રાણપુર, તા. ૧-૨-૨૬ )

## ૯૧–જ્ઞાનચારિત્ર્યને વધારનારાં વચનામૃત

### ગંગાકિનારે કૂવો શામાટે ખોદો છો?

મારૂં હૃદય એટલું બધું ભરાઇ આવ્યું છે કે, મારી લાગણી શબ્દદ્વારા બતાવી શકતો નથી. જ્યાંસુધી કરોડો માણસો ભૂખ અને અજ્ઞાનમાં જીવન ગાળશે, ત્યાંસુધી જે માણસ તેઓના ખર્ચે ભણી કેળવાયેલો બન્યા છતાં, તે-મના તરફ થોડામાં થોડું પણ લક્ષ આપતો નથી, તેવા દરેક માણસને હું દ્રોહી ગણું છું. જે ધનવાનો ગરીબોનો ઘાણ વાળી પૈસા મેળવી પોતાના ઠાઠમાઠવાળા પોષાકમાં આમતેમ હરે ફરે છે, તેમને–જ્યાંસુધી ભૂખે મરતા, જંગલી કરતાં જેની સ્થિતિ કોઇપણ રીતે ચઢીઆતી નથી એવા, વીસ કરોડ માણસોને માટે તેઓ કંઇપણ કરતા નથી, ત્યાંસુધી હું દુષ્ટો ગણું છું. * * *

જે ધર્મ કે ઇશ્વિર વિધવાનાં આંસુ લૂછી ન શકે; અથવા માબાપવગરનાં નિરાધાર બાળકોના મુખમાં એક રોટલીનો કટકો મૂકી ન શકે; તેવા ધર્મ કે ઇશ્વિરમાં મને શ્રદ્ધા નથી. ગમે તેટલાં ઉમદા ધર્મતત્ત્વો હોય, ગમે તેટલું સુ-ગંધિત તત્ત્વજ્ઞાન હોય–છતાં જ્યાંસુધી તે પુસ્તકોમાંજ છે; અને મુખમાત્રથી ચર્ચાના વિષયરૂપ છે, એટલે કાર્યમાં ઉતરેલ નથી, ત્યાંસુધી હું તેને ધર્મ કહેતો નથી. * * * * મારો ધર્મ, એમ કહેવામાં તમે મગરૂરી લ્યો છો તે ધર્મને કાર્યમાં મૂકો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. * * *

શું તમે તમારા જાતિભાઇઓપર પ્રેમ રાખો છો? ઇશ્વિરને શોધવા તમે કયાં જાઓ છો? શું ગરીબ, દુઃખી અને નિર્બળ બંધુઓ બધા ઇશ્વિરો નથી? તેઓની પૂજા પહેલી શામાટે કરતા નથી? ગંગા નદીના કિનારા ઉપર શા-માટે કૂવો ખોદો છો? (**'સ્વામી વિવેકાનંદનાં પત્રો'** માંથી)

"માનવજાતિને મદદ કરવાની જેમની ઇચ્છા હોય, તેમણે પોતાનાં સર્વ સુખ–દુઃખ, નામ–કીર્તિ અને સર્વ તરેહના સ્વાર્થનો ગુંડો–પુંડો કરી પ્રથમ સમુદ્રમાં ફેંકી દેવો જોઇએ અને ત્યાર પછીજ પ્રભુ પાસે આવવું. એજ પ્રમાણે સઘળા સમર્થ આચાર્યોએ કહ્યું છે અને કર્યું છે."

× × × × ×

"જે જે મહાન કાર્યો થયાં છે અને થાય છે, તે હૃદય અને મગજનાંજ પરિણામ છે અને નહિ કે પૈસાનાં; અર્થાત્ કે નાણું કામ કરતું નથી, પણ મગજશક્તિ અને હૃદયબળજ કરે છે."

**("સ્વામી વિવેકાનંદ" ભાગ ૬–૭ માંથી)**

## ભારતવાસી! વિચાર કર કે,

"બીજાઓના આવા અધમ અનુકરણથી, બીજાઓના ઉપર આમ આધાર રાખવાથી અને આ તારી બાયલાને છાજે તેવી અધમ નિર્બળતાથી બહાદુરોનેજ મળી શકે તેવાં સુખ-સ્વાતંત્ર્યને શું તું કોઈ કાળે પણ મેળવી શકીશ?"

## તું ભૂલી જતો નહિ કે,

"તારી સ્ત્રીઓનો આદર્શ સીતા, સાવિત્રી અને દમયંતી છે; જે દેવને તું પૂજે છે તે મહાત્યાગી ઉમાપતિ-શંકર છે; તારૂં લગ્ન, દ્રવ્ય અને જીવન ઇંદ્રિય-સુખને માટે નથી; તેમ તે તારા એકલાનાજ સુખને માટે પણ નથી. તારો જન્મ માતૃભૂમિના યજ્ઞમાં બલિદાનને માટેજ છે; અને તારૂં સામાજિક બંધારણ પ્રભુપ્રેમનું પ્રતિબિંબજ છે."

## હે ભાઈ! ગર્વથી બોલ કે,

"પ્રત્યેક ભારતવાસી-ભીખારી, અજ્ઞાની, અંત્યજ અને નિરાધાર બાળક પણ મારો ભાઇ છે....મારા પ્રાણસમાન છે. ભારતભૂમિજ મારૂં શ્રેષ્ઠ સ્વર્ગ છે અને તેના ભલામાંજ મારૂં ભલું સમાઇ રહેલું છે."

## શતદિવસ પ્રાર્થના કર કે,

ઓ ગૌરીપતિ! ઓ જગદમ્બા! મને મનુષ્યત્વ-શૌર્ય આપો.

**(સ્વામી વિવેકાનંદ)**

## રાષ્ટ્રવૃક્ષનાં ખરાં મૂળ, ખરૂં દાન કયું?

**રાષ્ટ્રનાં મૂળ**-સ્ત્રીઓ, બાળકો તથા ગરીબ લોકો કે જે રાષ્ટ્ર( દેશ )રૂપ મહા વૃક્ષનાં મૂળતરીકે છે, અને જેમની ઉત્તમતા ઉપરજ હરકોઇ દેશનો ખરો આધાર રહેલો હોય છે, તેમના શિક્ષણ તથા ઉન્નતિ તરફ તો હિંદુસ્થાનમાં કોઇ લક્ષ્યજ આપતું નથી!

**ઉચ્ચ ગણાતો વર્ગ** કે જે વિશેષ કરીને આ રાષ્ટ્રવૃક્ષનાં ફળરૂપે કહી શકાય તે ફળ ઉપયોગમાં ન આવતાં માત્ર શોભાની વસ્તુ દાખલ ઝાડની ઉપરજ લટકેલાં રહે તેમ કરવા પાછળજ આપણે સર્વ સમય ગુમાવવો જોઇએ નહિ નહિ તો ઉક્ત મૂળીઆં પોષણના અભાવે છેકજ શુષ્ક થઇ જતાં પરિણામે આખું રાષ્ટ્રવૃક્ષજ સૂકાઈ નષ્ટ થઇ જશે! અને એ ફળ પણ એમનાં એમજ સૂકાઇ ખરં પડીને સડી જશે!

**ધ્યાનમાં રાખો કે,** એ શોભીતાં ફળો કરતાં આ મેલાંઘેલાં મૂળીઆંરૂપ ગરીબ લોકો, સ્ત્રીઓ અને બાળકોવડેજ રાષ્ટ્રની ખરી ઉન્નતિ થનાર છે.

× × × × ×

**સર્વ દાનમાં વિદ્યાદાનજ શ્રેષ્ઠ છે.** જો કોઇ મનુષ્યને તમે એક-બે દિવસ ભોજન કરાવશો, તોપણ બીજે દિવસે તેને પાછી ભૂખ તો લાગશેજ! પણ જો તમે તેને એકાદ કળા શીખવશો તો તમે તેને જીવનપર્યંતના ભોજનનું દાન કર્યા જેવું થશે; પરંતુ એ વિદ્યા, ધંધો યા તો કળા એવી હોવી જોઇએ કે, તેથી કરીને તેના જીવનનું પોષણ અને સાર્થક થાય. સદાકાળ ભિખારી રહેવા કરતાં જોડા બનાવવા જેવો એકાદ ઉપયોગી ધંધો કરવો એ પણ વિશેષ શ્રેયસ્કર છે!

**દેશમાંના અપવાસી**-ભૂખે મરતા નારાયણોની અને મહામહેનત કરનારા વિષ્ણુઓની પૂજા કરો! **(સ્વામી રામતીર્થનાં લખાણોપરથી)**

**પરોપકારના તડાકા**—તમારા આહાર-વિહાર પાછળ, સારાનરસા પ્રસંગે પાછળ અને મોજ-શોખ પાછળ હજારો રૂપિયા કાંકરાની માફક ઉડાવો છો અને બીજી તરફ તમારા પાડોશીનાં બચ્ચાંને સૂકો રોટલો પણ ન મળે! ભલે તે મરે કે જીવે, પણ આપણા ઘરનાં માણસો સુખી રહે એટલે બસ! અને એમ છતાં પણ તમે જીવદયા અને પરમાર્થની મોટી મોટી વાતો કરો છો.

**શ્રીરામકૃષ્ણ પરમહંસ**

**બહારનું ડોળ**—બહારના ડોળથી તમે કદાચ સઘળા લોકોને થોડો વખત આંજી શકશો અથવા કદાચ થોડા લોકોને સઘળો વખત પણ આંજી શકશો; પરંતુ યાદ રાખજો કે, સઘળાજ લોકોને સઘળો વખત તો તમે આંજી શકવાના નથીજ.

**—લિંકન**

બેવકૂફોનો મોટો ઘાંટો-એટલા માટે મોટો હોય છે કે, તેમ ન હોય તો તેમનું કોઇ સાંભળેજ નહિ.

"પરોપકાર કરવો-બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઈ ન માની લેવી, એ ખરી કેળવણી છે."

"શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ, પરંતુ ચારિત્ર્યની ખીલવણી-ધર્મભાવનું ભાન."

"જગતને વધારે વિચારૂં છું તેમ તેમ વધારે સમજાય છે કે, તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે. × × × ગરીબાઈનાં ફળો વધારે સુંદર અને વધારે મીઠાં છે."

"એક પછી બીજું એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર-વિચાર પણ કરી શકશો."

" સુદામાજીનું ચરિત્ર તો હું વાંચી ગયો હતો. તેની અને નરસિંહ મહેતાની ગરીબાઇની હરિફાઇ કરવાનો મને ઉત્સાહ આવ્યો અને છે. "

"આપણું પહેલું સૂત્ર એ છે કે, આત્માને જાણવો. એ પાઠ ભણ્યા–જાણ્યા પછી બધું પોતાની મેળે ઉકેલીને સમજી શકાશે."

"જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને લાગ્યું, ત્યારે ગીતાજ મારા અંતરનો વિશ્રામ હતી."

"પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે." **(મહાત્મા ગાંધીજી)**

"જે સ્વદેશબંધુઓના દુઃખે દુઃખી નથી થતો તે પશુથી પણ નીચ છે."

"પ્રભુની ઉદારતા ઇચ્છનારે તે પ્રભુનાં સંતાનરૂપ આ સૃષ્ટિની સાથે ભલાઈ કરવી જોઇએ."

"મોટાઇનું માપ ધન ઉપર નથી પણ હૃદય ઉપર છે."

"ધનના વધવાની સાથે તૃષ્ણા પણ વધતીજ જાય છે."

"પ્રભુ સર્વની સંભાળ લઈ રહ્યો છે તોપણ સમજુ માણસનો તો (તેના પોતાના કલ્યાણને ખાતર) ધર્મજ છે કે સહાયપાત્રને સહાય આપવી."

"સંપત્તિ જીંદગીમાટે છે, જીંદગી સંપત્તિમાટે નથી."

"બે માણસોએ વૃથાજ શ્રમ ઉઠાવ્યો છે. એક તો એ કે, જેણે ધન એકત્ર કર્યું છે, પરંતુ તેને ભોગવ્યું કે દાનમાં આપ્યું નથી; અને બીજો એ કે, જે ભણ્યો છે ખૂબ, પણ જેણે અનુભવ મેળવ્યો નથી. આવા માણસો સોનાથી અને પુસ્તકોથી લાદેલાં ખચ્ચરો જેવા છે."

"બે માણસ જગતના મોટામાં મોટા દુશ્મન છે; એક તો નિર્દય રાજકર્તા અને બીજો અજ્ઞાની ભેખધારી."

"હે બુલબુલ! તું તો વસંતની આનંદવાર્તાજ કહે અને ખરાબ વાત કહેવાનું ઘુવડમાટેજ રહેવા દે." **("ટુંકીવાર્તાઓ" ભાગ ૭ મા માંથી)**

"સત્ય" અથવા તો જગતનાં "સુખ–ચેન" એ બેમાંથી ગમે તે પસંદ કરવાની તક ઇશ્વર દરેક અંતઃકરણને આપે છે. એમાંથી ગમે તે એકજ તમે લઇ શકશો–બન્ને એકસાથે તમને કદી મળવાનાં નથી.

× × × × ×

હવેલીઓમાં રહેનારાં ઘણાં માણસો અસંતોષ અને મદથી પૂછે છે કે, જીંદગી આવી બોજારૂપ અને કંટાળાભરી કેમ છે? જ્યારે બીજી તરફ એવા પુષ્કળ

માણસો છે, કે જેઓ ગરીબમાં ગરીબ અને ઝુંપડીઓમાં રહેવા છતાં પણ ઈશ્વરનો અખૂટ પ્રેમ અનુભવે છે અને માની લે છે કે, ઈશ્વરકૃપાથી આપણે નવેનિધ અને અષ્ટમહાસિદ્ધ છીએ.

× × × × ×

પોતાના હૃદયના વિકાર ધોયાવિના બીજાનું ભલું કરવા દોડનારો માણસ, કાદવવાળા પોતાના હાથવડે બીજાનું મોં લૂછવા જનારના જેવો છે.

× × × × ×

यस्यास्ति सद्ग्रन्थ विमर्शभाग्यं किं तस्यां शुष्कैश्चपला विनोदैः" અર્થાત્ જેના ભાગ્યમાં સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાના હોય છે, તેને ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

ચારિત્ર્યની એક મુઠ્ઠી જ્ઞાનના હજારો મણ કરતાં વધારે છે.

આપણી સંપત્તિનો આધાર આપણી કમાવાની શક્તિપર નથી, પણ આપણી ત્યજવાની શક્તિપર છે.

તમારા પોતાના કૃત્યાસચાય બીજા કશાથી તમારી આબરૂને ખરી રીતે ધોકો લાગશે નહિ.

સ્વાર્થમય જીવન ગાળવું એનું નામજ પશુતા, પરાર્થમય જીવન ગાળવું એનું નામ મનુષ્યત્વ.

ખાલી વિચારકો કરતાં કાર્યવાહકોની હિંદને ઘણી જરૂર છે.

પીવાના પ્યાલાને મોઢે માંડતા પહેલાં ધોજો.

શાળાઓનો વખત સવારસાંજનો ક્યારે સાંભળીશું?

મહાત્માઓનાં જીવનચરિત્રો એજ ખરો ઇતિહાસ છે.

મિત્રોની પસંદગી એજ યુવાવસ્થાની ખરી કસોટી છે.

પુસ્તકોનો સ્નેહ એ ઈશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.

ખરાબ ચોપડીઓનું વાચન એ ઝેર પીવા સમાન છે.

મહેલોથી તથા અખૂટ ભંડારથી જે સંતોષ નહિ મળે તે સંતોષ ઉત્તમ પુસ્તકોમાંથી પ્રાપ્ત થશે.

જેણે કદી ભૂલ કરી નથી તેણે કદી કાર્ય કર્યું નથી.

એટલાં બધાં કાર્ય એકીસાથે શરૂ ન કરો, કે જેથી તમારૂં એક પણ કાર્ય સારી રીતે થઈ શકે નહિ.

"આપણે ક્ષુદ્ર પ્રાણી હોઇએ તેમાં આપણા ભાગ્યનો નહિ, પણ આપણો પોતાનોજ દોષ હોય છે. × × ગમે તેવા દુર્ભાગ્યમાં પણ આપણે

મોટા પ્રમાણમાં ફેરફાર કરી શકાય સાથે, આપણું હવે પછીનું ભાગ્ય પણ જેવું રચવું હોય તેવું રચવાને આપણે શક્તિમાન છીએ."

× × × × ×

" હવે એક મિનિટ પણ ટકી શકાશે નહિ એમ તમને લાગે અને પ્રત્યેક વસ્તુ તમારી વિરુદ્ધ જતી લાગે, ત્યારે પણ તમે પ્રયત્ન છોડી દેશો નહિ; કારણ કે બરોબર તેજ સમયે કિસ્મતનું ચક્કર ફરી જશે."

× × × × ×

"આળસુ થઈને રાહ જોયા કર નહિ; કેમકે ભાગ્યદેવી પણ એવી આળસુ છે કે, તે પોતાની મેળે તો કદી પણ તારી પાસે આવશે નહિ."

× × × × ×

"નિશ્ચિત ઉદ્દેશ ધરાવનાર મનુષ્યોએજ દરવખતે જગતનું સ્વરૂપ ફેરવ્યું છે."

× × × × ×

" પાસે પાઇ ન હોવી એ કંઇ ગરીબાઇ નથી. સંસ્કૃતિનો વધારો કરનાર માણસ ભિખારીની અવસ્થામાં મરણ પામે તોપણ તે પૈસાદાર છે; અને ભવિષ્યની પ્રજા તેનુંજ સ્મારક ઉભું કરવાની." **"ભાગ્યના સૃષ્ટાઓ"**

**ગ્રંથોની શક્તિ**—" ગરીબ લોકોને દરિદ્રતામાંથી બહાર ખેંચી કાઢવાની, કંગાલ લોકોને તેમનાં દુઃખોમાંથી મુક્ત કરવાની, ભાર ઉંચકનારને તેના બોજાનું વિસ્મરણ કરાવવાની અને બિમાર માણસોને તેમનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ હોય છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ પણ ચીજમાં હોતી નથી. " **"ભાગ્યના સૃષ્ટાઓ"**

**અત્યંત આવશ્યકતા**—" લોકોની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ કરવા માટે પ્રાચીન ઋષિ-મુનિઓના ગ્રંથોનાં ભાષાંતર થવાની અને પશ્ચિમ તરફની પણ ઉપયોગી બાબતોની માહિતી દેશી ભાષામાં આપવાની અત્યંત આવશ્યકતા છે." **"રાજા રામમોહન રાય"**

## ૯૨—આંખોની સંભાળ—કેવી રીતે વાંચવું ?

(૧) આંખો ખેંચવી પડે એવા થોડા અજવાળામાં કદી વાંચવું નહિ.

(૨) વાંચતી વખતે ડોકું નીચું નમાવી કદી વાંચવું નહિ. બરાબર દરકાર ના ઉકલે તો ચોપડીને આંખો પાસે લાવો, પણ વાંચતી યા લખતી વખતે ડોકું તો ટટારજ રાખો.

(૩) આ વાત કદી ભૂલતા નહિ કે, તમારી આંખની કિંમત કોઇ પણ ચોપડી કરતાં વધારે છે અને તમારી આંખપરજ તમારા રક્ષણ તથા ફતેહનો મુખ્ય આધાર છે.

(૪)વાંચતી વખતે તમારી ચોપડી આંખોથી શુમારે ચૌદ ઈંચ દૂર રાખવી.

(૫) જ્યારે જ્યારે તમે બારી આગળ અથવા દીવાના પ્રકાશથી વાંચતા હો, ત્યારે એવી ગોઠવણ કરો કે, તે અજવાળું કાં તો તમારા માથા ઉપરથી અથવા તો ડાબી બાજુથી આવે. સામો પ્રકાશ રહેવાથી આંખોનું તેજ ઘટે છે.

(૬) થોડી થોડી વારને અંતરે ચોપડીની બહાર જરાવાર જોતા રહીને અથવા આંખો બિલકુલ બંધ કરતા રહીને તેને આરામ આપવો.

(૭) ચોપડી ઉપર સૂર્યનાં કિરણ પડતાં હોય એવી રીતે કદીપણવાંચવું નહિ.

(૮) તમારી આંખો સાંજસવાર ચોખ્ખા અને ઠંડા પાણીથી ધોજો અને ફરવા જાઓ ત્યારે લીલા ઘાસ અને દૂરનાં ઝાડો તરફ લાંબી નજર નાખજો.

(૯) આગગાડીમાં અથવા દોડતી ગાડીએ કદી વાંચવું નહિ.

(૧૦)હીંચકો કે આરામ ખુરશીપર બેસીને કદી વાંચો નહિ, ટટાર બેસીનેજ વાંચવું.

(૧૧) જે દીવેથી વાંચો તેનો પ્રકાશ પૂરતો અને સ્થિર હોવો જોઇએ અને તે પ્રકાશ આંખોપર ન પડતાં ચોપડીપર પડે તેવી રીતે કાગળ કે કપડાની આડ રાખવી.

(૧૨) સીનેમેટોગ્રાફ તમારી આંખો બગાડશે.

## ૯૩–નિર્જનતાને આરે

( લેખક–વાસવાણી )

નિર્મળ આસ્માન નીચે, કોઇ વેરાન ગામને તીરે, તેની નિર્જનતાને મારી બંદગીના સૂરોથી ભરતો હું ઉભો છું. પાસેજ નદીમાં પ્રલય–તોફાન ગાજે છે અને ઝંઝાવાતનાં ભીષણ ધમસાણ ધુધવે છે; પણ એથીયે વિશેષ

ભીષણ ધમસાણ તો મારા અંતરમાં મચ્યાં છે, કારણ કે મારી માતાના વદન ઉપર વિષાદ છવાયો છે.

પક્ષીઓ તેમનાં મધુર ગીત ગાય છે અને વનવનમાંથી કલ્લોલના સૂર ઉઠે છે, સુધાકર સુધા વરસે છે અને તારકો તેમનો સૃજનજૂનો સંદેશ પ્રકાશે છે; પણ મારા અંતરમાં ઉદ્વેગ ઉભરાય છે, કારણ કે મારી જનની જંજીરોનું દુઃખ વેઠે છે.

કૃષ્ણચંદ્રના અને બુદ્ધ ભગવાનના આર્યાવર્તમાં લાખોના પગમાં બેડીઓ પડી છે; કરોડો ક્ષુધાથી પીડાય છે. આર્યાવર્ત જગતસન્મુખ ચીંથરેહાલ, ગમગીન, દીન બનીને ઉભો છે. તેનો એ અમર સંદેશ, વિશ્વની સંજીવનીસમો એ પ્રભુ–પ્રબોધિત ધર્મ ઉદ્બોધવાને આજે આર્યાવર્તના હોઠ પણ ઉઘડતા નથી; અને એથી મારા અંતરમાં વેદનાનો દાવાનળ સળગે છે; કારણ કે મારી માડીનાં બાળકો અકિંચન છે, કારણ કે મારી જનનીનુ ઘર લૂંટાય છે, કારણ કે મારા બંધુઓ ઉપર દરિયાપારના વાસીઓએ આક્રમણો આદર્યાં છે.

છતાંયે, આ પુરાતન દેશના દુઃખને કિનારો દૂર નથી, એવી આશાની વાણી ગિરિ–શિખરોપરથી સંભળાય છે અને આપણી લડતને અંતે માતાને શિરે વિજયનો મુગટ મંડાશે એવાં પ્રેરણા–વચન ભારતના પયગમ્બરો ભણે છે.

ફરીવાર પક્ષીઓ તેમનાં મધુર ગીત ગાય છે અને વનવનમાંથી કલ્લોલના સૂર ઉઠે છે, સુધાકર સુધા વરસે છે અને તારકો તેમનો સૃજનજૂનો સંદેશ પ્રકાશે છે. એ નીરખી મારા અંતરમાં આશા ઉભરાય છે, ઉત્સાહની ભરતી ચઢે છે, શ્રદ્ધા પ્રગટે છે.

આર્યાવર્તનાં ઓ પુત્રપુત્રીઓ ! આ સર્વપુરાતન ભારતવર્ષનાં સંતાનો ! જાગો, અને પ્રભાતના પ્રકાશથી ઝળહળતા તમારી જનનીના-ભારતમાતાના તેજસ્વી મુખારવિંદનાં દર્શન કરો; એ જગતકલ્યાણિની જગદંબાની પૂજા કરો.

( "સૌરાષ્ટ્ર" તા. ૨૮–૧૧–૨૫ )

# ૯૪–પ્રાતઃકાળની શાંતિ–રોજ વહેલા ઉઠો.

( લેખક–વેલજી દેવરાજ )

પ્રાતઃકાળનો સમય આખા દિવસમાં સૌથી અગત્યનો, આપણા જીવનની પ્રફુલ્લતા અને નિર્મળતાનો નિયામક છે. પ્રાતઃકાળમાં આપણું મન કોરા કાગળ જેવું ઉપાધિરહિત, ખીલતાં પુષ્પના જેવું હોય છે.

જેવી રીતે માનવજીવનમાં બાલ્યાવસ્થા એ આખા જીવનના બીજારોપણનો પ્રથમ ભાગ છે–મૂળ છે, તેવીજ રીતે આખા દિવસમાં પ્રાતઃકાળ એ મૂળરૂપ છે. જેનું બાલ્યજીવન સંસ્કારી ન થયું તેનું પછીનું જીવન જેમ મોટે ભાગે નિરર્થક જાય છે, તેમ જેણે પ્રાતઃકાળ ફોગટ ગુમાવ્યો તેનો આખો દિવસ એળે જાય છે.

પ્રાતઃકાળમાં ઉઠતાંની સાથે એકાગ્રચિત્તે ઇશ્વરસ્મરણ કરી આપણા હૃદયનાં દ્વાર પરમાત્મા તરફ ખુલ્લાં રાખી અપૂર્વ શાન્તિપૂર્વક શુદ્ધભાવનથી આપણું જીવન દૈવી, નિર્મળ અને ઉપાધિરહિત થાય છે. આપણા જીવનને ઉત્તમ બનાવવા માટે પ્રાતઃકાળનો સમય કિંમતીમાં કિંમતી છે.

ગઈ કાલનાં બધાં દુઃખોનું વિસ્મરણ થતાં, બધાં દુઃખો મટી જઇ આજે પ્રાતઃકાળથી શાંતિપૂર્વક જીવનની શરૂઆત કરવાથી આપણું હૃદય હલકું થાય છે. જે કારણોથી દુઃખો ઉત્પન્ન થાય તે કારણો દૂર કરી નિર્મળ જીવન ગાળવા પ્રયાસ કરવાથી અપૂર્વ શાંતિ પ્રાપ્ત થાય છે.

" દરરોજ નવો આરંભ થાય છે, દર સવારે નવી દુનીઆ જન્મે છે. દુઃખ અને પાપથી કંટાળેલા ઓ મનુષ્યો ! જુઓ, જુઓ. તમારે વાસ્તે તેમજ મારે માટે–દરેકને માટે આશાનું નવું કિરણ સ્ફુરે છે.

ભૂતકાળ ભૂતમાં લીન થઇ ગયો. કામ થઈ ગયાં, આંસુ રેડાઇ ગયાં, ગઇ કાલની ભૂલો ગઇ કાલે ઢાંકી દીધી, ગઈ કાલના અસહ્ય ઘા શાંતિજનક રાત્રિના પ્રભાવથી રૂઝાઇ ગયા. "

પ્રાતઃકાળના સમયમાં કેટલી બધી પ્રેરણા રહેલી છે ? જો પ્રાતઃકાળના સમયનો સદુપયોગ કરવામાં આવે તો આપણાં જીવન–ઘણા ટુંક સમયમાં વહેલા ઉઠવાથી મન એટલું બધું પ્રફુલ્લિત રહે છે અને તે સમયે કરેલી શુદ્ધ હૃદયની પ્રભુ-પ્રાર્થના એટલી બધી સફળ નિવડે છે કે જેથી આપણું જીવન–કાંઇ ઓર પ્રકારનું બની જાય છે. આપણા જીવનમાં નવીન પ્રકારનું જોર આવે છે, આપણા જીવનમાં નવીન પ્રકારની શાંતિ આવી જાય છે અને આખા દિવસનાં કાર્યોમાં પણ સફળતા મેળવી શકાય છે.

જ્યારે જ્યારે આપણે પ્રમાદને વશ થઇ પ્રાતઃકાળનો સમય ગુમાવી નાખીએ છીએ, ત્યારે આખા દિવસની રસિકતા ખોઇ બેસીએ છીએ; એટલુંજ નહિ પણ આખો દિવસ લગભગ નિરર્થક જાય છે.

જેમણે પ્રાતઃકાળમાં નિયમિત રીતે ઉઠવાની, ઉઠીને ક્રમાનુસાર નિત્યકર્તવ્ય કરવાની યોજના ઘડી રાખી છે અને તે પ્રમાણે જે વર્તે છે, તેમના જીવનમાં ઘણા પ્રકારે ફેરફાર થયેલો આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ.

જે વિદ્યાર્થી પ્રાતઃકાળમાં વહેલો ઉઠી પોતાનો અભ્યાસ કરે છે, તે પોતાના અભ્યાસમાં સફળતા પ્રાપ્ત કર્યા વિના રહેતો નથી. પ્રાતઃકાળના એક કલાકની સરખામણી ત્યાર પછીના બેચાર કલાક સાથે પણ કરી શકાય નહિ; કારણ કે તે વખતે પુષ્કળ શાંતિ હોય છે અને કોઇપણ પ્રકારની ઉપાધિ ન હોવાથી ઘણું સારૂં કામ થઇ શકે છે.

**પ્રાતઃકાળમાં વહેલા ક્યારે અને કેવી રીતે ઉઠી શકાય?** આ પ્રશ્ન આપણને સહેજે ઉપસ્થિત થશે. જેવી ટેવ પાડીએ તેવી પડી શકે છે. જો સવારે વહેલા ઉઠવાની ટેવ ન હોય તો તો પહેલાં એકાદ બે માસ બહુજ મુશ્કેલ લાગશે; પણ ટેવ પડી ગયા પછી એટલો બધો આનંદ થશે અને તે ઉપરાંત જીવનમાં પ્રફુલ્લતા આવી જશે કે, બે માસ સુધી ભોગવેલી મુશ્કેલી સહેજે ભૂલી જવાશે.

કેટલાકને સવારે વહેલા ઉઠાડવાની જરૂર પડે છે, ત્યારે કેટલાક ઘડિયાળમાં ઘંટડીની ચાવી રાખી ધારેલા સમયે ઉઠી શકે છે. આ બધું છતાં નીચેની બે બાબતોપર ખાસ લક્ષ આપવાની જરૂર છે; કારણ તે બાબતો પ્રમાણે વર્તવામાં આવે તો વહેલા ઉઠવાની ટેવ પાડવાનું સુગમ થઇ પડશે.

૧. રાત્રે સૂતા પહેલાં ઓછામાં ઓછા બે થી અઢી કલાક પહેલાં જમી લેવું જોઇએ. જમીને તુરત સૂવાથી મોડું ઉઠાય છે.

૨. રાત્રે સૂતી વખતે સવારે વહેલા ઉઠવાનો દૃઢતાપૂર્વક નિશ્ચય કરવાથી ધારેલે સમયે ઉઠી શકાય છે.

પ્રત્યેક વાચક આ બાબતપર વિચાર કરી પોતાના જીવનમાં ઉતારશે તો તેમને ફાયદો થયા વિના રહેશે નહિ.

( "લોહાણા હિતેચ્છુ"-રાજકોટ, તા. ૧૭-૧૨-૨૫.)

---

# ૯૫–હે પુરુષ ! સ્ત્રીજાતિના હૃદયને અને મોટાઈને જરૂર સમજતો થજે.

## નહિ તો તું મોટો ગુનેહગાર જરૂર થઈશ.

**મહાભારતમાં કહ્યું છે કેઃ**—સ્ત્રી એ પ્રકૃતિની પુત્રી છે. તેના તરફ કોપ-દૃષ્ટિથી તું જોતો નહિ. તેનું હૃદય કોમળ છે. તેના ઉપર વિશ્વાસ રાખ.

જે ઘરમાં સ્ત્રીઓનું માન નથી હોતું, તે કુળનો નાશ થઈ જાય છે.

કોઇ કહે છે કે, માતા મોટી છે, ત્યારે કોઈ કહે છે કે, બાપ મોટા છે. મારા મત પ્રમાણે માતાજ મહાન છે; કેમકે તે સંતાનોના પાલનપોષણ જેવું કઠણ કાર્ય કરવા છતાં પણ તેનું મુખ અને ચિત્ત પ્રસન્ન દેખાય છે.

**બાયરન કહે છે કેઃ**—પુરુષોને ભલે હજારો કામ છે, પરંતુ સ્ત્રીઓ તો માત્ર પ્રેમ રાખે છે અને પોતાની આખી ઉંમર તેમાંજ વીતાવે છે.

**બાલનક કહે છે કેઃ**—સ્ત્રી, પ્રેમ, સરળતા, એ એકજ ચીજનાં જૂદાં જૂદાં નામ છે.

**શેકસપિયરઃ**–પુરુષ, એજ સ્ત્રીનું સૌભાગ્ય છે એ વાત ખરી; પરંતુ જો તે પતિ સ્ત્રીના ઉપર પ્રેમ ન રાખે, અને તેની સંભાળ ન લે, તો તેની એવીજ હાલત થાય છે, કે જેવી હાલત એક જીતી લીધેલા માણસની કાળજી કે પરવા નહિ કરવાથી જેવી ખરાબ હાલત થાય છે. એવી સ્થિતિમાં તે સ્ત્રીની આંખોનું તેજ મંદ પડી જાય છે અને તેના જીવનનો નાશ થાય છે. આ પ્રમાણે થવા છતાં પણ એ સ્ત્રીજાતિની ખુબી તો એ છે કે, તેને અંદર ને અંદર કોરી ખાવા-વાળો ઉપલો જે રોગ મહા દુઃખી રાખે છે, તે રોગની બીજા કોઇને ખબર પહોં-ચવા પામતી નથી. જેમ એકાદ ઘાયલ કબુતર પોતાની પાંખો ઢાંકી દઇને પોતાનો ઘા છુપાવી રાખે છે, તેજ પ્રમાણે સ્ત્રી પણ તેના શોક અને દુર્ભાગ્યને પુરુષવર્ગથી છુપાવી રાખે છે. પરિણામ એ આવે છે કે, તે આ પ્રમાણે ઝુરી ઝુરીને મરી જાય છે !

**ટામ્સરો કહે છે કેઃ**—ઓ દેવિ ! તું રાત્રિનો તારો અને દિવસનો હીરો છે. તું ઝાકળનાં બિંદુ જેવી છે કે જેનાથી કાંટાનાં મુખ પણ મોતીથી ભરાઈ જાય છે. જ્યારે તારી આંખોનું તેજ અમારા હૃદયને શાંત કરતું નથી, ત્યારે રાત્રિદિવસ અમારેમાટે નિઃસત્ત્વ છે અને ઉદાસીનતાથી ભરેલો રહે છે.

**મેથ્યુન હેરી:**—સ્ત્રી પણ પુરુષના હૃદયથીજ ઉત્પન્ન થઈ છે; કાંઈ તેના મસ્તકમાંથી તે નથી ઉપજી કે તે પુરુષના ઉપર રાજ્ય ચલાવે. તેના હૃદયથી ઉત્પન્ન થવાને લીધે તે તો સદા તેના–પુરુષના–ઉપર સદા પ્રેમજ રાખે. એ તો પુરુષના હાથ નીચેથી ઉત્પન્ન થયેલી હોવાથી પુરુષજાતિના રક્ષણુ નીચેજ રહે છે.

**લૅાર્ડ બેકન:**—જે સ્ત્રી પતિવ્રતા હશે, તેનામાંજ આત્મગૌરવ–સાત્વિક સ્વાભિમાન જણાશે, રહેશે.

**હુરમુજ કહે છે કે:**—સુંદર અને સદાચારિણી સ્ત્રી પરમેશ્વરની સૃષ્ટિનું સર્વોત્તમ અને બહુમૂલ્ય રત્ન છે, કે જેને માટે દેવો પણ અભિમાન લઈ શકે છે.

**ગોલ્ડસ્મિથ કહે છે કે:**—સ્ત્રી, એ તો કાંટાળી ઝાડીને ફુલવાડીમાંજ ફેરવી નાખે છે ! અરે ! એ તો ગરીબમાં ગરીબ માણસના ઘરને પણ "સંસારનું સુશીલ સ્વર્ગ" બનાવી દે છે !

**લ્યુથર કહે છે કે:**—મેં વારંવાર જોયું છે કે, જો સ્ત્રીઓ કોઈ પણ રસ્તે ધર્મશિક્ષણ–શુભ શિક્ષણને પ્રાપ્ત કરે છે, તો તેમનામાં વિશ્વાસ, ઉદ્યમ, સાહસ અને ભક્તિના ગુણો પુરુષો કરતાં કેટલાયે વધી જાય છે.

**અલેકઝાન્ડર સ્મિથ કહે છે કે:**—જ્યારે હું કોઇ દેવીને જોઉં છું, ત્યારે હું જાણે ઈશ્વરની સન્મુખ ઉભો હોઉં, એમ મને લાગે છે. ઈશ્વરે આ સંસારમાં તારાઓ બનાવ્યાને લાખો વર્ષ વીતી ગયાં; પણ તું ( સ્ત્રીજાતિ ) તો તેની છેલ્લામાં છેલ્લીજ (બહુ આવડત અને કારીગરીવાળી) કારીગરી જણાય છે. તું તો ચંદ્રની શાન્ત રોશની છે, તેની શીતળ સ્નિગ્ધ કોમળ ચંદ્રિકા છે. તું તો હૃદયની શાંતિ છે. વહાલી પુત્રિ ! તું આજેજ એવી છે, તો પ મોટી થયા પછી તો વળી કેવી થઈશ તે કલ્પી પણ કેમ શકાય !

**પોપ કહે છે કે:**—સ્ત્રીઓનું હૃદય હમેશાં કોમળ અને શાંત હોય છે. તેનામાં ક્રોધ તો હોતોજ નથી.

**મિલ્ટન:**—શાળાઓનું મહાનમાં મહાન શિક્ષણ પણ તેના–માતા તરફના શિક્ષણુ આગળ તુચ્છ છે અને મોટા વિદ્વાન શિક્ષક પણ તેના આગળ તો ચકલીના ચીં ચીં જેવા છે. સુયોગ્ય માતાની તુલનામાં તેની બુદ્ધિ અને માન, એ તો સાચા મોતી આગળ સાધારણ પથ્થર હોય તેવાં માલમ પડે છે. તેનું હૃદય પ્રેમ અને નીતિનું ઘર છે અને તેની દૃષ્ટિમાંથી એટલું અમીતેજ ઝરે છે કે જેને જોઇને સ્વર્ગના દેવતાઓ પણ તેને વંદન કરે છે !

**કાર્લીટન:**—એવી કયી ઉંચાઈ છે કે જ્યાં સ્ત્રી ન ચઢી શકે ? એવું કયું સ્થાન છે કે જ્યાં તે ન જઇ શકે ? હજારો અપરાધને તે ક્ષમા આપી શકે છે. કોઇ પણ વાતમાં તે એકવાર નિશ્ચય કરી લે, એટલે પછી સંસારની કોઇ પણ

શક્તિ તેને રોકી શકે તેમ નથી અને તેને કોઇની પરવા પણ હોતી નથી. ઓ દેવિ ! તારા સિવાય સંસારના પુરુષોના શા હાલ થાત ? પુરુષની નિરાશા, દીલગીરી, દુઃખ, દારિદ્રય, એ બધાં મળીને પણ તારા હૃદયમાંથી પ્રેમભાવને છીનવી લઈ શકતાં નથી !

**આસ્કર ચાર્લી લૉર્ડ કહે છે** કેઃ—સ્ત્રીજાતિના પ્રતાપેજ આપણે ન્યાય અને ધર્મની મૂર્તિ બનીએ છીએ. તેની દિવ્ય જ્યોતિજ આપણા હૃદયના અવગુણોને દૂર નસાડી દે છે.

**અનાતોલ ફ્રાન્સ કહે છે કેઃ**—સ્ત્રી કોઈ પણ પ્રકારનો વાયદો નથી કરતી; પરંતુ ઉલટી તે તો સમય આવતાં પતિને માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે. બીજી બાજુપર પુરુષ બહુ વાયદા કરે છે અને વળી વખત આવ્યે અવળા પણ બેસે છે !

**રવીન્દ્રનાથ કહે છે કેઃ**—સુશીલ સ્ત્રી ઇશ્વરનો સૌથી ઉત્તમ પ્રકાશ છે અને તેના થકીજ તે સંસારની શોભા વધારી રહ્યો છે.

**દ્વિજેન્દ્રલાલ કહે છે કેઃ**—કોઈ દુષ્ટ સ્ત્રી સાથે લગ્ન થવું, એ તો સંસારમાં **સૌથી મહાન** દુઃખ છે, કે જે દુઃખદ્વારા ઇશ્વર પાપીઓને પણ ડરાવે–ધમકાવે છે.

**અજ્ઞાતઃ**—દેવીઓ ઇચ્છે તો સ્વર્ગને નરક અને નરકને સ્વર્ગ બનાવી શકે છે. ધનવાનને નિર્ધન અને નિર્ધનને ધનવાન બનાવી શકે છે.

એવું કયું કામ છે કે જે સ્ત્રીઓ ઇચ્છે ને ન કરી શકે ? અને એવી કયી બાબત છે કે જે તેની શક્તિની બહાર હોય !

સ્ત્રીરૂપી પુષ્પની પ્રેમરૂપી સુગંધ સમસ્ત સંસારને સુગંધિત કરે છે અને પુરુષોને ગમે તેવી સ્થિતિમાંથી પણ શાંત–સુખી બનાવી દે છે.

( હિન્દી માસિક '**ગૃહલક્ષ્મી**' ઉપરથી )

# ૯૬–પાણી સ્વચ્છ કરવાના કેટલાક ઉપાય

## ( લેખિકા-કુમારી મુક્તાવલી )

વરસાદમાં ઘણી ખરી જગાએ પાણી ગંદાં થઇ જાય છે. ગલી, કુંચી, મોરી, વગેરે અપવિત્ર સ્થળોનાં પાણી નદીતળાવોમાં જઇ મળે છે. કૂવાઓમાં પણ કોઇ ને કોઇ પ્રકારે આવાં તેવાં દૂષિત પાણી પહોંચી જાય છે. વર્ષાઋતુમાં ચોખ્ખું પાણી પીવાનું ન મળે તો ભાદરવા આસોમાં તાવની દહેશત રહે છે. આપણી બહુ થોડી બહેનો પાણી સાફ કરી જાણે છે, તેથી હું તેમના હિતને ખાતર અત્રે કેટલાક ઉપાયો લખું છું:–

૧–સાધારણ રીતે પાણી ગંદું હોય અને તેમાં કોઇ પણ જાતના કીડા (રોગોત્પાદક જંતુ) હશે એમ લાગે, તો એવા પાણીને તાંબાના વાસણમાં ૧૦–૧૨ કલાક સુધી રાખી મૂકીને પછી ગાળીને પીવાથી રોગનો ઓછો સંભવ રહે છે. ગાંઠીઆની મરકીના સમયમાં તો તાંબાના વાસણનું પાણી અત્યંત નિર્ભય મનાયું છે; કેમકે પ્લેગના–ગાંઠીઆ બિમારીના જંતુઓને મારવાની તાંબામાં કોઇ અપૂર્વ શક્તિ રહેલી છે. આપણાં પૂજા વગેરેનાં વાસણો ઘણેભાગે તાંબાનાં રાખવામાં ઋષિમુનિઓનીજ બુદ્ધિ અને ડહાપણ રહેલાં છે. તેઓ કોઇપણ બાબત સિદ્ધાંત સિવાય કરતા નહોતા.

૨–પાણી જો વધારે ગંદુ અને રંગીન ( લાલ–પીળું ) થઇ ગયું હોય તો એક ઘડા પાણીમાં એક અથવા અર્ધી નિર્મલી (નિર્મળી એક જાતના ફળની બીજનું–એ બીનું નામ છે અને તે સર્વ ઠેકાણે મળે છે.) ઘસીને પાણીમાં સારી રીતે ભેળવ્યા પછી બે ત્રણ કલાક સુધી તેમાંની એ ભેળવણી તેમજ જે કાંઇ મેલા જંતુ વગેરે હોય તે નીચે ઠરી જવા દેવું અને પછી ઉપરનું સ્વચ્છ પાણી નીતારી તથા ગાળી લઇને પીવું. ગંદામાં ગંદુ પાણી પણ આવી રીતે નિર્મળ સ્વચ્છ કરી દેવાના ગુણને લીધેજ તેનું નામ ' નિર્મળી ' પડયું છે. કહે છે કે, બદામની બીજમાં પણ ઉપરોક્ત ગુણ છે; પરંતુ આ લખનારે તેની કદી અજમાયશ નથી કરી. આપ ઇચ્છો તો અનુભવ કરી શકો છો.

૩–આ ઉપાય બહુ સરળ છે. ગંદા પાણીના વાસણમાં થોડોક પારો નાખો એટલે પાણી સ્વચ્છ થઇ જશે; પણ આ પ્રયોગ બાળકવાળાં ઘર અથવા જ્યાં ઘણાં માણસો એકજ ઘરમાં રહેતાં હોય, ત્યાં સાવધાનીપૂર્વકજ કરવો જોઇએ; નહિ તો બાળક તેને કોઇ ખાવાની વસ્તુ સમજીને ચપાટી જાય અથવા તમારાથીજ ભૂલમાં કોઇને પાઇ દેવાનો સંભવ છે.

૪–જંતુઓને દૂર કરવામાટે પાણીને ઉકાળીને પછીજ ઠરવા દઈ પીવું જોઇએ. આ પ્રકારે સર્વ જાતનાં જંતુ દૂર થાય છે એમાં શંકાજ નથી; પણ એની સાથે સાથે પાણી પણ સત્ત્વહીન થઇ જાય છેજ; કેમકે તેમાંની કુદરતી ઓજસ્‌શક્તિ ઉકાળવાથી નાબૂદ થઇ જાય છે, છતાં પણ જ્યાં રોગની દહેશત હોય ત્યાં તો ખરાબ પાણી પીવા કરતાં ઉકાળેલું પાણી પીવું એજ સારૂં છે.

૫–કૂવાને પણ સાફ રાખવાના ઉપાય બતાવીએ છીએ. કૂવામાં પરમેંગનેટ ઑફ પોટાસ નાખવાથી પાણી સાફ થાય છે. આ એક અંગ્રેજી દવા છે અને ભારતવર્ષમાં સર્વ સ્થળે તે મફત વહેંચવામાં આવે છે. તે નાખવાથી બાર કલાક સુધી પાણી પીવા યોગ્ય રહેતું નથી; કેમકે તે લાલ થઈ જાય છે. એ પાણી લાલ રંગનું મટી જઇ સફેદ રંગનું થઇ જાય, ત્યારેજ તેને પીવા લાયક થયેલું સમજવું જોઇએ. **( હિંદી માસિક " ગૃહલક્ષ્મી " ઉપરથી )**

**ખાસ સૂચના**—મહાભારત જેવો પરમ શ્રદ્ધાપાત્ર, અતિ વિશાળ અને ઉપકારક ગ્રંથ આટલી મોંઘારતના સમયમાં, આવી યોજનાપૂર્વક અને આટલી સસ્તી કિંમતે મેળવવાની તક વારંવાર મળશે નહિ; અને પાછળથી પૂરી કિંમતે પણ એ ગ્રંથ સમજુ માણસોને તો લેવોજ પડવાનો. તો પછી સવેળાથી અને કિફાયતી કિંમતેજ તે શામાટે ન ખરીદવો ? ગુજરાતી પ્રેસનું આખું મહાભારત પોણોસો રુપિયે પણ નહિ મળવાથી તેનું બીજું કનિષ્ઠ ભાષાન્તર રૂ.૫૦) આપીને પણ અનેક સજ્જનોને લેવું પડયું છે; અને મહાત્મા ગાંધીજી જેવાને પણ જેલમાં તેજ ભાષાંતર વાંચવા મળી શકયું હતું, માટે જેમનાથી પણ બને તેમણે આવી વિરલ તકનો લાભ લઈ લેવો ઉચિત છે.

**વધુ માહિતી અને ખુલાસા**—૧–શરૂની જાહેરાતમાં (ઓછામાં ઓછા પ્રકારનું) મૂલ્ય રૂ. ૨૫) જણાવેલું, પરંતુ કાગળો વધારે સારા વાપરવાનું તથા ચિત્રો નાખવાનું ઠરવાથી ઉપર મુજબ તે રૂ. ૨૮ રખાયું છે. ૨–અગાઉ આ ખાતા તરફનું શાંતિપર્વ તથા આદિ અને સભાપર્વ ખરીદી ચૂકવાથી જેમને તે એક અથવા બંને ગ્રંથ નહિ લેવા હોય તેમની પાસે તેમણે ખર્ચેલી કિંમત બદલ એ દરેક ગ્રંથદીઠ રૂ. ૨॥ અને બંને ગ્રંથો બદલ રૂ. ૫) કમી લેવાશે. ૩–કોઇ કારણસર પાછળથી ચિત્રો આપવાનું નહિ બને તો તે બદલ ઉપલી કુલ કિંમતમાં બીજો એક રૂપિયો ઓછો લેવાશે. ૪–મુંબઈ તળનાં ગ્રાહકોને ત્યાંના કાર્યાલયમાંથીજ સર્વ ભાગો આપવાનું રાખીને દરેક ભાગ નીકળેથી તેમને પત્રદ્વારા ખબર અપાશે અને અમદાવાદથી મુંબઇસુધીના માર્ગવ્યયના ચાર આના દરેક ભાગદીઠ વધુ લેવાશે. પ્રથમથી પૂરૂં મૂલ્ય ભરી દેનારે આ માર્ગવ્યયના પણ રૂ. ૧॥। તેની સાથેજ ભરી દેવા જોઇએ.

૫–પોસ્ટરસ્તે મંગાવનારને (તે રસ્તે ૧૧ રતલ સુધીનુંજ બંડલ જઇ શકતું હોવાથી) તે ત્રણ બંડલોમાં મોકલાશે, જેનું એકંદર ખર્ચ શુમારે રૂ. ૭) આવશે; અને રેલ્વે પારસલથી તો માત્ર એકાદ બે રૂપિયામાંજ આવશે.

૬–તરતમાં પુરા પૈસા ભરનાર જે ગ્રાહકે પુસ્તકો અમદાવાદના કાર્યાલયમાંથી લેવાનું નોંધાવ્યું હશે, તેમને દરેક ભાગ નીકળેથી તે લઇ જવાની સૂચના અપાતી રહેશે. ૭–જેમણે પોસ્ટરસ્તે મોકલવાનું નોંધાવ્યું હશે તેમને દરેક ભાગ પોસ્ટેજ જોગું વી. પી. કરીને મોકલાતો રહેશે. ૮–જેમણે રેલ્વેરસ્તે મોકલવાનું નોંધાવીને સાતે ભાગના વધારાના પેકીંગ ઈ૰ ખર્ચ બદલ પણ પ્રથમથીજ રૂ. ૧)

વધુ ભર્યા હશે, તેમના ઉપર બબ્બે ગ્રંથ થી તૈયાર થયે એમજ તેમના ખર્ચે મોકલાશે.

૯—આઠ દશ વર્ષ પૂર્વે સંપૂર્ણ મહાભારત તે સમયના ખર્ચના પ્રમાણમાં રૂ. ૧૬) અને ૧૨ા થી કાઢવાની યોજના આ સંસ્થા તરફથી નીકળેલી અને એકેક રૂપિયો ડીપોઝીટ લેવાયલો; પરંતુ પાછળથી મોંઘારત થઇ જતાં એ યોજના માંડી વળાઇ અને ડીપોઝીટ પણ પાછી અપાઈ છે. એમાંના જે થોડાક સજ્જનોએ તે વિષેના પત્રો નહિ પહોંચવાથી હજીસુધી એ રૂપિયો મંગાવ્યો નથી, તેઓ પોતાનું ઠેકાણું તથા પૈસા ભર્યાનો દાખલો લખશે એટલે તે તરતજ મોકલી અપાશે.

# મહાભારત શામાટે ખરીદવું?

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'શ્રીમદ્ભગવદ્ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અલૌકિક જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી પ્રાપ્ત કરાયલાં વિષ્ણુસહસ્રનામાદિ પંચરત્નો નિત્યપ્રતિ લક્ષાવધિ અધિકારીજનોનાં હૃદયને જ્ઞાનભક્તિના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિના એક ખંડરૂપ "શાંતિપર્વ" માંનું પ્રશાન્ત ધર્મવારિ, તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજિજ્ઞાસુ હૃદયોને શાંત, પવિત્ર અને ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) ને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાગ્રંથનો અદ્ભુત પ્રભાવ સહસ્રો વર્ષથી આર્યનૃપતિઓની પરંપરાઓને આદર્શ રાજધર્મ અને અનુપમ વીરત્વનો પંથ દર્શાવ્યા કરે છે; જે મહાગ્રંથના ગૌરવે અતિ વિકટ સમયે પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા મહાવીરોને આર્યધર્મની રક્ષામાટે અદ્ભુત ચેતના આપીને તેમને અતુલ બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઉભા રાખ્યા છે; જે મહાગ્રંથમાંના આદર્શ ક્ષાત્રધર્મથી પ્રેરાઇને લક્ષાવધિ હિંદુકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગતનો મોહ મૂકી દઇને તથા પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દઇને દિવ્યગતિ પ્રાપ્ત કરી છે; જે મહાગ્રંથ ભારતવર્ષની હાલની દીનહીન દશામાં પણ તેના વિદ્વાનથી માંડી ખેડુત સુધીનાં અને રાજાથી માંડી રંકપર્યંતનાં કોટ્યવધિ સંતાનોને આર્યોની અસામાન્ય પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપ્યા રહ્યો છે; તે મહાગ્રંથ પ્રત્યેક હિંદુના ઘરને શોભાવી ઉન્નતિની ઉચ્ચ ભાવનાઓ પ્રેર્યા કરે એવું કોણ

નહિ ઇચ્છે ? મહાભારતનો મહિમા વર્ણવતાં ઠીકજ કહ્યું છે કેઃ—

भारतं श्रृणुयान्नित्यं, भारतं परिकीर्तयेत् ।
भारतं भवने यस्य, तस्य हस्तगतो जयः ॥
भारतं परमं पुण्यं भारते विविधाः कथाः ।
भारतं सेव्यते देवैर्भारतं परमं पदम् ॥
भारतं सर्वशास्त्राणामुत्तमं भरतर्षभ ।
भारतात् प्राप्यते मोक्षस्तत्त्वमेतद् ब्रवीमि ते ॥

**ભાવાર્થ:**—જે હમેશાં મહાભારત સાંભળે કે સંભળાવે અને તેનો ગ્રંથ પોતાના ઘરમાં રાખે છે, તેમનો સદા જય થાય છે. આ મહાભારત પુણ્યદાયક ગ્રંથ છે અને તેમાં વિવિધ પ્રકારની કથાઓ આપેલી છે; તેથી દેવતાઓ પણ તેનું સન્માન કરે છે. આ ગ્રંથ પરમ પદને આપનાર અને સર્વ શાસ્ત્રોમાં ઉત્તમ છે. તેનું પઠન, પાઠન, મનન અને અધ્યયન કરવાથી મોક્ષરૂપી પરમ સિદ્ધિ મળે છે ઉંડા અભ્યાસીઓ પણ કહે છે કેઃ—

'મહાભારત' એ હિંદુજાતિના સાહિત્યનો એવો ઉત્તમ રત્નાકર છે, જેઓ મનપૂર્વક તેનો પાઠ કરે છે અને તેની હીરારત્નો કરતાં પણ વધારે ઉપકારક શિખામણો હ્રદયમાં ઉતારે છે, તેમને લૌકિક તથા પારલૌકિક જ્ઞાન અને સુખને માટે બીજો ગ્રંથ જોવાની જરૂર રહેતી નથી. હિંદુજાતિના પ્રાચીન ધર્મ ગ્રંથોમાં મહાભારતને પાંચમો વેદ કહે છે, તે ઉપમા પણ યોગ્યજ છે; કેમકે એ ગ્રંથ અનેક શિખામણોનો સાગર, ઉપદેશોનો આગાર અને ધર્મકર્મનો સાચો સલાહકાર છે. તેમાં મુખ્ય વિષય તો વીર પાંડવોનું ઉત્થાન, કૌરવપાંડવોનું યુદ્ધ પાંડવોની રાજ્યપ્રાપ્તિ અને રાજ્યશાસનનાં વર્ણનનો છે; પણ તેના કવિ એક વેદપારંગત મહાત્મા અને ધર્મસંસ્થાપક મુનિ હોવાથી એની સાથે સાથે પ્રસંગોપાત ધર્મ, નીતિ, રાજ્યશાસન અને તત્ત્વજ્ઞાનનાં પણ તેઓ એવાં સરસ અને ઉચ્ચ વર્ણન કરી દે છે કે વાચક પોતાના હ્રદયમાં કોઇ નવોજ પ્રકાશ અનુભવે છે, તેનું હ્રદય વિશાળ બની જાય છે અને તે શું નો શુંય બની જાય છે જે ઉદ્દેશથી પ્રસંગવશાત્ આ મહત્ત્વપૂર્ણ ઉપદેશ અપાયલા છે, તેજ ઉદ્દેશથી રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓનાં પ્રસંગોપાત અનેક ઉપાખ્યાન, દૃષ્ટાંત અને કથા

કહાણીઓ પણ આ ગ્રંથમાં આપેલી હોવાથી તે પણ મનુષ્યના જીવનપર ઊંડો પ્રભાવ પાડે છે અને ગ્રંથની મનોહરતા તથા ઉપયોગિતાને અનેકગણી વધારી મૂકે છે. આ પ્રમાણે આર્યજાતિનું પ્રાચીન જીવન અને તેના મહત્ત્વપૂર્ણ ઉપદેશ મહાભારતમાં ભરપૂર હોવાથી તેનું વાચનશ્રવણ હિંદુસંતાનોને માટે તો બહુજ લાભકર્તા છે. માત્ર તેની મૂળકથાજ લઇએ, તો તે પણ એટલી બધી રોચક છે અને તેમાં એવાં ઉચ્ચ કોટિનાં ચરિત્રો આલેખવામાં આવ્યાં છે કે તેમાં બીજી બાબતો ન ઉમેરાઈ હોત તોપણ આ ગ્રંથ આખી દુનિયાના સાહિત્યમાં મુકુટમણિરૂપ ગણાત.

મહાભારતમાં સર્વ રસોનો યથાસ્થાને સમાવેશ કરવામાં આવ્યો છે. શૃંગારથી તે વૈરાગ્યસુધીના બધા રસોનું એમાં એવું સુંદર મિલન થયું છે કે ભારતના પ્રાચીન વીરોની આ પવિત્ર કથા બહુજ મનમોહક, હૃદયગ્રાહી અને પ્રભાવશાળી બની રહી છે; અને તેથી કરીને અત્યંત પ્રાચીનકાળથી અદ્યાપિપર્યંતના બધા પંડિતોનો એજ મત છે કે જે કંઇ **મહાભારતમાં છે, તેજ બીજે સ્થળે જોવામાં આવે છે અને જે તેમાં નથી તે ક્યાંય પણ નથી.**

મહાભારતનાં જૂદા જૂદા પ્રકારનાં અદ્‌ભુત પાત્રોનાં ચરિત્ર જોઇને આપણને આજથી હજારો વર્ષ પહેલાંના આપણા દેશ અને સમાજની અવસ્થાનું યથાર્થ જ્ઞાન થાય છે. તે સમયનો વર્ણાશ્રમધર્મ કેવો હતો, તે વખતના ક્ષત્રિયો કેવા શૂરવીર, પરાક્રમી અને સત્યસંકલ્પ હતા, એ સર્વ જાણવાથી આપણામાં ઉચ્ચ ભાવનાઓની જાગૃતિ અને દૃઢતા થાય છે. ભીષ્મપિતામહની અલૌકિક પિતૃભક્તિ; શ્રીકૃષ્ણની વિલક્ષણ રાજનીતિ; યુધિષ્ઠિરની પ્રશંસાપાત્ર સત્યનિષ્ઠા તથા દ્રોણ, દુર્યોધન, કર્ણ, અર્જુન અને ભીમ વગેરે વીરોની અદ્‌ભુત વીરત્વપૂર્ણ કથાઓ વાંચીને કયા ભારતવાસીના મૃતઃપ્રાય પ્રાણોમાં નવજીવનનો સંચાર નહિ થાય ? પોતાના પૂર્વજોના ગૌરવનું સ્મરણ કરીને ગર્વથી કોની છાતી નહિ ફૂલી ઉઠે ? તેથી જો આપણને આપણા ભૂતકાળના મહત્ત્વનું યથાર્થ ચિત્ર જોવાની અભિલાષા હોય તો આપણે મહાભારત જરૂર વાંચવું જોઇએ; જો સંસારના એ અલૌકિક મહાવીરોની વીરકથા વાંચીને મૃતઃપ્રાય પ્રાણોમાં નવીન સંજીવનીશક્તિ ભરવાની ઇચ્છા હોય તો મહાભારતનો પાઠ અવશ્ય કરવો જોઇએ અને સત્ય વાત તો એ **છે કે, જેણે મહાભારત નથી વાંચ્યું તેનું ભારતવાસી હોવુંજ વ્યર્થ છે.**

# મ૦ ગાંધીજી અને લોકમાન્ય શું કહે છે !

**યંગઇંડીઆમાંના મહાત્મા ગાંધીજીના લખાણનો ભાવાર્થ:**—મેં આ પહેલાં "મહાભારત" નો થોડોક ભાગ જોયો હતો, પરંતુ સંપૂર્ણ ગ્રંથ વાંચ્યો ન હતો. વાંચ્યા પહેલાં મને એવો ખ્યાલ હતો કે, એમાં માત્ર મારપીટ, લડાઈ અને ઝઘડાઓની કહાણીઓ હશે અને એવાં લાંબાં વર્ણન હશે કે મારાથી વાંચી પણ નહિ શકાય અથવા હું વાંચવા બેસીશ તો મને નિદ્રાજ આવશે! એથી કરીને મહાભારતનાં છ હજાર પાનાંનાં મોટાં પોથાં જોઈને હું ગભરાયો હતો; પરંતુ જ્યારે મેં તેને વાંચવું શરૂ કર્યું એટલે તો પછી તેમાં મને એટલી બધી લહે લાગી ગઈ કે એ ગ્રંથ પૂરો કરવાને હું અધીરો બની ગયો અને એ સંપૂર્ણ વાંચી રહ્યા પછી એ વિષેના મારા પહેલાંના ખ્યાલો ખોટા ઠર્યા.

એ ગ્રંથ મેં ચાર મહિનામાં (યરોડા જેલમાં) પૂરો કર્યો ત્યારે મને લાગ્યું કે, આ મહાભારતને કાંઈ ઉપમા આપવી હોય તો તે સુંદર જવાહીરોની એકાદ તિજોરીની ન આપી શકાય; પણ અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણની સાથેજ તેને સરખાવી શકાય, કે જે ખાણને જેમ જેમ વધુ ઉંડી ખોદીએ તેમ તેમ તેમાંથી વધારે કિંમતી જવાહીર નીકળતાં જાય છે.

**લોકમાન્ય તિલક મહારાજ કહે છે કે:**—મહાભારત ગ્રંથ અત્યંત મહત્ત્વપૂર્ણ છે. + + તેમાં ધર્મરાજની સત્યનિષ્ઠા, કર્ણની ઉદારતા, ભીષ્મનું બાહુબળ, અર્જુનનું યુદ્ધકૌશલ્ય ઇત્યાદિ અનેક અવર્ણનીય ગુણોયુક્ત વીરોનાં વર્ણન છે અને તે વીરોનાં ચરિત્ર વાંચવા યોગ્ય તથા મનન કરવા યોગ્ય છે.

એ સર્વેમાં પણ ભીષ્મપિતામહનો દૃઢ નિશ્ચય અને શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિ કૌશલ્ય તો વિલક્ષણુજ મહત્ત્વ ધરાવે છે. તેમના આગળ બીજાઓના બીજા ગુણો ફિક્કા પડી જાય છે. × × × આથી નવયુવકોને હું કહું છું કે:—"**મહાભારતનું અધ્યયન અવશ્ય કરો અને ભીષ્મપિતામહનો દૃઢ નિશ્ચય તથા શ્રીકૃષ્ણચંદ્રનું રણકૌશલ્ય તમારામાં વધારવાનો પ્રયત્ન કરો.**"

**હિંદી ટીકા સાથેનું મહાભારત પ્રસિદ્ધ કરી રહેલા મહાશય સાત-**

વૈદ્યકર "મહાભારતની સમાલોચના" માં ઠીકજ લખે છે કે:-"જ્ઞાની પુરુષો કહેતા આવ્યા છે કે:-"જેમને પ્રાચીનઇતિહાસ નથી તેમને માટે ભવિષ્ય માં પણ આશા નથી." પરંતુ ભારતવાસીઓને તો પ્રાચીન ઇતિહાસ છે, માત્ર ઇતિહાસજ નહિ પરંતુ દિગ્વિજયી, પ્રતિભાપૂર્ણ અને તેજસ્વી ઇતિહાસ છે, તેથી ભારતવાસીઓને માટે ભવિષ્યમાં પણ નિઃસંદેહ ભાગ્યદિન સર્જાયેલો છે; પરંતુ ભારતવાસીઓએ પોતાના પૂર્વજોના એ ભાગ્યશાળી અને પ્રતાપપૂર્ણ ઇતિહાસને જોવો અને મનન કરવો જોઇએ. માત્ર ઇતિહાસના અસ્તિત્વથીજ કામ નહિ ચાલે, પરંતુ તે ઇતિહાસનું જેટલું વધારે મનન થશે તેટલો વધુ લાભ થવાનો સંભવ છે. તેથી **આ પ્રતાપપૂર્ણ દિગ્વિજયનો ઇતિહાસ પ્રત્યેક ભારતવાસી સમક્ષ રજુ થવો જોઇએ.**"

"આ "મહાભારત" ઇતિહાસ હોવા છતાં પણ "કાવ્ય" ના રૂપમાં લખાયું છે, તેથી તેનો પાઠ પ્રત્યેક જાતના લોકો કરી શકે છે."

"જનસમાજમાં અનેક જાતના લોક હોય છે અને દરેક જાતના લોકની રુચિ જૂદા જૂદા પ્રકારની હોવાથી એકને જે રુચિકર હોય છે તે બીજાને માટે નથી હોતું; પરંતુ આ કાવ્યમય ઇતિહાસ એવી રીતે લખાયો છે કે **તેમાંથી પ્રત્યેક જાતના માણસને રસાસ્વાદ મળી શકે છે.** આસ્તિક ભગવદ્ભક્ત આમાં ભક્તિમાર્ગ જોઈ શકે છે, વેદાંતી આમાંથી આત્મપ્રત્યયનું જ્ઞાન મેળવી શકે છે, તર્કવિશારદ એમાં યુક્તિવાદ જોઇ શકે છે, શાસ્ત્રજિજ્ઞાસુ આમાંથી અનેક શાસ્ત્રના સિદ્ધાંતો જાણી શકે છે, ઇતિહાસમાટે એમાં અતિ વિશાળ કાર્યક્ષેત્ર છે, રાજપ્રકરણીને એમાં રાજનીતિ દેખાય છે, વીરને એમાં વીરતાનાં દૃષ્ટાંત મળી આવે છે, ગૃહસ્થાશ્રમીને એમાં ઉત્તમ ગૃહસ્થી જીવન મળે છે અને બ્રહ્મચારીને આદર્શ બ્રહ્મચારીના દાખલા મળે છે. તાત્પર્ય કે, **જેની જેવી જિજ્ઞાસા હોય તે બધી આ કાવ્યમય ઇતિહાસરૂપ મહાભારતમાંથી તૃપ્ત થાય છે.**"

"આપણા જીવનમાં જેટલી અવસ્થાઓ હોઈ શકે છે, તેનાથી કેટલાયેગણી અધિક અવસ્થાઓનાં વર્ણન આ ગ્રંથમાં છે. તેથી **પ્રત્યેક મનુષ્ય કોઈપણ અવસ્થામાં આ ગ્રંથના મનનથી બોધ લઈ શકે છે.**"

"મહાભારતમાં જાતીય, સામાજિક અને ધાર્મિક ઉત્કર્ષ તથા પ્રગતિનો જે

**ઇતિહાસ મળે છે, તે જાણવાથી ધાર્મિક ભાવનાની ઉત્તમ શુદ્ધિ થાય છે અને તેના મનનથી મનના સંકુચિત ભાવો દૂર થઈ મન ઉદાર થઈ જાય છે. આજકાલ આપણા ધાર્મિક ભાવો બહુજ સંકુચિત થઇ ગયા છે તેથી તેમને વધારે ઉદાર અને વિસ્તૃત કરવાને માટે મહાભારતના પાઠની અત્યંત જરૂર છે."**

"જે ગ્રંથમાં જેટલાં 'આદર્શ જીવનચરિત્ર' વધારે હોય છે, તેટલા તે ગ્રંથની વધુ યોગ્યતા હોય છે. ઐતિહાસિક કાવ્યમય ગ્રંથની ઉત્તમતાની એ એકજ કસોટી છે. એ દૃષ્ટિએ **આ મહાભારત "આદર્શ જીવનો" ની ખાણ છે,** એમ કહેવામાં અતિશયોક્તિ નથી; કેમકે **એમાં આવેલા સેંકડો મહાપુરુષોનાં આદર્શ-જીવનો એવાં ઉત્કૃષ્ટ છે કે જેમને સાથે રાખવાથી મનુષ્યમાત્રનો ઉદ્ધાર થઈ શકે છે. આથી આ મહાભારતનો પાઠ પ્રત્યેક ભારતવાસીએ કરવો જરૂરનો છે.**

"પ્રત્યેક સનાતન ધર્માભિમાની આર્યહિંદુના અંતઃકરણમાં મહાભારતવિષે આદર છે. ધર્મના વિષયમાં ભારત પ્રમાણભૂત ગ્રંથ મનાય છે, તેથી તેને "પાંચમો વેદ" કહે છે. ચાર વેદ પ્રસિદ્ધ છે અને પાંચમો વેદ આ મહાભારતજ છે. જે ગ્રંથની આટલી યોગ્યતા અદ્યાપિપર્યંત મનાય છે, તેનો પાઠ થાય તો કેટલો લાભ થાય, તેનો અનુભવ વાચક પોતેજ વાચીને કરી શકે તેમ છે. **તેના પાઠથી માણસ નિઃસંદેહ ઉચ્ચ મનોભૂમિકામાં પહોંચી જાય છે અને તેથી મહાભારતના પાઠનો જેટલો બની શકે તેટલો વધુ પ્રચાર કરવો એ પ્રત્યેક માણસનું કર્તવ્ય છે."**



# सारामाठा प्रसंगे ज्ञानल्हाणी

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાઓને આપી શકે.

કોઇ કોઇ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડો ઘણો સદુપયોગ કરે છેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઈ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિ-રૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, પડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે તેમનેમાટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતા ઘણાંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો પોતાને પસંદ પડે તેવા કોઇએક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાચદશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો-ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

## સસ્તા સાહિત્ય તરફથી લોકહિતાર્થે નીકળેલા

# અતિ ઉત્તમ ગ્રંથો

### खास महत्त्वना धार्मिक ग्रंथो

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|
| છોટમની વાણી-ગ્રંથ ૧ લો.... ... .... | ૨૬૪ | ૧) | ૦)≡ |
| અખાની વાણી-નવી આવૃત્તિ-પુષ્કળ વધારા સાથે | ૫૦૦ | ૧ાા | ૦ા= |
| પ્રીતમદાસની વાણી-સર્વથી મોટો સંગ્રહ ... | ૪૨૦ | ૧ાા | ૦ા- |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા-નવી આવૃત્તિ... | ૭૦૦ | ૨ાાા | ૦ાા |
| શ્રીમદ્‌ભાગવત-ઉત્તમ ભાષાંતર .... ... ... | ૭૦૦ | ૫) | ૧) |
| શ્રી રામકૃષ્ણકથામૃત-બંને ભાગ ભેગા... ... | ૬૫૦ | ૨ાા | ૦ા= |
| શ્રી દાસબોધ-નવી આવૃત્તિ ... .... | ૬૨૦ | ૨ાા | ૦ા= |
| શ્રી વાલ્મીકિ રામાયણ-મોટા બે ભાગમાં ... | ૧૪૦૦ | ૬) | ૧ા≡ |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ-ભાષાંતર... | ૬૦૦ | ૨) | ૦ાા≡ |
| સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧ થી ૪,ભાગ ૧થી૧૩ | ૨૪૦૦ | ૮ા | ૧ાા |
| સ્વામી વિવેકાનંદ-ગ્રંથ ૧ લો,ભાગ ૧-૨-૩ | ૫૭૫ | ૨ા | ૦ા= |
| ,, ગ્રંથ ૨ જો ભાગ ૪-૫... | ૬૦૦ | ૨ા | ૦ા= |
| ,, ભાગ ૬-૭-૮-૯-૧૦-નોખા | ૨૦૦૦ | ૭) | ૦ાાા= |

ગિરધરકૃત શુદ્ધ રામાયણ—ખાસ શુદ્ધ આવૃત્તિ ૭૮૪ રાં ૦॥–

ધર્મતત્ત્વ—બંકિમકૃત ઉત્તમ ધર્મગ્રંથ .... ૨૪૮ ૦॥। ૦)≡

યોગતત્ત્વ—રામચરકના ગ્રંથો ઉપરથી ... ...૩૮૪ ૧। ૦।–

શ્રીભજનસાગર—બહોળા વધારાસાથે નવી આવૃત્તિ૨૦૦ ૦॥≡ ૦)≡

સ્વર્ગનું વિમાન — આ પુસ્તકો સ્વ૦ પઢિયાર ૩૮૪ ૧।≡ ૦।–

સ્વર્ગની કુંચી — રચિત હોઇ એમાં અનેક...૩૭૮ ૧।≡ ૦।–

સ્વર્ગનો ખજાનો — દાખલાદૃષ્ટાંતપૂર્વક ઉત્તમ ૩૨૪ ૧।≡ ૦।–

સ્વર્ગનો પ્રકાશ — સદ્બોધ સમાયલો છે.... ૩૩૬ ૧।≡ ૦।–

શ્રીમદ્ભગવદ્ગીતા—ગુજરાતી, હિંદી કે મરાઠી ટીકા સાથે ૦।≡ ૦)≡

ભગવદ્ગીતા—મૂળ મૂળ મધ્યમ અક્ષર ૦। મોટા અક્ષર ૦॥

પંચરત્ન ગીતા—મૂળ મૂળ નાના અક્ષર ૦। મધ્યમ ૦।≡ મોટા ૦॥।

છબીઓ—ભગવાનની, વ્યાસગણેશની તથા સર્વદમનની;

દરેકનો ... ... ૦)– ૧૦ પ્રતના ૮ આના

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

આગળ ધસો—નવી આવૃત્તિ... ... ... ૪૬૮ ૧॥। ૦।≡

આદર્શ દૃષ્ટાંતમાળા—ભાગ-૧ લો... ... ૩૩૬ ૧)≡ ૦।

બંકિમનિબંધમાળા—ધર્મતત્ત્વસાથે નવી આવૃત્તિ૫૯૦ ૧॥। ૦।≡

ભાગ્યના સૃષ્ટાઓ (સાદું પૂઠું)... ... ૭૨૦ ૧। ૦।

સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ ... ... ૫૫૨ ૧। ૦)≡

પ્રભુમય જીવન—અંગ્રેજીમાં લાખો પ્રત નીકળી છે૨૧૬ ૦॥। ૦)≡

## इतिहास अने वैदकसंबंधी पुस्तको

રાજસ્થાનનો ઇતિહાસ–બે મોટા ગ્રંથોમાં...૧૫૩૦ ૧૦) ૧॥=

આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ–મોટું ૭૦૦ ૪) ૦॥।

આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન–ગાંધીજીકૃત... ૧૪૦ ૦।– ૦)–

## उत्तम अने बोधदायक जीवनचरित्रो

દાનવીર કાર્નેગી... ... ... ... ...૩૮૪ ૧॥ ૦।–

શ્રી ભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત... ૪૦૮ ૧॥ ૦।=

ભારતનાં સ્ત્રીરત્નો–ત્રણ ગ્રંથોમાં... ... ૨૧૦૦ ૬) ૧।–

સ્વામીરામતીર્થની જીવનકથા-(ચોથા ગ્રંથરૂપે)૬૪૦ ૨) ૦।≡

સ્વામીવિવેકાનંદ–સંપૂર્ણચરિત્ર (ભાગ ૯ મો) ૭૪૦ ૨॥ ૦।–

જગતનો મહાન પુરુષ (મ૦ ગાંધીજી)... ...૩૫૦ ૧। ૦)।

શ્રી શિવાજી છત્રપતિ ... .... ૫૨૮ ૨। ૦।≡

મહાન સમ્રાટ અકબર... ... .... ... ૩૫૨ ૧। ૦।–

મહાત્મા ટૉલ્સ્ટૉય ... ... ... ... ૬૨૦ ૨॥ ૦।≡

મહાન નેપોલિયન બોનાપાર્ટ... ... ...૮૪૦ ૩) ૦॥

વીર દુર્ગાદાસ... ... ... ... ... ૨૪૦ ૦॥। ૦)≡

## स्त्रीओ तथा पुरुषोमाटे बोधप्रद वार्ताओ

ટુંકીવાર્તાઓ–ભાગ ૧ થી ૪ ભેગા.... ... ૬૦૦ ૨) ૦।≡

ટુંકીવાર્તાઓ-ભાગ ૫ મો-૨૮ સાંસારિક વાતો ૩૦૪ ૦।।।- ૦)≡

ટુંકીવાર્તાઓ-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો...૩૬૦ ૧) ૦)≡

ટુંકીવાર્તાઓ-ભાગ ૭ મો-અનેક વાતો.... ૩૫૦ ૧।। ૦)≡

## बाळकोमाटे खास उपयोगी पुस्तको

**સદ્ગુણી બાળકો**-૧૯ બનાવોનો સંગ્રહ... ૧૨૮ ૦।- ૦)-

**બાળસદ્બોધ**-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ....૧૧૨ ૦।૦।। ૦)-

**બાળકોની વાતો**-રસિક વાતચિતરૂપે ૨૧ પાઠ...૯૬ ૦। ૦)-

**દુઃખમાં વિદ્યાભ્યાસ**-સચોટ સાચાં દૃષ્ટાંતો ...૯૦ ૦। ૦)-

**સુબોધક નીતિકથા**... ... ... .... ૧૮૪ ૦।= ૦)=

## पुस्तको मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીષ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦) સુધીનું રૂ. ૦। જૂદું લાગે છે. ૨-બહારથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૩-મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ સમજવું. ૪-રૂ. ૧) થી ઓછાના પુસ્તકાદિ જોઈયે તો વી. પી. થી ન માગતા મ. ઓ. કે ટીકીટોજ મોકલવી. ૫-પૂરૂં મૂલ્ય તથા પેકીંગ ૭૦ બદલ ૦। પ્રથમથીજ મોકલીને દશેક રૂા. ના સામટાં પુસ્તકાદિ રેલરસ્તે મંગાવનારને ખર્ચ બહુ ઓછો આવશે. ૬-રૂ. ૨૫) યા વધુનાં પુસ્તકાદિ લેવાથી પેકીંગ માફ છે, તથા કમીશન પણ રૂપીએ ૦)≡સુધી મળશે. ૭-અમુક સમયસુધી કિફાયતે અપાતાં પુસ્તકોમાં કમીશન નહિ મળે. ૮-બહારના પુસ્તકો લાવીને મોકલાશે નહિ.

## सस्तुं साहित्य वर्धक कार्यालय

**ત્રણ દરવાજા બહાર, સેશન કોર્ટ પાસે-અમદાવાદ**

**કાલબાદેવી માતાના મંદિર સામેની દુકાન-મુંબઈ**

## 'कोइ एक जणे जगमां जन्मी'

(કોઈ એક સમે, એ લય)

કોઈ એક જણે જગમાં જન્મી, કાંઇ કાંઈ સુંદર સુકૃત્ય કીધાં;
કોઇ એક જણે નિજ માનવબંધુને. સહાય કરી આશીષ લીધાં.
કોઈ એક જણે ગાઇ ગીત મધુર, કંઇકના હૃદયને શાંત કર્યું;
કોઇ એક જણે પ્રકટાવી પ્રસન્નતા, અન્યના હૃદયનું દુઃખ હર્યું.
કોઈ એક જણે મહાવિપદવિષે, કરી સહાય સાર્થક મિત્રધર્મ કર્યો;
કોઈ એક જણે શબ્દ શ્રવણ કર્યો. નિજ આશ્રિતના ઉપકાર ભર્યો.
કોઇ એક જણે જઈ એકાંતમાં, નિજ સ્વરૂપતાનું રૂડું ધ્યાન ધર્યું.
કોઈ એક જણે 'દયાસિંધુ' કહી, એવું સાચા હૃદયનું વચન ઉચ્ચર્યું
કોઈ એક જણે નિજ ધર્મને કાજ, સમરમાં પ્રતિ યુદ્ધને આદર્યું;
કોઇ એક જણે નિજ જીવન ગાળ્યું. તપાદિમાં એકાંતે શાંતિભર્યું
કોઇ એક જણે વ્યવહારે રહી, સાચા સાધનથી સાધી ઉત્તમતા;
કહો બંધુ! વિચારી મને તો જરા, એવા 'કોઇ એક જણ' તે તમે શું હતા

શ્રી ઉપેન્દ્ર

## सुणो, जागो, ओ बंधु! ए मार्ग सजो.

બંધુ જુઓ જરી ઉક્ત વાણી તમે, કાંઈ ધારો–હૃદયમાં પ્રેમ કરી;
બંધુ 'એમાંના એકાદ' બનવા ચહો, તો શું શક્ય નથી? એ વિચારો જરી
બંધુ સત્ય આ વાત હૃદયમાં ધરો, નકી થઇ શકશો 'એવા એક' નકી;
બંધુ એકજ વાતનું કામ એમાં, તેહ આતુરતા તમ–હૃદય તણી.
બંધુ આકરું ભાસે ભલે લક્ષ કહી, તોય તેથી ન હારવું હૃદયે ડરી:
બંધુ પક્ષ તમારો છે સબળ બહુ, ખુદ સત્યના સહાયક આપે હરી.
બંધુ સદ્‌ગુણ સંપત્તિ સાથે હશે, હરિ તેહથી દૂર ન વાત ખરી.
બંધુ સ્વાર્થ સાધો પ્રભુપ્રાપ્તિતણો, કાં તો દીન દુઃખી તણી સેવ કરો;
બંધુ ઉભયતણું ફળ આખર એક, તે મહાપદ લહી થઇ મુક્ત ફરો.
બંધુ તન ધન આદિ છે ક્ષણિક બધાં, ઉપયોગ કરી લ્યોને તેહ તણો;
બંધુ વીજને ઝબકે પરોવી લ્યો મોતીને, સત્ય જીવનધન પ્રાપ્ત કરો.
ખરી બુદ્ધિ એમાં, ખરો સ્વાર્થ એમાં, અન્ય બુદ્ધિ કબુદ્ધિ લહીને લાભો
[illegible]